ન્યાયવિશારદ જિનશાસનશણગાર
વર્ધમાન આયંબિલ તપની ૧૦૮ ઓળીના
અપ્રમત્ત આરાધક, હજારો નવયુવાનોમાં
શીલ, સંસ્કાર અને ધર્મભાવના ભરનારા
પૂજ્યપાદ ગુરુદેવ આચાર્યદેવશ્રી

વિજયભુવન ભાનુસૂરીશ્વરજી મહારાજા

નાં કરકમલોમાં

આદરસહિત બહુમાનસહિત

શિશુ

ભદ્રગુપ્તવિજય

## પ્રકાશકીય

શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ પોતાના ધ્યેયને અનુસરતું અવિરત ગતિ—પ્રગતિ કરી રહ્યું છે.

તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે "જ્ઞાનસાર—વિવેચન"ની ત્રણ આવૃત્તિઓ પ્રકાશિત કર્યા પછી આજે આપના કરકમલોમાં ખૂબ હર્ષથી 'પ્રશમરતિ—વિવેચન' મૂકીએ છીએ. 'પ્રશમરતિ'નો આ પ્રથમ ભાગ છે. તેની આ બીજી આવૃત્તિ પ્રકાશિત કરતાં અમે આનંદ અનુભવીએ છીએ. તત્ત્વજ્ઞાનના રસિયા ભાઈ—બહેનો માટે 'જ્ઞાનસાર—વિવેચન' પછી આ ગ્રંથ ખૂબ જ ઉપકાર સિદ્ધ થયો છે, એમ અમે માનીએ છીએ. મૂળ શ્લોક, અર્થ અને વિવેચન, પાછળ પરિશિષ્ટો, આમ અભ્યાસ કરનારાઓ માટે ઉપયોગી બને એ રીતે આ ગ્રંથ તૈયાર થયો છે. પૂજ્ય મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી ગણિવર્ય વર્ષોથી આવું સત્સાહિત્ય સર્જી રહ્યા છે અને તેઓશ્રીની પ્રેરણાથી અને માર્ગદર્શનથી આ સંસ્થા એ સાહિત્ય પ્રકાશિત કરી રહી છે. અનેક ઉદારદિલ સદ્ગૃહસ્થોના સાથ—સહયોગથી આ કાર્ય થઈ રહ્યું છે. વિદેશોમાં પણ અમારી સંસ્થાનાં પુસ્તકો મોટી સંખ્યામાં જઈ રહ્યાં છે, એ અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરે છે.

પુસ્તકોના છાપકામમાં શ્રી લાલચંદ કે. શાહ, વણોદવાળાના તથા નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસના માલિકોનો અમે આભાર માનીએ છીએ.

હવે પછી "જીવનને જીવી તું જાણ" અને 'તારી યાદ મને સતાવે'...આ બે પુસ્તક પ્રકાશિત થશે.

વિ. સં. ૨૦૩૭ — માનદ ટ્રસ્ટીઓ
શ્રાવણ સુદ : ૧૨ — વિ. ક. પ્ર. ટ્રસ્ટ.

# વિવેચનકારનું વક્તવ્ય

प्रशमस्थेन येनेयं कृता वैराग्यपद्धतिः ।
तस्मै वाचकमुख्याय नमो भूतार्थभाषिणे ॥

અજ્ઞાત ટીકાકારે આ શ્લોકના માધ્યમથી વાચક શ્રેષ્ઠને નમસ્કાર કર્યો છે. હું પણ આ જ શ્લોકથી ભાવપૂર્ણ હૃદયે એ પૂર્વધર મહર્ષિનાં ચરણે નમસ્કાર કરું છું.

શ્રમણજીવનના શૈશવકાળમાં જ્યારે એક બાજુ સંસ્કૃત, પ્રાકૃત ભાષાઓનું જ્ઞાન, પ્રકરણો, કર્મગ્રંથ આદિ પ્રકરણગ્રંથોનું જ્ઞાન અને ન્યાયદર્શન આદિ દર્શનોનું જ્ઞાન પૂજ્ય ગુરુદેવોની કૃપાથી મળતું હતું. સાથે સાથે આંતરશાન્તિ અને વૈરાગ્યપરિણતિ માટે 'જ્ઞાનસાર', 'પ્રશમરતિ', 'અધ્યાત્મસાર' જેવા ઉત્તમ ગ્રંથો કંઠસ્થ કરતો હતો.

રાત્રિના સમયે એકલો એકલો જ્યારે 'જ્ઞાનસાર', 'પ્રશમરતિ', અને 'ભક્તપરિજ્ઞાપયન્ના'નો અર્થચિંતન સાથે સ્વાધ્યાય કરતો ત્યારે કેટલો બધો અંતરઆનંદ અનુભવતો હતો! વ્યાવહારિક જીવનનાં અનેક દ્વન્દ્વોની વચ્ચે...એ વખતે નિર્દ્વન્દ્વ આત્માનંદની અનુભૂતિ થતી હતી. વર્ષો સુધી આ ત્રણ ગ્રંથોએ મારા મનને શાન્તિ આપી છે, રસાયણ આપ્યું છે, અમૃત આપ્યું છે!

○ જ્ઞાનસાર!
○ પ્રશમરતિ!
○ ભક્તપરિજ્ઞાપયન્ના!

મારા ભાવપ્રાણોને નવપલ્લવિત કરનારા આ ગ્રંથો...જ્યાં સુધી મારે સંસારમાં જન્મ લેવા પડે ત્યાં સુધી મળતા રહો, એમ મારું હૃદય ઝંખ્યા કરે છે. 'જ્ઞાનસાર'ના રચયિતા ન્યાયાચાર્ય ન્યાય-

વિશારદ ઉપા. શ્રી યશોવિજયજીને, 'પ્રશમરતિ'ના રચયિતા વાચક-શ્રેષ્ઠ પૂર્વધર મહર્ષિ ઉમાસ્વાતિને અને 'ભક્તપરિજ્ઞાપયન્ના'ના રચયિતા શ્રમણભગવાન મહાવીરના શિષ્યરત્ન વીરભદ્ર મહર્ષિને મારી ક્રોડ ક્રોડ વંદના!

મને ઘણીવાર વિચાર આવતો કે 'આ ગ્રંથો જો બધા સાધુઓ... બધી સાધ્વીઓ કંઠસ્થ કરી લે...અર્થચિંતન કરે અને અનુપ્રેક્ષા કરે...તો સહુ શ્રમણસંઘના પ્રાણ કેવા પુષ્ટ બને! સહુ સાધકોનાં મન કેવી અપૂર્વ શાન્તિ અનુભવે! શ્રમણજીવન લીધેલું સાર્થક બની જાય!' મારા પરિચયમાં આવતા સાધુ–સાધ્વીને હું આ ગ્રંથોનું અધ્યયન–પરિશીલન કરવાની ભારપૂર્વક ભલામણ કરતો રહું છું... મારા અંતેવાસીઓને તો કંઠસ્થ જ કરાવી દીધા છે આ ગ્રંથો.

આ ગ્રંથોના અનુચિંતનમાં મેં જે આનંદ અનુભવ્યો, તે આનંદ સહુ અનુભવે, તે માટે અનુચિંતનને મેં લખવા માંડ્યું...અને 'જ્ઞાનસાર' ઉપરનું વિવેચન સંપૂર્ણ લખાઈ ગયું...ત્યાર પછી 'પ્રશમરતિ' ઉપર લખવાનો પ્રારંભ કર્યો...

બીજી અનેક જવાબદારીઓની વચ્ચે...સંઘ અને શાસનનાં અનેક કાર્યોની વચ્ચે...આ 'વિવેચન' લખવાનું કામ ઢીલું પડી ગયું. પરંતુ મારા આત્મીય સખા મુનિવર...પંન્યાસ શ્રી સ્થૂલભદ્રવિજયજી ગણિની સતત ઉઘરાણીએ અને મુંબઈના તત્ત્વરસિક સુશ્રાવક પ્રવીણ-ભાઈ અમરચંદ ઝવેરીના વારંવારના આગ્રહના પરિણામે...આ વિવેચન લખવામાં ઝડપ આવી અને ૧૦૧ શ્લોકો ઉપર વિવેચન પૂરું થયું.

વિ. સં. ૨૦૨૯માં જ્યારે મારા સહોદર વડીલભ્રાતા પૂ. મુનિરાજશ્રી ધર્મગુપ્તવિજયજી મ. સા. સાથે, પાટણ (ઉ. ગુજરાત)માં અમારું ચાતુર્માસ હતું, ત્યારે મારા સહૃદયી મિત્ર મુનિવર શ્રી પુંડરિકવિજયજી પણ અમારી સાથે હતા. એમની ઈચ્છા હતી કે 'કોઈ વૈરાગ્ય ભરપૂર ગ્રંથ રોજ કલાક–કલાક વાંચીએ!' પાટણના તત્ત્વરસિક સુશ્રાવક નંદુભાઈ (નંદલાલભાઈ)ની પણ આવી જ ભાવના હતી...અને અમે 'પ્રશમરતિ' વાંચવાનું નક્કી કર્યું.

ચાતુર્માસમાં સંપૂર્ણ ગ્રંથનો સ્વાધ્યાય થયો. અલબત્ત, આ પૂર્વે વિ.સં. ૨૦૧૪માં જ્યારે વ્યાખ્યાતા તરીકે મારું પહેલું જ ચાતુર્માસ ખંભાતમાં થયેલું ત્યારે વ્યાખ્યાનમાં મેં 'પ્રશમરતિ' ગ્રંથ વાંચવાનો પસંદ કરેલો. એ વખતે મેં 'પ્રશમરતિ' ઉપર શ્રી હરિભદ્રસૂરિજી મ. (યાકિની મહત્તરાસુનુ નહીં, બીજા)ની ટીકા જ વાંચી હતી. પાટણના જ્ઞાનભંડારમાંથી બીજી પણ ટીકા મળી. ભાવનગરની શ્રી જૈનધર્મપ્રસારક સભા તરફથી વિ. સં. ૧૯૬૬માં મુદ્રિત થયેલી એ ટીકા છે...ટીકાકારનું નામ નથી! 'અવચૂરી' પણ એ પ્રતમાં છપાયેલી છે. તેના કર્તાનું પણ નામ નથી! જ્યારે મેં આ ટીકા વાંચવા માંડી...મને પારાવાર આનંદ થયો. આર્હત શ્રુતનો દિવ્ય પ્રકાશ મળ્યો...અમે પાટણના એ ચાતુર્માસમાં બંને ટીકાઓના સહારે સંપૂર્ણ 'પ્રશમરતિ'નો સ્વાધ્યાય કર્યો...એ વખતે જ "મારે 'પ્રશમરતિ' ઉપર વિવેચન...અનુચિંતન લખવું છે!" આ વિચાર-બીજ અંતરની ધરતીમાં રોપાઈ ગયું હતું.

વિવેચન લખવામાં મેં આ ઉપલબ્ધ બંને ટીકાઓનો સહારો લીધો છે...એમાં ય અજ્ઞાત ટીકાકારની ટીકાએ તો મને તત્ત્વ અનુપ્રેક્ષામાં પ્રતિક્ષણ માર્ગદર્શન આપ્યું છે...એ ટીકાકાર મહર્ષિના ચરણે ભાવભરી વંદના! 'પ્રશમરતિ'માં મુખ્ય બાવીસ વિષયોની સંકલના છે. ૧. પીઠબંધ ૨. કષાય ૩. રાગાદિ ૪. કર્મ ૫. કરણ ૬. અર્થ ૭. આઠ મદસ્થાન ૮. આચાર ૯. ભાવના ૧૦. ધર્મ ૧૧. કથા ૧૨. જીવાદિ ૧૩. ઉપયોગ ૧૪. ભાવ ૧૫. દ્રવ્ય ૧૬. ચરણ ૧૭. શીલાંગ ૧૮. ધ્યાન ૧૯. શ્રેણિ ૨૦. સમુદ્ઘાત ૨૧. યોગનિરોધ અને ૨૨. શિવગમન.

આ ૨૨ વિષયોમાંથી આ પ્રથમ ભાગમાં સાત વિષયોનું વિવેચન પૂર્ણ થયું છે. બીજા ભાગમાં અને ત્રીજા ભાગમાં બાકીના ૧૫ વિષયોનું વિવેચન આપવામાં આવશે. ત્રણ ભાગમાં ગ્રંથ સંપૂર્ણ થશે.

વિવેચનની રસાળતા જળવાઈ રહે તે માટે તાત્ત્વિક વિષયોને વિવેચનમાં ન ચર્ચતાં, જુદાં પરિશિષ્ટોમાં એ વિષયો ચર્ચ્યા છે. પ્રથમ ભાગમાં તેર પરિશિષ્ટો આપવામાં આવ્યાં છે. અધ્યયન કરનારાઓને આ પરિશિષ્ટો વિષય સમજવામાં ઉપયોગી બનશે.

દરેક શ્લોકનો અર્થનિર્ણય ટીકાના આધારે કરેલો છે. મૂળ શ્લોકો કંઠસ્થ કરનારાઓ માટે અર્થજ્ઞાનમાં તે ઉપયોગી બનશે.

સહુ જીવોનાં અંતઃકરણ શાન્તિ, પ્રશમ, ઉપશમ પામે અને નિરવધિ આનંદ અનુભવે, એ ભાવનાથી આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવે છે...મારા મંદ ક્ષયોપશમથી...અલ્પ બુદ્ધિથી...કંઈ પણ વિસંવાદી લખાઈ ગયું હોય...તો કરુણાવંત વિદ્વાનો મને ક્ષમા કરજો.

—ભદ્રગુપ્તવિજય

ડભોઈ ( ગુજરાત )
નૂતનવર્ષારંભ
વિ. સં. ૨૦૩૪

## બીજી આવૃત્તિ વેળાએ

તત્ત્વજ્ઞાનથી ભરપુર ગ્રન્થની બીજી આવૃત્તિ પ્રકાશિત થાય...એ કેટલા આનંદનો વિષય છે...તે તો આવાં પુસ્તકોના લેખક અને પ્રકાશકો જ જાણતા હોય છે. હું પણ આનંદ અનુભવું છું.

બીજો ભાગ પ્રકાશિત થઈ ગયો છે, ત્રીજા ભાગનું વિવેચન લખવાનો પ્રારંભ થઈ ગયો છે...ત્યારે પહેલા ભાગની બીજી આવૃત્તિ પ્રકાશિત થઈ રહી છે! સહુ તત્ત્વજ્ઞાનરસિક જીવો આંતરતૃપ્તિ અનુભવો...એ જ મંગલ કામના—

—ભદ્રગુપ્તવિજય

ધાનેરા (ઉ. ગુજરાત)
શ્રાવણ સુદ : ૧૨
વિ. સં. ૨૦૩૭



'પ્રશમરતિ'ના રચયિતા

# વાચકશ્રેષ્ઠ ઉમાસ્વાતિ

"જેમના દીક્ષાગુરુ અગિયાર અંગના ધારક 'ઘોષનન્દિ' શ્રમણ હતા અને પ્રગુરુ (ગુરુના ગુરુ) વાચક મુખ્ય 'શિવશ્રી' હતા, વાચનાથી અર્થાત્ વિદ્યાગ્રહણની દૃષ્ટિએ જેમના ગુરુ 'મૂલ' નામના વાચકાચાર્ય અને પ્રગુરુ મહાવાચક 'મુંડપાદ' હતા, જેઓ ગોત્રથી 'કૌભીષણી' હતા અને જે 'સ્વાતિ' પિતા અને 'વાત્સી' માતાના પુત્ર હતા, જેમનો જન્મ 'ન્યગ્રોધિકા'માં થયો હતો અને જે 'ઉચ્ચ-નાગર' શાખાના હતા, તે ઉમાસ્વાતિ વાચકે ગુરુપરંપરાથી પ્રાપ્ત થયેલા શ્રેષ્ઠ આર્હત ઉપદેશને સારી રીતે ધારણ કરીને તુચ્છ શાસ્ત્રોથી હતબુદ્ધિ દુ:ખી લોકોને જોઈને, જીવો પ્રત્યેની અનુકંપાથી પ્રેરિત થઈને આ 'તત્ત્વાર્થાધિગમ' નામનું સ્પષ્ટ શાસ્ત્ર, 'કુસુમપુર' નામના મહાનગરમાં રચ્યું છે. જે આ તત્ત્વાર્થ-શાસ્ત્રને જાણશે અને એના કથન મુજબ આચરણ કરશે તે અવ્યાબાધસુખ નામના પરમાર્થને—મોક્ષને શીઘ્ર પ્રાપ્ત કરશે."

**—તત્ત્વાર્થાધિગમ-સૂત્રની પ્રશસ્તિ**

વાચકશ્રેષ્ઠ ભગવાન ઉમાસ્વાતિનો પરિચય આપનાર જો કોઈ પ્રામાણિક આધાર હોય તો માત્ર આ પ્રશસ્તિ જ છે. જો કે આ પ્રશસ્તિમાંથી તેઓનો કાળનિર્ણય મળતો નથી, પરંતુ વિદ્વાનો, ભગવાન મહાવીરના નિર્વાણ પછી લગભગ ૪૭૧ વર્ષે ઉમાસ્વાતિ થયા, એમ માને છે. વિક્રમની પ્રથમ શતાબ્દીનો પ્રારંભિક કાળ કહી શકાય.

આ મહાન શ્રુતધરે પોતાના જીવનકાળમાં પાંચસો ગ્રંથોની રચના કરી હતી, તેમાંથી આજે માત્ર પાંચ—સાત ગ્રંથો જ મળે છે. તેમાં મુખ્ય છે : **તત્ત્વાર્થાધિગમસૂત્ર** અને **પ્રશમરતિ**. તે સિવાય **'જમ્બૂદ્વીપ સમાસપ્રકરણ,' 'પૂજાપ્રકરણ' 'શ્રાવકપ્રજ્ઞપ્તિ'** **'ક્ષેત્રવિચાર'** વગેરે ગ્રંથો છે.

કલિકાલસર્વજ્ઞ આચાર્યદેવ હેમચન્દ્રસૂરીશ્વરજી શ્રી ઉમાસ્વાતિને સર્વોત્કૃષ્ટ સંગ્રહકાર કહે છે. તેઓએ 'તત્ત્વાર્થ સૂત્ર'માં આર્હત શ્રુતના પદાર્થોનો અદ્ભુત સંગ્રહ કરેલો છે. 'પ્રશમરતિ'માં પણ આર્હત શ્રુતના ઢગલાબંધ પદાર્થો સંગ્રહ કરાયેલા છે.

પૂર્વધર મહર્ષિ ઉમાસ્વાતિને શ્વેતામ્બરો જેમ પૂજ્યભાવે સ્વીકારે છે તેવી રીતે દિગંબરો પણ બહુમાનપૂર્વક માને છે. શ્વેતામ્બરો ઉમાસ્વાતિને પોતાની પરંપરામાં થયેલા માને છે. દિગંબરો એમની પરંપરામાં થયેલા માને છે! સર્વાંગીણ દૃષ્ટિએ વિચારતાં તેઓ શ્વેતામ્બર પરંપરાના બહુશ્રુત મહર્ષિ હતા એ સુનિશ્ચિત લાગે છે.

'પ્રશમરતિ'માં આ મહર્ષિ વિવિધ તેજસ્વી રૂપોમાં જોવા મળે છે. પ્રશમ-રસના મહાયોગી આર્ષપુરુષ પ્રશમસુખમાં મોક્ષસુખ જુએ છે! અનુભવે છે! અને મોક્ષમાર્ગના પથિકોને એ પ્રશમસુખનો આસ્વાદ કરવા અનુરોધ કરે છે.

ગ્રંથકાર મહર્ષિનો આ એક અતિસંક્ષિપ્ત પરિચય છે.

—ભદ્રગુપ્તવિજય

ડભોઈ
નૂતનવર્ષારંભ
વિ. સં. ૨૦૩૪



# વિષય-અનુક્રમ

| વિષય: | પાના નં. |
|---|---|
| ૧. મંગળ | ૩ |
| ૨. પરમેષ્ઠિવંદના : ગ્રન્થપ્રયોજન | ૫ |
| ૩. સર્વજ્ઞશાસન | ૭ |
| ૪. ગ્રન્થકારની નમ્રતા | ૯ |
| ૫. વૈરાગ્યરસનો ગ્રંથ | ૧૧ |
| ૬. ગુરુપરંપરા | ૧૨ |
| ૭. સજ્જનો કરુણાવંત | ૧૪ |
| ૮. જિનવચનનું અનુકીર્તન | ૨૩ |
| ૯. પુનરુક્તિ દોષરૂપ નથી | ૨૬ |
| ૧૦. વૈરાગ્યભાવના | ૩૧ |
| ૧૧. વૈરાગ્યના પર્યાયો | ૩૩ |
| ૧૨. રાગના પર્યાય | ૩૬ |
| ૧૩. દ્વેષના પર્યાય | ૩૮ |
| ૧૪. જીવાત્મા કષાયી ક્યારે ? | ૪૧ |
| ૧૫. કષાયોના વિપાક | ૪૮ |
| ૧૬. કષાયોનું પરિણામ | ૫૦ |
| ૧૭. ક્રોધનું પરિણામ | ૫૨ |
| ૧૮. માનનું પરિણામ | ૫૫ |
| ૧૯. માયાનું પરિણામ | ૫૭ |
| ૨૦. લોભનું પરિણામ | ૫૯ |
| ૨૧. કષાયો ભટકાવે સંસારમાં | ૬૨ |
| ૨૨. રાગ અને દ્વેષ | ૬૪ |
| ૨૩. રાગ—દ્વેષના સહાયક | ૬૮ |
| ૨૪. કર્મબંધ આઠ પ્રકારે | ૭૦ |
| ૨૫. કર્મોના ઉત્તરભેદ | ૭૨ |
| ૨૬. કર્મબંધ ચાર પ્રકારે | ૭૫ |
| ૨૭. યોગ : કષાય : લેશ્યા | ૭૭ |

# પરિશિષ્ટો





# શુદ્ધિપત્રક : સંસ્કૃતનું

| પાનું | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૩ | —पर्य्याथ० | पर्य्यार्थ० |
| ૧૧ | ૫ | —वृषैंम० | —वृपैर्म० |
| ૧૪ | ૮ | —नुकपैं० | —नुकंपै० |
| ૧૯ | ૧૦ | किंचिदपि | किंचिदपि |
| ૫૦ | ૨૫ | मनाद् | मानाद् |
| ૬૪ | ૩૧ | प्र्याय: | पर्याय: |
| ૮૦ | —૨૬ | प्रयुज्यते: | प्रयुज्यते |
| ૮૨ | ૩૯ | निवृत्ति: I | निवृत्ति: । |
| ૮૬ | ૪૧ | —मूषण० | —भूषण० |
| ૯૬ | ૪૫ | —लेपन | —लेपना० |
| ૧૦૧ | ૪૭ | पञ्चेन्दिय० | —पञ्चेन्द्रिय० |
| ૧૧૨ | ૫૨ | किंचिं:ष्टि | किंचिदिष्ट |
| ૧૨૧ | ૫૭ | भवसन्ते० | भवसन्तते० |
| ૧૨૩ | ૫૮ | —सचय० | —संचय० |
| ૧૨૬ | ૫૯ | —चारत्र० | —चारित्र० |
| ૧૨૬ | ૬૩ | वेराग्य० | वैराग्य० |
| ૧૬૦ | ૭૦ | —धर्मं० | —धर्म |
| ૧૯૬ | ૮૮ | वला—। | वलात् |
| ૨૦૩ | ૯૨ | श्रृत्वा | श्रृत्वा |
| ,, | ,, | स्वबुद्धया | स्वबुद्धया |
| ૨૧૧ | ૯૫ | —पारव्यानं | पाख्यानं |
| ૨૧૪ | ૯૭ | ससार० | संसार० |
| ૨૧૫ | ૯૮ | पर भवे | परभवे |
| ૨૧૯ | ૯૯ | मूलेंद्० | मूलोद्० |

| | | | |
|---|---|---|---|
| ૨૨૦ | ૧૦૦ | मवकोटि | —भवकोटि० |
| ૨૨૭ | લીટી—૨૪ | —व्रतम् | व्रतम् |
| ૨૩૪ | લીટી—૨૨ | सजम० | संजम० |
| ૨૩૫ | લીટી—૨૩ | अम्ति | अस्ति |
| ૨૪૦ | લીટી—૨૫ | ग्रहणाति | गृह्णाति |
| ૨૪૦ | લીટી—૨૬ | नयवादा० | नयवादाः० |

---

# શુદ્ધિપત્રક : ગુજરાતીનું

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૧ | અબહુશ્રાત | અબહુશ્રુત |
| ૯ | ૪ | રાહત | રહિત |
| ૧૧ | ૩ | વૈળવશાળીઓ | વૈભવશાળીઓ |
| ૧૧ | ૧૪ | બુદ્ધિવૈભવાળા | બુદ્ધિવૈભવવાળા |
| ૧૭ | ૨૪ | ભ્રમણોમાં | ભ્રમણામાં |
| ૨૧ | ૧૩ | કાલા | કાલાં |
| ૨૬ | ૧૫ | અર્થાતૂ | અર્થાત્ |
| ૨૭ | ૨૦ | તયારી | તૈયારી |
| ૩૧ | ૧૭ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૩૩ | ૧૦ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૩૫ | ૧૪ | રંચ માત્ર | રંચમાત્ર |
| ૩૫ | ૧૭ | વેરાગ્યનાં | વૈરાગ્યનાં |
| ૩૮ | ૫ | ડઉતો | ઉડતો |
| ૪૫ | ૨૭ | સ્વભાવિક | સ્વાભાવિક |
| ૪૮ | ૧૨ | કષાયોના | કષાયોની |
| ૬૬ | ૧૫ | દ્ધષ | દ્વેષ |
| ૬૮ | ૯ | દ્ધષ | દ્વેષ |
| ૭૪ | ૭ | ૨૭ | ૨૮ |

| | | | |
|---|---|---|---|
| ૭૬ | ૨, ૫, ૯ | અન્તમુહુર્ત | અન્તર્મુહૂર્ત |
| ૭૮ | ૬ | કર્મણ | કાર્મણ |
| ૯૪ | ૧૯ | સ્વાદિષ્ટ | સ્વાદિષ્ટ |
| ૯૯ | ૧૫ | પરતુ | પરંતુ |
| ૧૩૨ | છેલ્લી | શુલક્ | શુક્લ |
| ૧૪૪ | ૬ | ધ્રુજી | ધ્રૂજી |
| ૧૬૦ | ૨૬ | હાય | હોય |
| ૧૮૫ | ૧૩ | આચાય | આચાર્ય |
| ૧૮૫ | છેલ્લી | પહોચી | પહોંચી |
| ૨૧૫ | ૨ | આશીવાદ | આશીર્વાદ |
| ૨૧૪ | પહેલી | પ્રશમરાત | પ્રશમરતિ |
| ૨૧૮ | ૯ | શ્રાતજ્ઞાન | શ્રુતજ્ઞાન |
| ૨૨૧ | ૨૦ | ત્રસ | ત્રાસ |
| ૨૬૨ | ૭ | ઉયનંયકથાથી | ઉપનયકથાથી |
| ૨૭૯ | ૧૭ | આર્તધ્યાન | આર્ત્તધ્યાન |
| ૨૮૦ | ૧૫ | કહેલાય | કહેવાય |

नाभेयाद्याः सिद्धार्थराजसूनुचरमाश्चरमदेहाः ।
पंचनवदश च दशविधधर्मविधिविदो जयन्ति जिनाः ॥१॥

**अर्थ :** ચરમશરીરી અને દશપ્રકારના યતિધર્મને જાણનારા, નાભિ-પુત્ર (આદિનાથ) જેમાં પ્રથમ છે અને સિદ્ધાર્થપુત્ર (વર્ધમાનસ્વામી) અંતિમ છે, તેવા પાંચ + નવ + દસ (ચોવીશ) જિન (તીર્થંકર) જય પામે છે.

**विवेचन :** જય બોલો !

ચોવીસ તીર્થંકર ભગવંતોની જય બોલો ! રાગ અને દ્વેષના વિજેતાઓની જય બોલો ! એકાંતવાદીઓ પર જ્વલંત વિજય મેળવ-નારા સર્વજ્ઞ–સર્વદર્શી જિનેશ્વરોની જય બોલો ! પાંચસો ગ્રન્થોના રચયિતા, જિનશાસનના જ્યોતિર્ધર મહાન્ આચાર્યશ્રી ઉમાસ્વાતિ, ચરમશરીરી જિનેશ્વરોની જય પુકારે છે; આપણે પણ રાચી–માચીને ખૂબ હર્ષથી જય બોલીએ.

ગ્રન્થકારે હર્ષવિભોર બનીને ચોવીસે તીર્થંકરોને ભાવવંદના કરી છે, જિનેશ્વરો પ્રત્યે હાર્દિક શ્રદ્ધા અભિવ્યક્ત કરી છે. દુઃખપૂર્ણ અને અનંત યાતનાઓથી ભરપૂર દુર્ગતિઓમાં જીવાત્માઓને ભટકાવનારા રાગ અને દ્વેષ પર વિજય પ્રાપ્ત કરનારા અને જીવાત્માઓને વિજય પ્રાપ્ત કરાવવાનો ભગીરથ પુરુષાર્થ કરનારા જિનેશ્વરો પ્રત્યેનો પક્ષપાત પ્રગટ કર્યો છે... મનુષ્ય જેનો જય પુકારે છે, તેના પક્ષનો સભ્ય બની જાય છે; તેનાં કાર્યોનો અનુમોદક બની જાય છે.

બહુશ્રુત આચાર્યશ્રીએ મંગલાચાર કરતાં કુશળતાપૂર્વક રાગ–દ્વેષ પર વિજયી બનાવવાના અણમોલ ઉપાયોનો ગર્ભિત રીતે નિર્દેશ કરી દીધો છે ! ૫–૯–૧૦ ના સંખ્યાવાચક અંકોમાંથી એ ઉપાયો જડી જાય છે ! આ રહ્યા તે ઉપાયો—

× (૧) પાંચ મહાવ્રતોનું જીવન !

\+ (૨) નવપદોનું સમ્યગ્ આરાધન !

૦ (૩) દશ પ્રકારના શ્રમણધર્મનું યથાર્થ પાલન !

પંચમહાવ્રતમય જીવન બની જાય, દશ પ્રકારના શ્રમણધર્મનું સર્વાંગ-સુંદર પાલન થઈ જાય અને નવપદોનું હૃદયકમલમાં ધ્યાન રમતું થઈ જાય ! બસ, ચરમશરીરી બનતા વાર નહીં ! શરીર અને આત્માનો અંતિમ સંયોગ ! જ્યાં સુધી શરીર અને આત્માનો સંયોગ છે, ત્યાં સુધી જ પરાજય છે, રાગ–દ્વેષના ત્રાસ છે અને સંસારમાં પરિભ્રમણ છે. આત્મા શરીરના બંધનમાંથી મુક્ત થયો, કે વિજેતા બન્યો ! રાગ–દ્વેષનો સંહાર કરી સાચો વિજેતા બની જાય.

પાંચ મહાવ્રતોની અને દસ પ્રકારના શ્રમણધર્મની સાધના માટે જોઈએ દૃઢ મનોબલ અને અપૂર્વ આત્મશક્તિ. તે મનોબલ અને આત્મશક્તિ પ્રગટે છે શ્રીનવપદની ઉપાસનામાંથી ! નવપદના ધ્યાનમાંથી ! અરિહંતાદિ નવ પદ અખૂટ–અનંત શક્તિનો શાશ્વત્ ભંડાર છે...જાપ અને ધ્યાનની ઉપાસનાના માધ્યમથી ઉપાસક એ ભંડારમાંથી પર્યાપ્ત શક્તિ પ્રાપ્ત કરી શકે છે.

રાગ–દ્વેષના વિજેતાની જય બોલી એટલે રાગ–દ્વેષને કટ્ટર દુશ્મન માન્યા ! રાગ–દ્વેષના વિજેતાનો સદૈવ અને સર્વત્ર જય ઇચ્છ્યો એટલે રાગ–દ્વેષ સામે ખુલ્લું યુદ્ધ પોકાર્યું ! સંસારના મુમુક્ષુ જીવોને આ યુદ્ધમાં ઉતારી તેમને વિજયી બનાવવા તો આ કરુણાવંત આચાર્ય આ ગ્રંથની રચના કરવા ચાહે છે ! અને આ રચનાનું અતિ મહત્ત્વપૂર્ણ કાર્ય કોઈ વિઘ્ન વિના પૂર્ણ થાય તે માટે તો જિનેશ્વરોને ભાવવંદના કરીને મંગલ કરે છે !

આ તો ગ્રંથકારે આ અવસર્પિણીકાળના આ ભરતક્ષેત્રના ચોવીસ તીર્થંકર ભગવંતોની ભાવ–સ્મૃતિ કરી, હવે તેઓ સર્વકાલના ને સર્વ-ક્ષેત્રના જિનેશ્વરોને–પાંચે પરમેષ્ઠિ ભગવંતોને પ્રણિપાત કરે છે :

---

× જુઓ પરિશિષ્ટ + જુઓ પરિશિષ્ટ ૦ જુઓ પરિશિષ્ટ

जिनसिद्धाचार्योपाध्यायान् प्रणिपत्य सर्वसाधूंश्च ।
प्रशमरतिस्थैर्यार्थं वक्ष्ये जिनशासनात् किञ्चित् ॥ २ ॥

अर्थ : જિન, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુઓને નમન કરીને પ્રશમ (વૈરાગ્ય)માં પ્રીતિભાવની નિશ્ચલતા માટે (પ્રશમની પ્રીતિમાં કેવી રીતે મુમુક્ષુ ભવ્ય જીવ સ્થિર થાય તે માટે) જિનશાસનમાંથી કંઈક કહીશ.

विवेचन : પ્રશમરસમાં પ્રીતિ !

વૈરાગ્યભાવમાં રતિ ! એ રતિ, એ પ્રીતિ અલ્પકાળ માટે નહિ, પરંતુ દીર્ઘકાળ માટે જોઈએ. પ્રશમરસની પ્રીતિના તાર કાચા સુતરના નહીં, પરન્તુ તોડ્યા તૂટે નહીં અને બાળ્યાં બળે નહીં તેવા તાંબાના તાર જોઈએ. ગ્રન્થકાર મહામના મહર્ષિ, સંસારના સંતપ્ત આત્માઓને પ્રશમરસ સાથે સુદૃઢ પ્રીતિ કરાવવા ઇચ્છે છે. તેઓનો આ જ્ઞાનમૂલક સત્ય નિર્ણય છે કે' જીવો પરમ આત્મશાન્તિ અને અક્ષય આત્મ-સુખનો સમધુર અનુભવ પ્રશમરસ... પરમ પ્રશમભાવમાં જ કરી શકે, અન્યત્ર નહીં; માટે તેઓ આ ગ્રંથની રચના કરવા ઉલ્લસિત–ઉત્સાહિત બન્યા છે.

ક્ષણિક વૈરાગ્ય નહીં, ક્ષણિક પ્રશમ નહીં, દિવસ ને રાત, મહિના અને વર્ષો...અરે, પૂર્ણ જીવનને વૈરાગ્યરંગે રંગી નાંખવાનું છે...પ્રશમ રસથી છલોછલ ભરેલા સરોવરમાં નિમગ્ન રહેવાનું છે....આ જ એક આંતર–પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો માર્ગ છે; તે માર્ગ 'જિનશાસન' જ બતાવી શકે એમ છે ! માટે ગ્રંથકાર કહે છે : 'હું જિનશાસનમાંથી કંઈક કહીશ.'

કેવું પરમકલ્યાણકારી જિનશાસન છે ! કેવું મહાન મંગલકારી જિનશાસન છે ! વિવિધ વિટંબણાઓમાં ગુંગળાઈ રહેલા...અકળાઈ

રહેલા...વિક્ષુબ્ધ બની ગયેલા મનુષ્યોને પરમ આશ્વાસનભૂત, પરમ આધારભૂત અને પરમ વિશ્રામરૂપ હોય તો એક જ આ જિનશાસન છે!

'જિનશાસન' એટલે? એ કોઈ પંથનું નામ નથી, એ કોઈ સંપ્રદાયનું નામ નથી, કોઈ ગચ્છનું કે સમુદાયનું નામ નથી! જિન-શાસન એટલે દ્વાદશાંગી! જિનશાસન એટલે શ્રુતજ્ઞાનની પરમપાવની ભાગીરથી! જિનશાસન એટલે સમ્યગ્જ્ઞાનનો મહાસાગર! આ જિન-શાસન જ પ્રશમરસની લ્હાણી કરી શકે એમ છે....એની અભિરુચિ જ આ છે...'જીવોને પ્રશમ-પ્રીતિમાં ભીંજાયેલા જ રાખવા...વૈરાગ્ય–રસમાં નિમગ્ન રાખવા.'

જિનશાસનના જ્ઞાનસાગરનું અવગાહન કરનાર બહુશ્રુત અજ્ઞાત ટીકાકાર કહે છે:

"सर्वाश्रवनिरोधैकरसं हि जैनं शासनम्"

જિનશાસનને એક જ વાતનો રસ છે કે જીવાત્માઓના સર્વે આશ્રવોનાં દ્વાર બંધ કરી દેવાં! કારણ કે એ વિના આંતરસુખનો અનુભવ જ સંભવિત નથી.

આ જિનશાસનમાંથી ગ્રંથકાર 'કંઈક જ....થોડુંક જ...' કહેવાનું કહે છે! બધું તો કહી પણ કોણ શકે!! હૃદયમાં કેવળજ્ઞાન હોય અને મુખમાં હજાર જીભ હોય...અને આયુષ્ય કરોડ વર્ષનું હોય... તો ય સમસ્ત જિનશાસનને કહેવું સંભવિત નથી...એવું ગહન, ગંભીર અને અનન્ત જિનશાસન છે! દ્વાદશાંગીનું સંપૂર્ણજ્ઞાન પામી શકાય, પરંતુ સંપૂર્ણ કહી ન શકાય!

કંઈ વાંધો નહીં, થોડું પણ અમૃત છે ને! પ્રશમામૃતનાં બિંદુઓ પણ ગજબ ઉપકાર કરે છે...! બસ, મુમુક્ષુ આત્માઓનાં હૃદયમાં એ અમૃત બિંદુઓ પહોંચવા દો, પડવા દો...પછી એનો દિવ્ય પ્રભાવ જુઓ! રાગ અને દ્વેષનાં કાળકૂટ ઝેર અમૃત બની જાય છે, જનમ–જનમની વૈરી વાસનાઓનાં ભૂતડાં ભાગી જાય છે, જીવાત્માઓ સ્વસ્થ, શાન્ત અને પ્રસન્ન બની જાય છે.

આવું થોડુંક કહેવા માટે ગ્રંથકાર મહાપુરુષ પંચ-પરમેષ્ઠિને પ્રણિપાત કરે છે. તીર્થંકર ભગવંતોને જ નહીં; સામાન્ય કેવળજ્ઞાની ભગવંતોને પણ વંદના કરે છે. સર્વકર્મોથી મુક્ત... સર્વપ્રયોજનસિદ્ધ, સ્વાધીન સુખસાગરમાં નિમગ્ન...લોકાંતે સિદ્ધશીલા પર અનંતકાળ માટે અવસ્થિત સિદ્ધ ભગવંતોને નમન કરે છે. જિનશાસનના સર્વજીવ-હિતકારી તત્ત્વોનું પ્રતિપાદન કરવામાં નિપુણ અને પંચાચારના પાલન તથા પ્રસારમાં કટિબદ્ધ એવા આચાર્યદેવોને પ્રણામ કરે છે—સર્વદોષોથી રહિત દ્વાદશાંગીનાં સૂત્રોનું, કરુણાપૂર્ણ હૃદયથી જરાય થાક્યા વિના દાન આપનારા ઉપાધ્યાય ભગવંતોને નમન કરે છે. સમ્યગ્જ્ઞાન-દર્શન અને ચારિત્રના માધ્યમથી મોક્ષમાર્ગની સાધના કરનારા સાધુપુરુષોને ભાવપૂર્ણ અંતઃકરણથી વંદના કરે છે.

સર્વક્ષેત્રોમાં રહેલા સર્વે જિનોને, સર્વે સિદ્ધોને, સર્વે આચાર્યોને સર્વે ઉપાધ્યાયોને અને સર્વે સાધુઓને ભાવવંદના કરીને ગ્રંથકારે પ્રકૃષ્ટ મંગલ કર્યું. ભાવમંગલની અપૂર્વશક્તિ, અપૂર્વ સામર્થ્ય જાણનારા અને અનુભવનારા મહર્ષિ શ્રી ઉમાસ્વાતિ, પંચપરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર કરે છે...નમસ્કાર દ્વારા તેઓ શક્તિ અને સામર્થ્ય પ્રાપ્ત કરે છે...અદ્ભુત આંતર ઉત્સાહ પ્રાપ્ત કરીને એક એવા અપૂર્વ ગ્રંથની રચના કરવાનો પ્રારંભ કરે છે.

'જિનશાસનમાંથી કંઈક કહીશ,' આ તેઓની પ્રતિજ્ઞા છે, માટે તેઓ જિનશાસનનો પરિચય કરાવે છે—

## સર્વજ્ઞશાસન

यद्यप्यनन्तगमपर्ययार्थहेतुनयशब्दरत्नाढ्यम् ।
सर्वज्ञशासनपुरं प्रवेष्टुमबहुश्रुतैर्दुःखम् ॥ ३ ॥

**અર્થ :** અનન્ત ગમ (અર્થમાર્ગ), પર્યાય (દ્રવ્યની અવસ્થા), અર્થ (પદના અર્થ), હેતુ (કારણ), નય (નૈગમ-સંગ્રહાદિ), શબ્દ (શબ્દ

**પ્રાભૃતમાં પ્રતિપાદિત), આ રત્નોથી વૈભવવાળા ગહન સર્વજ્ઞ-**
**શાસનમાં અબહુશ્રુત જીવોને પ્રવેશવું જો કે અશક્ય જ છે.**

**વિવેચન :** જિનશાસન એટલે સર્વજ્ઞશાસન.

સર્વજ્ઞશાસન એટલે એક સમૃદ્ધનગર! વૈભવશાળી નગર! એનો વૈભવ કોઈ સામાન્ય સોના–ચાંદીનો નથી, રત્નોનો–હીરાઓનો વૈભવ છે! જોવાં છે એ રત્નો? ઓળખવાં છે એ રત્નો? એ રત્નોનાં નામ છે: + ગમ, પર્યાય, અર્થ, હેતુ, નય અને શબ્દ. આ છ તો એની જાતો છે! બાકી સંખ્યા તો છે અનન્ત!

જિનશાસનનું નગર આ અનન્ત–અનન્ત રત્નોથી ખચાખચ ભરેલું છે. અત્યંત ગહન છે...આવા નગરમાં પ્રવેશવું અર્થાત્ નગરમાં પ્રવેશીને તેને જાણવું ખરેખર અશક્ય જ છે... અબહુશ્રુત મનુષ્ય કેવી રીતે તે અનન્ત રત્નોને જાણી શકે? ચૌદપૂર્વોનું જ્ઞાન નહીં, ચૌદપૂર્વોમાં પ્રતિપાદિત અર્થોના જ્ઞાન વિના સર્વજ્ઞશાસનનાં તત્ત્વરત્નો કેવી રીતે જાણી શકાય? અને જિનશાસનનાં તત્ત્વોને જાણ્યા વિના, એની ગહનતા અને ગંભીરતા સમજ્યા વિના, એ જિનશાસનમાંથી થોડું પણ કહેવું શી રીતે?

ગ્રંથકારે કહી તો દીધું–"હું જિનશાસનમાંથી કંઈક કહીશ;' પરન્તુ જિનશાસનનાં તત્ત્વોના રત્નાગારમાં પ્રવેશવું જ એમને અશક્ય લાગે છે! ગ્રન્થકાર એક મહાન્ શ્રુતધર...પૂર્વધર મહર્ષિ છે, તેઓને જિનશાસનમાં પ્રવેશવું અશક્ય લાગે છે, તો બીજા જીવોનું તો ગજું જ શું!! પરંતુ નહીં, ગ્રન્થકાર તો જિનશાસનમાં પ્રવેશેલા જ હતા, આ તો તેઓ જિનશાસનની ગહનતા સમજાવે છે અને પોતાની નમ્રતા અભિવ્યક્ત કરે છે. જિનશાસનનો ઉત્કર્ષ અને પોતાનો અપકર્ષ બતાવીને, આ પણ એક ભાવનમસ્કાર જ તેઓએ કર્યો છે. '**स्वापकर्ष-परोत्कर्ष**' આ ભાવનમસ્કારની એક શર્ત જ છે!

---

+ જુઓ પરિશિષ્ટ.

## ग्रन्थकारनी नम्रता

श्रुतबुद्धिविभवपरिहीणकस्तथाप्यहमशक्तिमविचिन्त्य ।
द्रमक इवावयवोञ्छकमन्वेष्टुं तत्प्रवेशेप्सुः ॥ ४ ॥

अर्थ : શ્રુતજ્ઞાનના અને ઔત્પાતિકી વગેરે બુદ્ધિના વૈભવથી રહિત હોવા છતાં પણ હું (ગ્રંથકાર) મારી અશક્તિનો વિચાર કર્યા વિના, રંક મનુષ્યની જેમ, [જેવી રીતે રંક મનુષ્ય વેરાયેલા ધાન્યકણોનો સંચય કરે છે, તેમ] વેરાયેલા પ્રવચનાર્થો રૂપ અવયવો [ધાન્યકણ]ની ગવેષણા કરવા માટે તેમાં (સર્વજ્ઞ-શાસનરૂપ નગરમાં) પ્રવેશ મેળવવા ઈચ્છું છું.

विवेचन : "મારી પાસે સર્વે પૂર્વોનું શ્રુતજ્ઞાન નથી, મારી પાસે + કોષ્ઠબુદ્ધિ નથી, બીજબુદ્ધિ નથી કે પદાનુસારી બુદ્ધિ નથી...અરે, વિશિષ્ટ કોટીની ઔત્પાતિકી બુદ્ધિ નથી, વૈનયિકી–કાર્મિકી કે પારિણામિકી બુદ્ધિ પણ નથી...નથી પૂર્વોના જ્ઞાનનો વૈભવ કે નથી બુદ્ધિનો વૈભવ ! વૈભવવિહીન છું...રંક છું..."

જ્યારે ગ્રંથકાર મહાત્મા આ પ્રતિપાદન કરી રહ્યા છે ત્યારે તેમની દૃષ્ટિ શ્રુતકેવળી–ચૌદ પૂર્વધર મહર્ષિઓ તરફ ગઈ છે...જ્યારે આપણી દૃષ્ટિમાં તો આ ગ્રંથકાર મહાન જ્ઞાનવૈભવના માલિક છે ! શ્રુતસંપત્તિના અધિપતિ છે ! તેઓની તુલનામાં આપણે તો રંકના પણ રંક છીએ ! તેઓ જો શ્રુતજ્ઞાનના માનસરોવર છે તો આપણે તો એનું એક બિંદુ પણ નથી.

તેઓએ જ્યારે પોતાની બુદ્ધિનો વિચાર કર્યો છે ત્યારે તેમની દૃષ્ટિ કોષ્ઠબુદ્ધિવાળા, બીજબુદ્ધિવાળા અને પદાનુસારી બુદ્ધિવાળા ગણધર ભગવંતો વગેરે મહામનીષિઓ તરફ ગઈ છે. તેઓની અપેક્ષાએ તેમને પોતાની બુદ્ધિ તુચ્છ, અલ્પ અને અધુરી લાગી છે ! આપણી દૃષ્ટિમાં તો ગ્રંથકાર આચાર્યદેવ એક પ્રકૃષ્ટ પ્રજ્ઞાવંત અને શ્રેષ્ઠ

+જુઓ પરિશિષ્ટ.

બુદ્ધિધન મહાપુરુષ–રૂપે જ રહેલા છે....

શ્રુતમદનું મર્દન કરવા માટે અને બુદ્ધિમદનું મથન કરવા માટે ગ્રંથકારનું આ અદ્ભુત ચિંતન છે. અભિમાનની ગહન ખીણ તેઓએ જાણી છે, એ ભયંકર ખીણમાં ગબડી પડેલાઓની કરુણ ચીસો તેઓએ સાંભળી છે. માટે તેઓ સાવધાન છે, સતર્ક છે, પોતાનાથી ઉચ્ચકક્ષાના મહાપુરુષોનું જ્ઞાન અને બુદ્ધિ જ્યાં કલ્પનામાં આવે કે પોતાના જ્ઞાન-અને બુદ્ધિના મદનો સળવળાટ શાંત થયો સમજો! નમ્રતા અને લઘુતા નવપલ્લવિત બની સમજો!

હા, આપણી એ નમ્રતા અને લઘુતા, આપણને નિરાશ–હતાશ કરનારી તો ન જ જોઈએ. આપણી અશક્તિનો વિચાર આપણને પુરુષાર્થ–પંગુ બનાવનાર તો ન જ જોઈએ. ગ્રન્થકાર મહર્ષિ પોતાને ભલે 'રંક' માને છે, પરંતુ અશક્તિનું રૂદન નથી કરતા; અશક્તિની પરવા કર્યા વિના; શ્રુતવૈભવ અને બુદ્ધિવૈભવના અભાવની અવગણના કરીને, તેઓ સર્વજ્ઞશાસનના ગહન નગરમાં પ્રવેશવા લાલાયિત બન્યા છે!

અશકિતની કલ્પનાથી આળસુ બનેલાઓને, સામર્થ્યહીનતાની કલ્પનાથી નિરાશ બની ગયેલાઓને, ગ્રંથકાર મહાપુરુષ કેવી અદ્ભુત દૃષ્ટિ આપે છે! 'હાય, આપણી પાસે તો જ્ઞાનનો ક્ષયોપશમ નથી... હાય, આપણી પાસે તો સૂક્ષ્મ બુદ્ધિ નથી... આપણે કેવી રીતે જિનાગમો ભણી શકીએ...? ભઈ, આપણે તો બેઠા બેઠા નવકારીવાળી ગણીશું...' આમ નિરાશ થઇને જ્ઞાનપ્રાપ્તિનો પુરુષાર્થ ત્યજી ન દો.

ભલેને ભિખારી રહ્યા! શું તમે ધાન્યબજારમાં વેરાયેલા દાણા–ઓને ઉઠાવી ઉઠાવીને ભેગા કરતા ભિખારીઓને નથી જોયા? ને એ રીતે જીવનનિર્વાહ ચલાવતા નથી જોયા? જમીન પર પથરાયેલા–વિખરાયેલા અન્ન–કણોને વીણીવીણીને ખાતાં પક્ષીઓને નથી જોયા? તેમ આપણે પણ જિનશાસનના–જિનઆગમોનાં વેરાયેલાં તત્ત્વોને વીણી વીણીને ભેગાં કરીએ તો? જેમની પાસે શ્રુતવૈભવ છે, જેમની

પાસે બુદ્ધિવૈભવ છે, તેમના ઘરનાં આંગણે થોડા-ઘણા શ્રુતજ્ઞાનના દાણા અને બુદ્ધિના કણિયા વેરાયેલા પડયા જ હોય! તેને નિર્ભયતાથી વીણો! તે વૈભવશાળીઓ કરુણાવંત છે, આપણને વીણવા દેશે!

ગ્રંથકાર કહે છે: 'તે વેરાયેલા પ્રવચન-અર્થોને વીણી વીણીને ભેગા કરવા માટે જ હું સર્વજ્ઞશાસનરૂપ નગરમાં પ્રવેશ કરવા ચાહું છું!'

ત્રીજા અને ચોથા શ્લોકનું તાત્પર્ય આ છે: સર્વજ્ઞશાસનને સમજવું, દ્વાદશાંગીના ગહન અર્થોનો અવબોધ પ્રાપ્ત કરવો અતિ કઠીન છે. અલ્પજ્ઞાની અને અલ્પમતિ જીવો માટે જિનભાષિત તત્ત્વોનો પરિચય કરવો અશક્ય છે.

## વૈરાગ્યરસનો ગ્રંથ

बहुभिर्जिनवचनार्णवपारगतैः कविवृषैर्महामतिभिः ।
पूर्वमनेकाः प्रथिताः प्रशमजननशास्त्रपद्धतयः ॥५॥

अर्थ : જિનવચનના સાગરનો પાર પામેલા ચૌદપૂર્વધરોએ કે જેઓ શ્રેષ્ઠ કવિ હતા, બુદ્ધિવૈભવવાળા હતા, તેઓએ મારા પૂર્વે વૈરાગ્યને ઉત્પન્ન કરનારી અનેક રચનાઓ પ્રકાશિત કરી છે.

**विवेचन :** ગ્રંથકાર આચાર્યદેવની સામે એવી અનેક ગ્રંથરચનાઓ પડેલી છે કે જે ગ્રંથરચના વૈરાગ્યરસથી મુમુક્ષુ આત્માઓને તરબોળ કરી દે. પ્રશમભાવના શિતલ સરોવરમાં સર્વાંગીણ સ્નાન કરાવી દે.

તે ગ્રંથોની રચના કરનારા મહાપુરુષો તરફ પણ ભગવાન ઉમાસ્વાતિ જુએ છે! એમના પ્રત્યે એમને હાર્દિક બહુમાન, આંતરિક પ્રીતિ અને અવિહડ શ્રદ્ધા છે. જ્ઞાની જ જ્ઞાનીને સમજી શકે, ઓળખી શકે, તેમનું મૂલ્યાંકન કરી શકે. જે ગ્રંથો તેમની સામે છે, એની રચના કરનારા ચૌદપૂર્વધર શ્રુતકેવળી ભગવંતો હતા, મહાકાવ્યોનું અદ્ભુત સર્જન કરનારા શ્રેષ્ઠ કવિઓ હતા. બુદ્ધિનો અખૂટ ખજાનો ધરાવનારા મહાપ્રજ્ઞાવંત પુરુષો હતા!

આ એક શ્રમણપરંપરા છે કે જિન-કથિત ભાવોને લઇ નવા-નવા ગ્રન્થોનું અધ્યયન–પરિશીલન કરી સંસારી જીવાત્માઓ રાગ-દ્વેષના વિજેતા બને, વૈરાગ્યભાવનાથી પ્લાવિત બને અને મોક્ષમાર્ગના આરાધક બને. શ્રમણ ભગવાન વર્ધમાનસ્વામીના શાસનમાં થઈ ગયેલા અનેક મહાજ્ઞાની અને મહામતિમંત મહાપુરુષોએ હજારો ગ્રંથોની રચના કરી છે; અને કરી રહ્યા છે.

મહાપુરુષો તો સંસારમાં આવે છે ને જાય છે... તેઓનો સંપર્ક તો અલ્પકાલીન હોય છે, પરંતુ તેઓએ રચેલા ગ્રંથો દીર્ઘકાલપર્યંત લાખો કરોડો મનુષ્યોને ભવ્ય પ્રેરણાઓનું પાન કરાવતા રહે છે, પરમ-શાન્તિ અને પ્રસન્નતાનો અનુભવ કરાવતા રહે છે... ગ્રંથકાર આચાર્યદેવ, તેઓના પૂર્વે થઇ ગયેલા મહાપુરુષોના વૈરાગ્યગ્રંથોને દૃષ્ટિપથમાં રાખીને તેઓએ આ ગ્રંથની 'પ્રશમરતિ'ની રચના કેવી રીતે કરી, તે સમજાવે છે—



## ગુરુપરંપરા

ताभ्यो विसृताः श्रुतवाक्पुलाकिकाः प्रवचनाश्रिताः काश्चित् ।
पारम्पर्यादुत्सेषिकाः कृपणेन संहृत्य ॥६॥
तद्भक्तिबलार्पितया मयाप्यविमलाल्पया स्वमतिशक्त्या ।
प्रशमेष्टतयानुसृता विरागमार्गैकपदिकेयम् ॥७॥

અર્થ : પૂર્વોક્ત શાસ્ત્રરચનાઓમાંથી પડી ગયેલા (અથવા નીકળેલા) જિનવચનાનુસારી કેટલાક આગમવચનરૂપ ધાન્યના તુચ્છ દાણાઓ, કે જે ગુરુપરંપરાથી બચેલા, અર્થાત્ થોડાક જ રહી ગયેલા, તે દાણાઓને રંક જેવો હું ભેગા કરીને, (૬)
જે મહાપુરુષો એ જિનવચનના તુચ્છ ધાન્યકણો મૂકી ગયા, તેઓ પ્રત્યેની પ્રીતિના સામર્થ્યથી, અથવા એ રહી ગયેલા આગમ-વચનરૂપ તુચ્છ ધાન્યકણો પ્રત્યેની ભક્તિના સામર્થ્યથી

પ્રાપ્ત થયેલી થોડી અને અ-વિમલ બુદ્ધિશકિતથી મેં આ વૈરાગ્યમાર્ગની જ એક જનનીની (પ્રશમરતિની) રચના કરી છે! કારણ કે મને પ્રશમ-ઉપશમ ખૂબ પ્રિય છે.

**વિવેચન :** ભકિતમાંથી શકિત પ્રગટે છે!

પ્રીતિમાંથી અપ્રતિમ પ્રતિભા પ્રગટે છે! જ્ઞાની મહાપુરુષો પ્રત્યેની આંતર પ્રીતિ પ્રગટે, ભકિતનો આવિર્ભાવ થાય, કે મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત થયો સમજો. જ્ઞાની મહાત્માઓની ઉચ્ચતમ આત્મસ્થિતિ પ્રત્યે સહજ આકર્ષણ પ્રગટી જવું જોઇએ. આત્મજ્ઞાનની ઉપલબ્ધિની લાલસા જાગી જવી જોઇએ.

પૂર્વકાળમાં થઈ ગયેલા મહાન્ શ્રુતધરોના જે ગ્રંથો આજે આપણને મળે છે, તે ગ્રંથોનું અધ્યયન-પરિશીલન કરતાં કરતાં હૃદય રણઝણી ઉઠે. "અહો! કેવું અદ્‌ભુત જ્ઞાન! કેવા અકાટય તર્ક! કેવું રસપૂર્ણ પ્રતિપાદન! કેવું અપૂર્વ તત્ત્વ-વિશ્લેષણ! ખરેખર, આવા ગ્રંથોની રચના કરનારા એ મહાપુરુષો કેવા કરુણાના સાગર! કેવા મહા પ્રજ્ઞાવંત...?" આવું આંતર સંવેદન પ્રગટે, પ્રીતિ અને ભકિતના ઉલ્લસિત ભાવ પ્રગટે, એ સંવેદન અને ભાવ જ્ઞાનાવરણકર્મોનો ક્ષય-ક્ષયોપશમ કરે છે અને તેથી નિર્મલ બુદ્ધિ પ્રાપ્ત થાય છે, આગમજ્ઞાન-પ્રાપ્ત થાય છે.

આ ગ્રંથ, આ પ્રશમરતિ-ગ્રંથની મૂળભૂત વસ્તુ ચૌદપૂર્વોમાંથી આવેલ છે, આ વાત ગ્રંથકારે અહીં કહી દીધી છે...ચૌદ પૂર્વધર મહર્ષિઓની ગ્રંથ-રચનાના અંશો ગ્રંથકારને મળી ગયા હતા અને એ અંશોની સંકલના કરીને શ્રી ઉમાસ્વાતિ ભગવંતે આ ગ્રંથની રચના કરી છે.... અથવા તો કહો કે તેઓ દ્વારા રચના થઇ ગઇ છે!

તેઓને પ્રશમ-વૈરાગ્ય ખૂબ પ્રિય હતો; જેને જે પ્રિય હોય તે બીજાઓને આપવા પ્રેરાય! ભગવાન ઉમાસ્વાતિને વૈરાગ્ય પ્રિય હતો, માટે તેઓએ આ વૈરાગ્ય-ગ્રંથની રચના કરી. જ્ઞાની અને કરુણાવંત મહાપુરુષોને જે પ્રિય લાગ્યું, જે ઇષ્ટ લાગ્યું, તે તેઓએ વિશ્વને...વિશ્વના જીવાત્માઓને

છૂટે હાથે આપ્યું! 'જેનાથી અમારું હિત થયું, અમારું કલ્યાણ થયું, તેનાથી સહુ જીવાત્માઓનું હિત હો! કલ્યાણ હો!' આ ઉચ્ચ ભાવનાથી પ્રેરિત થઈ તેઓએ જ્ઞાનદાન આપ્યા જ કર્યું.

ગ્રંથકારની કેવી વિનમ્રતા છે! તેઓ કહે છે—

૧. હું રંક છું,
૨. મારી બુદ્ધિ અલ્પ છે,
૩. મારી બુદ્ધિ વિમલ નથી.
૪. આવી પણ બુદ્ધિ તે જ્ઞાનીપુરુષો પ્રત્યેની ભક્તિમાંથી પ્રગટેલી છે.

ગ્રંથકાર મહર્ષિ સ્વયં પૂર્વધર–પૂર્વોના જ્ઞાનવાળા વિલક્ષણ પ્રતિભાશાળી પ્રકાંડ વિદ્વાન્ હતા; પાંચસો ગ્રંથોના રચયિતા મહાન્ શાસ્ત્રકાર હતા. જ્ઞાની પુરુષોની આ જ વિશેષતા હોય છે કે તેઓ હંમેશાં વિનમ્ર બન્યા રહે. જ્ઞાનનો મદ એમને સ્પર્શી ન શકે. તેઓ સ્વયંમાં સતત જાગ્રત રહે અને પૂર્ણતા તરફ નિરંતર ગતિ કરતા રહે.

એમનો પ્રિય વિષય હતો પ્રશમ! સ્વયં પ્રશમરસનાં પાન કરવાં અને અન્ય જીવોને એનાં અમિપાન કરાવવાં! માટે તેઓએ 'પ્રશમરતિ' ગ્રંથની રચના કરી. પ્રિય વિષય પરની ગ્રંથરચના હંમેશાં મર્મસ્પર્શી, આંતરસ્પર્શી, આત્મસ્પર્શી હોય છે. 'પ્રશમરતિ' ગ્રંથ આવો જ અદ્ભુત ગ્રંથ છે.

## ▣ સજ્જનો કરુણાવંતા

यद्यपि अवगीतार्था न वा कठोरप्रकृष्टभावार्थाः ।
सद्भिस्तथापि मय्यनुकंपैकरसैरनुग्राह्या: ॥ ८ ॥

અર્થ: જો કે આ 'પ્રશમરતિ'માં આદરણીય વિષયો નથી. વિદ્વાન પુરુષોને યોગ્ય ગંભીર અર્થ નથી, પ્રકૃષ્ટ ભાવોને વરેલા અર્થ નથી, તે છતાં અનુકંપા જ એક જેઓનો સ્વભાવ છે તે સજ્જનોએ, અનુકંપાને યોગ્ય એવા મારા પ્રત્યેની દયાથી, આ ગ્રંથરચના સ્વીકારવી જોઈએ.

**વિવેચન :** જેઓના હૃદયમાં વૈરાગ્ય–મહોદધિ વિલસી રહ્યો છે, જેઓનું મન વૈરાગ્યમાર્ગનું જ રસીયું છે, તેઓ ગ્રંથરચના કરે કે શાસ્ત્ર–સર્જન કરે, તેમાં વૈરાગ્યની વાતો સિવાય બીજું શું કહે? સરળ, સુબોધ અને સરસ વૈરાગ્યપોષક વાતો સિવાય કંઈ નહીં! તેમની રચનામાં ન હોય પરમતોનું ખંડન કે સ્વમતનું મંડન, તેમાં ન હોય તમતમતા તર્કોનાં તીર કે ન હોય કોઈના અનુચિત આક્ષેપોના રદિયા! તેમાં ન હોય કાર્ય–કારણભાવની ચર્ચા કે ન હોય હેતુવાદની જટિલ ચર્ચાઓ!

અલ્પમતિવાળા મુમુક્ષુ મનુષ્યોને તૂર્ત જ સમજાઈ જાય એવી સરળ ભાષામાં અને સીધી જ આત્માને સ્પર્શ કરી જાય તેવી વાતો અહીં કરવી છે! જેનો સ્વાધ્યાય કરનારા મનુષ્ય રાગ–દ્વેષની બળતરાઓથી મુક્ત થાય અને શાન્તરસમાં નિમગ્ન બની પરમ આંતરઆહ્લાદ અનુભવ કરે.

પરંતુ એક મોટો પ્રશ્ન ગ્રંથકારની સામે ડાચું ફાડીને ઊભો છે! શું આવી સરળ ગ્રંથરચના વિદ્વાનો...સજ્જનો સ્વીકાર ન કરે ત્યાંસુધી આમજનતા એનો આદર કરીને અપનાવશે? જો ના અપનાવે ...તો?

હા, જરૂર અપનાવશે. વિદ્વાન્ અને બુદ્ધિમાન સજ્જનપુરુષો જરૂર આ વૈરાગ્યમાર્ગનો પોષક ગ્રંથ અપનાવશે જ! કારણ કે સજ્જનો સદૈવ કરુણાવંત હોય છે! કરુણાપાત્ર જીવો પ્રત્યે તેઓ દયારસથી પરિપૂર્ણ દષ્ટિવાળા હોય છે, સંત પુરુષોનાં હૃદય કરુણાથી સદૈવ કોમળ જ રહે છે....ભલે તેઓ પાસે અગાધ જ્ઞાન હોય અને સૂક્ષ્મ બુદ્ધિ હોય, ભલે તેઓ વિશ્વપ્રસિદ્ધ હોય અને મહાન શાસ્ત્રકાર હોય. કરુણા તો તેમની પાસે જ રહે!

આંખોમાં આજીજી અને વાણીમાં વિનમ્રતા, મનમાં નિર્મળતા અને આત્મામાં પવિત્રતા...સાથે ગ્રંથકાર મહાત્મા એ સજ્જનોને પ્રાર્થના કરે છે!

"તમે સહુ મારી આ તુચ્છ....અસાર રચનાનો સ્વીકાર કરજો ! ભલે એમાં પ્રમોદભાવ ઉત્પન્ન કરે તેવું પદાર્થ–નિરુપણ નથી, યુકિત-પ્રયુકિતઓની ચમત્કૃતિ નથી કે એક શબ્દમાંથી અનેક અર્થો પ્રસ્ફુટ થાય તેવી વિલક્ષણ કાવ્યપ્રતિભા નથી...છતાં ય તમારે આ વૈરાગ્ય–ભાવમાં પ્રીતિ જગાડનારી રચના સ્વીકારી જ જોઈએ...કારણ કે આપ તો કરુણારસથી ભરેલા મહામનીષિ છો! તો શું હું કરુણા–પાત્ર નથી ? હું કરુણાપાત્ર છું. મારા પર કરુણા દૃષ્ટિ રાખીને પણ આપ સહુએ મારી આ રચના સ્વીકારવી જોઈએ!"

સજ્જનતા અને કરુણા !

કરુણા વિના સજ્જનતા રહી નથી શકતી. સજ્જનતાનો આધાર કરુણા છે, દયા છે! કરુણા જ કરુણાવંતને સજ્જનોની હરોળમાં બેસાડે છે. સજ્જનો કોઈ પણ જીવને દુઃખી તો કરે જ નહીં, પરંતુ બીજા જીવોનાં દુઃખોને દૂર કરવા પ્રયત્ન કરે, આ તેઓની કરુણા છે! "परदुःखविनाशिनी करुणा।" આવા કરુણાપૂર્ણ અન્તઃકરણ–વાળા સજ્જનો શું ગ્રંથકારની આ રચનાનો તિરસ્કાર કરવા જેવી ક્રૂરતા કરે ખરા ? માટે, તેઓ તો આવી સર્વજીવ–હિતકારિણી ગ્રંથરચનાને હૃદય સાથે જડી લે !

અલબત્, અનાદરને યોગ્ય હોય છતાં ય સજ્જનોથી અનાદર ન કરાય ! તિરસ્કારને યોગ્ય હોય છતાંય સજ્જનોથી તિરસ્કાર ન કરાય ! તેઓ તિરસ્કાર કરી જ ન શકે, કરુણા તિરસ્કાર કરવા જ ન દે! સજ્જનોનું આ ઉદાત્ત ને ભવ્ય વ્યક્તિત્વ છે; ગ્રંથકાર આચાર્યદેવ આ વ્યક્તિત્વ ધરાવે છે અને જણાવે છે! ગ્રંથકારનો આ આગ્રહ છે કે વિદ્વાનોએ–સજ્જનોએ તેઓની આ વૈરાગ્યને જાગ્રત કરનારી કૃતિ "પ્રશમરતિ" નો અનુકંપાથી પણ સ્વીકાર કરવો જ જોઈએ; તે આગ્રહને હજુ પણ વધુ કરતા કહે છે—

कोऽत्र निमित्तं वक्ष्यति निसर्गमतिसुनिपुणोऽपि वाद्यन्यत् ।
दोषमलिनेऽपि सन्तो यद् गुणसारग्रहणदक्षाः ॥९॥

**અર્થ :** સ્વાભાવિક મતિથી ખૂબ કુશળ મનુષ્ય પણ [वाद्यन्यत् પાઠના હિસાબે "વાદી" પણ] અહીં સજ્જનોના સૌજન્યના વિષયમાં બીજું કયું કારણ કહેશે ? અર્થાત્ સુનિપુણ વ્યકિત પણ સ્વભાવ સિવાય બીજું કોઈ કારણ બતાવવા સમર્થ નથી. સજ્જનોનો એ સ્વભાવ જ છે કે પરગુણોનું ઉત્કીર્તન કરવું અને પરદોષ કહેવામાં મૂંગા રહેવું. બીજાના દોષયુકત પણ વચનમાં સજ્જનો ગુણ ગ્રહણ કરવામાં નિપુણ હોય છે.

**વિવેચન :** સજ્જન પુરુષો તરફથી કોઈ ભય નથી ! સજ્જન પુરુષોના સ્વભાવમાં શંકા કરવાનું કોઈ કારણ નથી.

સજ્જનનો આ સ્વભાવ છે. તેઓ બીજાઓના ગુણ જ ગ્રહણ કરતા હોય છે. બીજાઓના દોષ તો જુએ જ નહીં, જોવાઈ જાય તો મૌન ધારણ કરે. ભલેને અનેક દોષોથી ભરપુર ગ્રંથ હો, સજ્જનોની ગુણદૃષ્ટિ એમાંથી પણ ગુણ શોધી કાઢે ! ગુણોને શોધી કાઢવામાં તેઓ કુશળ હોય છે !

જ્યાં દોષ હોય ત્યાં ગુણ હોય જ ! હા, છાયા હોય એટલે કોઈ ને કોઈ જીવાત્મા હોય જ, કોઈ ને કોઈ પદાર્થ હોય જ; તેમ જીવાત્મામાં દોષ હોય એટલે ગુણ હોય જ. એ વાત માનીને ગુણોની પરિશોધ કરો, અવશ્ય ગુણો મળશે જ. સજ્જનોની સૂક્ષ્મ દૃષ્ટિ ગુણ શોધી કાઢે છે અને એ ગુણોનું જ ઉત્કીર્તન કરે છે, ગુણગાન કરે છે.

શું સજ્જન બનવા માટે આ ગુણદૃષ્ટિ અનિવાર્ય નથી ? અન્ય જીવોના ગુણ જ જોવા અનિવાર્ય નથી ? શું બીજા જીવોના દોષ જોવા છતાં અને બોલવા છતાં આપણી સજ્જનતા અખંડિત રહી શકશે ? બીજા જીવોના ગુણ ન જોઈએ, ગુણ–કીર્તન ન કરીએ, છતાં આપણે સજ્જન ? ભ્રમણોમાં ન રહો. જો આપણે બીજા જીવોના ગુણ જોઈ શકતા નથી, ગુણાનુવાદ કરી શકતા નથી, તો આપણે સજ્જન નથી જ. જો આપણે બીજાઓના દોષો જોઇએ છીએ તો આપણે

સજ્જન નથી જ," અને જો આપણામાં સજ્જનતા નથી, તો પછી આપણે શ્રાવક હોઈ શકીએ ? આપણે સાધુ હોઈ શકીએ ? ના રે ના. શ્રાવકત્વ અને સાધુતા સજ્જનતા વિના સંભવી જ ન શકે.

જ્યાં સુધી જીવાત્મા આઠ કર્મોથી બંધાયેલો છે, છદ્મસ્થ છે, ત્યાં સુધી એનામાં અનન્ત દોષો રહેવાના જ. ગુણો તો થોડા જ હોય; આ એક સાવ સાચી પરિસ્થતિ છે. આ પરિસ્થિતિમાં પણ આપણે ગુણો જ જોવાના છે ! દોષ નથી જ જોવાના, જો આપણે સજ્જન બન્યા રહેવું હોય તો. જો કે સજ્જનો તો સ્વાભાવિક રીતે જ ગુણદૃષ્ટા હોય છે ! સ્વભાવતઃ જ તેઓની દૃષ્ટિ ગુણગ્રાહી હોય છે, સ્વભાવતઃ જ તેઓ પરગુણરાગી હોય છે.

આવા મહાપુરુષો શું આ ગ્રંથની ઉપાદેયતા નહીં સ્વીકારે ? અવશ્ય સ્વીકારવાના. ગ્રંથકાર, સજ્જનપુરુષો તરફથી આ અપેક્ષા રાખે છે. તેઓ અતિનિપુણ બુદ્ધિમાનોને પણ લલકારે છે—" શું તમે સજ્જનોના સ્વભાવ અંગે બીજી કોઈ કલ્પના કરી શકો એમ છો ? શું એવું એક પણ કારણ બતાવી શકશો કે જેથી 'સજ્જનો પણ દોષ જુએ.' એ વાત સિદ્ધ થાય ? નહીં જ બતાવી શકો.'

સજ્જનોનો આ સ્વભાવ અપરિવર્તનીય છે. ગમે તેવી આપત્તિના પ્રસંગે પણ સજ્જનો બીજા જીવોનો દોષ જુએ જ નહીં; ભલે બીજાની વાત દોષયુક્ત હોય, ભલે બીજી વ્યક્તિ દોષભરપુર હોય. સજ્જનોનો એ અવિચલ વિશ્વાસ હોય છે કે "જીવમાત્રમાં ગુણ હોય જ. ગુણ વિનાનો ચૈતન્યસ્વરૂપ આત્મા હોઈ જ ન શકે."

दोषाभिधाने मूकत्वम् ! સજ્જનો મૂંગા બની જાય ! જ્યારે બીજા જીવાત્માના દોષ પ્રકાશિત કરવાનો પ્રસંગ આવી જાય, મૂંગા બની જાય ! અભયારાણીનો દોષ પ્રગટ કરીને પોતાની જાતને નિર્દોષ સિદ્ધ કરવાનો અવસર આવ્યો હતો, છતાં સજ્જનશ્રેષ્ઠ સુદર્શને અભયા-રાણીનો દોષ પ્રગટ ન જ કર્યો, મૂંગા બની ગયા ! હા, સૂળી પર ચઢવાની પ્રજા સાંભળી, છતાં મૌન ! આ છે સજ્જનતા !

પરંતુ સજ્જનોને પોતાનો ગ્રંથ સ્વીકારવા ગ્રંથકાર આટલી બધી આજીજી કેમ કરે છે? તે જાણો છો? સાંભળો—

सद्भिः सुपरिगृहीतं यत् किंचिदपि प्रकाशतां याति ।
मलिनोऽपि यथा हरिणः प्रकाशते पूर्णचन्द्रस्थः ॥ १० ॥

અર્થ : સુજનો દ્વારા આદરપૂર્વક સ્વીકારાયેલું જે કંઈ–દોષ યુક્ત પણ, અસાર પણ લોકમાં પ્રસિદ્ધિ પામે છે, [" આ વિદ્વાનોને સંમત છે," આ રીતે વિદ્વત્ સમાજમાં પ્રખ્યાત થાય છે,] જેમ મલિન (કાળું) એવું પણ હરણ પૂર્ણ ચન્દ્રમાં રહેલું હોવાથી શોભે છે!

વિવેચન : 'આમજનતા એ વસ્તુનો સ્વીકાર કરે છે કે જેનો સજ્જન પુરુષો, વિદ્વાન પુરુષો આદરસહિત સ્વીકાર કરે છે,' આ માન્યતાને મનમાં રાખી ગ્રંથકાર મહર્ષિ સજ્જનોને અનુરોધ કરે છે કે 'આ ગ્રંથ રચનાનો–આદરપૂર્વક સ્વીકાર કરો.'

'આમ–જનતા આ 'પ્રશમરતિ' ને ચાહે' એનો પુનઃ પુનઃ સ્વાધ્યાય કરે, એવી ઉદાત્ત કામનાથી પ્રેરાઈને આચાર્યદેવ વિદ્વાનોને–સજ્જનોને વિનમ્ર ભાષામાં વિનંતી કરે છે....સ્વયં સજ્જનશ્રેષ્ઠ મહાપુરુષ હોવા છતાં સંસારના સજ્જનોને તેઓ પ્રાર્થના કરે છે! 'જ્ઞાની પુરુષો સહજ ભાવે જ વિનમ્ર હોય છે.' આ સત્યને ચરિતાર્થ કરનારા આ મહાપુરુષ છે!

'મેં તો મારા સ્વાધ્યાય સાટે...મારી કર્મનિર્જરા માટે ગ્રંથ રચના કરી છે...જેને ઉપયોગ કરવો હોય તે કરે...ન કરવો હોય તે ન કરે ...' આવી પરહિતનિરપેક્ષ વિચારધારાને આચાર્યદેવ ફેંકી દે છે; તેઓએ તો પ્રારંભમાં જ કહી દીધું કે 'ભવ્ય જીવો પ્રશમ–વૈરાગ્યભાવમાં સ્થિરતા પ્રાપ્ત કરે તે માટે હું કંઈક કહીશ...' તેઓની કરુણાપૂર્ણ દૃષ્ટિ "सर्वजनहिताय" માટે કેન્દ્રિત થયેલી છે; પછી તેઓ પરહિતનિરપેક્ષ કેવી રીતે રહી શકે? તેઓને તે; જીવ–

માત્રમાં પ્રશમનો પ્રેમ જાગ્રત કરવો છે! વૈરાગ્યની વાસના ઉત્પન્ન કરી દેવી છે... આ કામ ત્યારે જ થઈ શકે કે જ્યારે જીવો આ ગ્રંથ તરફ આદરભાવથી જુએ, ગ્રંથને સ્વીકારે અને એનું અધ્યયન-મનન કરે.

સામાન્ય જીવોની સહજવૃત્તિને આચાર્યદેવ સમજે છે... 'સામાન્ય બુદ્ધિના મનુષ્યો મોટા ભાગે સજ્જનો-વિદ્વાનોને અનુસરતા હોય છે!' માટે તેઓ સજ્જનોને આ ગ્રંથ સ્વીકારવા માટે આગ્રહ કરી રહ્યા છે. તેઓનું લક્ષ્ય સજ્જનો નથી, લક્ષ્ય તો છે મુમુક્ષુ ભવ્ય જીવો! અલ્પબુદ્ધિ સામાન્ય માનવો! પરંતુ સજ્જનો દ્વારા જ તેઓ પાસે આ ગ્રંથ પહોંચવાની સંભાવના હોવાથી તેઓ સજ્જનોને પુનઃ પુનઃ પ્રાર્થના કરે છે.

શ્યામ હરણનો ચન્દ્રે સ્વીકાર કર્યો! હરણને વિશ્વપ્રિય ચન્દ્રનો આધાર મળ્યો તો ચન્દ્રની સાથે હરણ પણ વિશ્વને પ્રિય લાગ્યું! વિશ્વની દૃષ્ટિમાં તે શોભે છે. આધારભૂત દ્રવ્યની આ જ બલિહારી છે. આધાર જેટલો ઉત્તમ, આધાર જેટલો સુંદર, આધેયની-ભલે તે નિર્માલ્ય હોય, તુચ્છ હોય, અસાર હોય, છતાંય તેની ઉત્તમતા, તેની સુંદરતા દુનિયાની દૃષ્ટિમાં આવવાની.

અલંકારો ભલે નકલી સોનાના હોય પરંતુ, શ્રીમંત મનુષ્યે પહેરેલા હોય તો! કપડાં ભલે સામાન્ય... અલ્પ મૂલ્યનાં હોય, પરંતુ ધનવાન પુરુષે પહેરેલાં હોય તો! એ અલંકારો અને વસ્ત્રો શોભે છે ને! આધાર દ્રવ્યની આ વિશેષતા છે.

માણસ ગરીબ છે, નિર્ધન છે, અને આભૂષણ શુદ્ધ સોનાનાં પહેર્યાં હોય તો? માણસ રૂપ-લાવણ્ય વિનાનો છે, રંક-ભિખારી છે, અને વસ્ત્ર મૂલ્યવાન પહેર્યાં હોય તો? એ આભૂષણ અને વસ્ત્ર શોભા નથી પામતાં! નિન્દા પામે છે!

જે વસ્તુ શોભે છે, દુનિયા તેને ચાહે છે! દુનિયા જેને ચાહે છે તેને સ્વીકારે છે. 'પ્રશમરતિ' શોભે તો દુનિયા એને ચાહે-પ્યાર

કરે, તો એનો સ્વીકાર કરે! માટે "પ્રશમરતિ" ને શોભાવવી જ જોઈએ....તે ત્યારે જ શોભે, જ્યારે સજ્જનો એનો સ્વીકાર કરે!

સામાન્ય પુસ્તકની પણ સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રસ્તાવના લખે છે તો એ પુસ્તકનું મહત્ત્વ વધી નથી જતું? માટે તો દુનિયાને માન્ય પ્રસિદ્ધ પુરુષો પાસે "પ્રસ્તાવના" 'આશીર્વચન' 'પ્રાક્કથન' ઈત્યાદિ લખાવવામાં આવે છે!

શ્રી ઉમાસ્વાતિજી દુનિયાના સજ્જનોની 'પ્રસ્તાવના' લેવા માટે તેઓને વિનંતી કરી રહ્યા છે! તેઓને સમજાવી રહ્યા છે!

> बालस्य यथा वचनं काहलमपि शोभते पितृसकाशे ।
> तद्वत् सज्जनमध्ये प्रलपितमपि सिद्धिमुपयाति ॥११॥

અર્થ : સ્પષ્ટ શબ્દોચ્ચારણ નહીં કરી શકતા શિશુનું તોતલું-કાલુ-કાલુ પણ વચન પિતાની આગળ શોભે છે (પિતાને પરિતોષ પમાડે છે) તેમ (બાળકના કાલા—કાલાં વચનની જેમ) સજ્જન પુરુષો સમક્ષ અસંબદ્ધ એવું પણ વચન પ્રખ્યાતિ પામે છે.

વિવેચન : 'હે સજ્જનો! તમે તો મારા પિતા છો. શું પિતાની સમક્ષ નાનકડું શિશુ એની તોતલી ભાષામાં મીઠું મીઠું નથી બોલતું? અને શિશુનાં એ તોતલાં વચનો પિતાને હર્ષથી નથી ભરી દેતાં? પિતા કેવો અદ્ભુત આનંદ અનુભવે છે? તો પછી તમને મારી આ તોતલી ભાષામાં રચાયેલી 'પ્રશમરતિ' નહીં ગમે? તમને આનંદ નહીં આપે? આપશે જ! મને વિશ્વાસ છે, મારા જેવા શિશુ પરનો આપનો પ્યાર, મારી આ તૂટલી-ફૂટલી ગ્રંથરચના પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન કરશે જ!'

સજ્જનોનું સંસાર પર કેવું ગજબનાક વર્ચસ્વ! દુર્જનો પણ સજ્જનો તરફ જુએ, એમને માને! સજ્જન સહુને પ્રિય! સજ્જન વહાલો! એમાં આશ્ચર્ય પણ નથી; જે બીજા જીવોના ગુણ જ જુએ

છે, બીજા જીવોના ગુણ જ ગાય છે, દોષો જોતો નથી ને દોષો બોલતો નથી, તે સહુને ગમે જ! જે સહુને ગમે, તેની વાત સહુ માને!

આપણે જેમને ગમતા નથી, તેમને આપણી વાત આપણે ગમાડી શકતા નથી, સ્વીકાર કરાવી શકતા નથી. આપણી વાત ભલે સાચી હોય કે સારી હોય, દુનિયાને એની પડી નથી! દુનિયા તો એ જુએ છે કે "આ વાત કોણ કહી રહ્યું છે?" દુનિયાની પ્રિય વ્યક્તિ કહી રહી છે, તો તુરત જ એનો સ્વીકાર થશે, અપ્રિય વ્યકિત કહી રહી છે; તો તુરત જ એનો ઈન્કાર થશે!

આપણે દુનિયાને અર્થાત્ સમાજને, દેશને પ્રિય નથી, પરંતુ આપણી એક સારી અને હિતકારી વાત સમાજ પાસે, દેશ પાસે સ્વીકારાવવી છે, તો એના બે ઉપાય છે:

(૧) સમાજની–દેશની પ્રિયતા સંપાદન કરો.

(૨) જે સમાજને–દેશને પ્રિય છે, તેના દ્વારા આપણી વાત સમાજ સમક્ષ–દેશ સમક્ષ રજૂ કરાવરાવો.

અહીં ગ્રંથકારે બીજો વિકલ્પ પસંદ કર્યો છે! સજ્જન પુરુષો, કે જેઓ વ્યકિત અને સમષ્ટિ પર છવાયેલા છે, સહુને શ્રદ્ધેય છે, તેઓ દ્વારા આ ગ્રંથ સમષ્ટિ પાસે મોકલવા ચાહે છે!

"તો શું તેઓ (ગ્રંથકાર મહર્ષિ) સ્વયં લોકપ્રિય ન હતા?" આ પ્રશ્ન ન પૂછશો! સજ્જન પુરુષોની આ જ વિલક્ષણતા છે! લોક-પ્રિય વ્યકિત પણ અન્ય લોકપ્રિય વ્યકિતઓના માધ્યમથી જ્યારે પ્રજાની વચ્ચે જાય છે, ત્યારે તેની લોકપ્રિયતા, શિષ્ટજનપ્રિયતા પ્રસિદ્ધિના શિખરે પહોંચી જાય છે!

લોકપ્રિય સજ્જનોના સમૂહમાં વિદ્વાન પુરુષોના સમૂહમાં પણ પ્રિય બનવા માટે આપણે આપણા લોકપ્રિયતાના ખ્યાલને ત્યજી, આપણી શિષ્ટજનપ્રિયતા ત્યજી, એમની સમક્ષ વિનમ્ર બન્યા જ રહેવું જોઈએ; અને તેથી જ વાચકશ્રેષ્ઠ ઉમાસ્વાતિજી વિદ્વત્સમૂહના

શિરોમણિ બન્યા હતા! જુઓ તો ખરા એમની વિનમ્રતા! સજ્જનોને 'પિતા' કહી, પોતાની જાતને તોતલી વાણી ઉચ્ચારતો નાનકડો બાળક બતાવે છે!

સજ્જનોને, આ વિનમ્ર જ્ઞાનીપુરુષે ગ્રંથની ઉપાદેયતા માનવા મજબૂર કરી દીધા! તેમને પ્રસન્ન કરીને, આહ્‌લાદ પમાડીને, હસાવીને ગ્રંથની માન્યતા પ્રાપ્ત કરી લીધી! નમ્રતાનું કામણ ખરેખર અચૂક અસર કરતું હોય છે. જ્ઞાની પુરુષો તો નમ્રતાની નયનરમ્ય મૂર્તિ જ હોય! માટે તે તેઓ સમગ્ર સંસારને મોહી લેતા હોય છે; સંસાર એમની સાથે પ્યાર કરતો હોય છે.

જાણે સાચે જ સજ્જન–પિતાઓને શિશુ–ઉમાસ્વાતિનાં કાલાં–કાલાં વચનો ગમી ગયાં! માટે તેઓએ સ્વીકારી લીધાં અને સાચવી રાખ્યાં...સેંકડો વર્ષોથી સજ્જનોની પરંપરા એને સાચવતી આવી, પ્રસારતી આવી અને સંભાળતી આવી! અને તેથી જ એ કાલાં–કાલાં ને મીઠાંમીઠાં વચનો મને ખૂબ ગમી ગયાં–માટે જ આ 'વિવેચન' લખું છું ને!!



## જિનવચનનું અનુકીર્તન

> ये तीर्थकृत्प्रणीता भावास्तदनन्तरैश्च परिकथिताः ।
> तेषां बहुशोऽप्यनुकीर्तनं भवति पुष्टिकरमेव ॥१२॥

**અર્થ :** તીર્થંકરો દ્વારા પ્રણીત (અર્થથી) જે જીવાદિ ભાવો (પદાર્થો) અને તેમના પછી ગણધરો દ્વારા તથા ગણધર–શિષ્યો દ્વારા પ્રરૂપિત જે ભાવો, તે પદાર્થોનું અનેક વાર અનુકીર્તન, જ્ઞાન–દર્શન–ચરિત્રની પુષ્ટિ કરનારું જ (કર્મનિર્જરા કરનારું અને એ દ્વારા મોક્ષ આપનારું) બને છે.

**વિવેચન : પ્રશ્ન :** જો મહાપ્રજ્ઞાવંત પુરુષોએ પૂર્વે પ્રશમરસ–ઉત્પાદક અનેક શાસ્ત્રરચનાઓ કરેલી છે તો પછી આ "પ્રશમરતિ"ની રચના

કરવાની તત્પરતા શા માટે ? પ્રશમરસના રસિયા મુમુક્ષુઓ એ જ શાસ્ત્રરચનાઓનો અભ્યાસ કરશે !"

ઉત્તર : તમારી વાત સાવ સાચી છે ! સર્વજ્ઞ વીતરાગ તીર્થંકર ભગવંતોની જે વાણીને ગણધરોએ સૂત્રબદ્ધ કરી, તે વાણીનું અનુકીર્તન જ આ 'પ્રશમરતિ' છે. માત્ર અનુકીર્તન ! બીજું કંઈ જ નથી. અનુકીર્તન તો કરવું જ જોઈએ. જિનવાણીનું પુનઃ પુનઃ કીર્તન આત્મભાવને પુષ્ટ કરે છે; આત્મગુણોને સુદૃઢ કરે છે.

આ ગ્રંથમાં એ જ ભાવો છે કે જે સર્વજ્ઞ પરમાત્માએ કહેલા છે. આ ગ્રંથમાં એ જ પદાર્થો છે કે જે પ્રજ્ઞાવંત ગણધર ભગવંતોએ પ્રરુપેલા છે, એ ભાવોને, એ પદાર્થોને મેં અહીં અભિનવ શબ્દરચના દ્વારા માત્ર દોહરાવ્યા છે ! કારણ કે અનુકીર્તનથી વિશિષ્ટ લાભ પ્રાપ્ત થાય છે.

હું એ બધું કરવા ચાહું છું કે જે કરવાથી કર્મોની નિર્જરા થાય, કર્મોનો ક્ષય થાય, કર્મોનો ક્ષયોપશમ થાય ! મારું લક્ષ છે કર્મ-નિર્જરા, મારું ધ્યેય છે કર્મનિર્જરા ! હું કર્મનિર્જરાનો ભવ્ય પુરુષાર્થ કરવા કટિબદ્ધ થયેલો છું–અનંત અનંત કાળથી કર્મોના દારુણ પ્રભાવ નીચે દબાયેલો, રીબાયેલો...પીસાયેલો આત્મા હવે જાગ્યો છે; એ કર્મોને જ પીસી નાંખવા કૃતનિશ્ચયી બન્યો છે. કર્મોનો સર્વથા ક્ષય કરી મારે આત્માની પૂર્ણતા પ્રાપ્ત કરવી છે, મારે વીતરાગ સર્વજ્ઞ બનવું છે ! તે માટે જિનવાણી–જિનવચન સિવાય કોઈ બીજો સહારો નથી, કોઈ ઉપાય નથી. ભલે એ જિનવાણીને મારા પૂર્વે થઈ ગયેલા મહામિનિષી આચાર્યોએ શાસ્ત્રમાં ગૂંથી લીધી હોય. હું એ શાસ્ત્રોને અવગણતો નથી, અમાન્ય કરતો નથી...પરંતુ 'એમની શાસ્ત્રરચનાઓ છે, માટે મારે શાસ્ત્રરચના ન કરવી,' આ વાત સ્વીકારી શકતો નથી, સ્વીકારી શકાય પણ નહીં. જિનવચનનું અનુકીર્તન કરવાનો મને અધિકાર છે ! કારણ કે તેથી કર્મનિર્જરા થાય છે, જ્ઞાન-દર્શન અને ચારિત્રના ગુણો પુષ્ટ થાય છે.'

ગ્રંથકારનું મંતવ્ય કેટલું માર્મિક છે ! કેટલું ગંભીર છે ! સંસારના વ્યવહારમાં પણ જુઓ ! શું બજારમાં પહેલેથી બીજાઓની દુકાનો છે, માટે આપણે નવી દુકાન ન ખોલવી ? જેને ધનસંપત્તિ પ્રાપ્ત કરવાની તીવ્ર તમન્ના છે અને દુકાન ખોલવાથી ધનપ્રાપ્તિ થવી એને નિશ્ચિત લાગે છે, તે બુદ્ધિમાન પુરુષ દુકાન ન ખોલે ? શું પુરાણા પ્રસિદ્ધ કલાકારો હોય એટલે હવે બીજાઓએ કલાકાર ન બનવું ? જેને કલાઓ પ્રિય છે અને કલાઓ દ્વારા કીર્તિ પ્રાપ્ત કરવાની વાસના જાગી ગઈ છે, તે કલાકાર ન બને ? શું પ્રાચીન મંદિરો હોય એટલે કોઈ નવું મંદિર ન બનાવે ?

પ્રાચીન ગ્રંથો હોય એટલે નવા ગ્રંથનું સર્જન ન કરવું ? જો ગ્રંથરચના દ્વારા કર્મનિર્જરા થવાની ન હોય, જ્ઞાનાદિગુણોનો વિકાસ થવાનો ન હોય, મોક્ષમાર્ગની આરાધનામાં પ્રગતિ થવાની ન હોય તો તો ગ્રંથ રચના ન જ કરવી જોઈએ, પરંતુ જે શાસ્ત્રરચના દ્વારા સર્વતોમુખી આત્મોન્નતિ થવાની જ હોય, તે શાસ્ત્રરચના કેમ ન કરવી ? અર્થાત્ કરવી જ જોઈએ. અનેક પ્રકારની શાસ્ત્રરચનાઓ કરવી જોઈએ.

નિર્ભય રહો. એ શાસ્ત્રરચના કરવાથી તમે તીર્થંકરોનું કે ગણધરોનું અપમાન નથી કરતા. એ શાસ્ત્રરચના કરવાથી પ્રાચીન ગ્રંથોનું ગૌરવ નથી હણતા. એ શાસ્ત્ર રચના કરવાથી તમે પાપકર્મોનું બંધન નથી કરતા. એ શાસ્ત્રરચના દ્વારા તમે આત્મગુણોને દુર્બળ નથી કરતા.

જિન વચનનું પુનઃ પુનઃ અનેક પ્રકારે અનુકીર્તન કરવું જોઈએ. તે કરવાથી આત્મભાવ પુષ્ટ જ થાય છે.

यद्वदुपयुक्तपूर्वमपि भैषजं सेव्यतेऽर्त्तिनाशाय ।
तद्वद्रागार्त्तिहरं बहुशोऽप्यनुयोज्यमर्थपदम् ॥१३॥

यद्वद्विषघातार्थं मंत्रपदे न पुनरुक्तदोषोऽस्ति ।
तद्वद्रागविषघ्नं पुनरुक्तमदुष्टमर्थपदम् ॥१४॥

वृत्त्यर्थं कर्म यथा तदेव लोकः पुनः पुनः कुरुते ।
एवं विरागवार्ताहेतुरपि पुनः पुनश्चिन्त्यः ॥१५॥

અર્થ જેવી રીતે વિશ્વાસપ્રાપ્ત ઔષધ, વ્યાધિકૃત વેદનાના નાશ માટે પ્રતિદિન સેવાય છે, તેવી રીતે રાગદ્વેષથી બાંધેલા કર્મોના ઉદય દ્વારા થતી તીવ્ર-મંદ-મધ્યમ વેદનાનો અપહાર ( નાશ ) કરનાર અનેક પ્રકારે પણ અર્થ પ્રધાન પદ બોલવું જોઈએ [૧૩]

જેવી રીતે વૃશ્ચિકાદિના ઝેરને ઉતારવા માટે મંત્રવાદીઓ ૐકાર આદિ મંત્રપદોને પુન: પુન: બોલે છે, તેમાં પુનરુક્તિ (વારંવાર એનું એ બોલવું ) દોષ નથી, તેવી રીતે રાગ-વિનાશક અર્થપદનું અનેકવાર બોલવું દોષરહિત છે; (અર્થાત્ ‘ પુનરુક્તિ ’ દોષ નથી. ) [૧૪]

જેવી રીતે પોતાના કે કુટુંબના પોષણ માટે, સમુચિત ધન-ધાન્યવાળા પણ મનુષ્ય પ્રતિવર્ષ ખેતી વગેરે કામ વારંવાર કરે છે તેવી રીતે વૈરાગ્યવાર્તાના કારણોનો પણ પુનઃ પુનઃ અભ્યાસ કરવો જોઈએ. [૧૫]

**विवेचनः** એકની એક વાત વારંવાર કહેવી, એકની એક વાત પુનઃ પુનઃ લખવી તેમાં ‘ પુનરુક્તિ ’ નામનો દોષ માનવામાં આવેલો છે; વકતાઓએ અને ગ્રંથકર્તાઓએ એ દોષથી બચવું જોઈએ. નિર્દોષ ગ્રંથરચના માટે આ દોષનો પણ ત્યાગ કરવો જોઈએ.

'પ્રશમરતિ'ની રચના આ 'પુનરુકિત' દોષવાળી છે, એવી કલ્પના કરવાની ગ્રંથકાર ના પાડે છે. દેખીતી પુનરુકિત પણ વાસ્તવમાં દોષ નથી! પૂર્વ મહર્ષિઓએ કહેલી અને લખેલી વાતોને પુનઃ અહીં લખવામાં આવી છે, છતાં આ પુનરુકિત અહીં દોષરૂપ નથી!

'પુનરુકિતદોષ' એવો દોષ નથી કે જે સર્વત્ર એકાંતે દોષરૂપ જ હોય, કયાંક એ ગુણરૂપ પણ છે! પુનરુકિતની ગુણરૂપતા સિદ્ધ કરવા ગ્રંથકાર અહીં અકાટ્ય તર્ક આપે છે, સુંદર ઉદાહરણ આપે છે.

ઔષધનું સેવન! દવાઓનું સેવન!

તમે વ્યાધિથી, રોગથી પીડાઈ રહ્યા છો, ઘોર વેદના અનુભવી રહ્યા છો, એ વેદનાથી મુકત થવા, નિરોગી બનવા તમે તલસી રહ્યા છો, વૈદ્યને બોલાવ્યા, ડોકટરને બોલાવ્યા. તેમણે તમને તપાસ્યા, રોગનું નિદાન કર્યું અને દવાઓ લખી આપી; અને કહ્યું : 'આ લખી આપેલી ગોળીઓ રોજ દિવસમાં પાંચ વખત લેજો અને ત્રીસ દિવસ સુધી લેતા રહેજો, રોગ ચાલ્યો જશે. ત્યાં તમે ડોકટરને કહેશો કે—

'ડોકટર, તમારી વાત સાચી પરંતુ એની એ દવા રોજ વારંવાર લેવામાં તો 'પુનરુકિત' દોષ લાગે છે, માટે હું દવા નહીં લઉં!'

અરે, એ વખતે...એવી ઘોર વેદનાના વખતે તમને 'પુનરુકિત' દોષ યાદ પણ ન આવે! એ વખતે તો 'ગમે તે ઉપાયે મારી વેદના શમવી જોઈએ;' એ જ વિચાર હોય છે; તે માટે એકની એક દવા મહિનાઓ સુધી સતત સેવવી પડે તો સેવવાની તૈયારી! અને સંસાર સેવી રહ્યો છે!

તેવી રીતે,

રાગનો ભયંકર વ્યાધિ, દ્વેષનો વિકરાળ રોગ....જે જીવાત્માઓને અનંત–અપાર વેદનાઓ આપી રહ્યો છે, જીવાત્માઓ ઘોર વેદનાઓમાં

તરફડી રહ્યા છે; તેમને જોઈ ને કરુણાપૂર્ણ હૃદયવાળા સંતપુરુષો કે જેઓ આ રાગ–દ્વેષના ભાવરોગોના કુશળ ચિકિત્સક હોય છે, તેઓ કહે છે :

“જો તમારે આ રાગ–દ્વેષના ભીષણ દાહજ્વરમાંથી બચવું હોય તો વૈરાગ્ય–ભાવમાં દૃઢ કરનારા, પ્રશમભાવમાં અભિરુચિ પ્રગટાવનારા ગ્રંથોનું પુન: પુન: અધ્યયન કરો...એના એ ગ્રંથોનો વરંવાર સ્વાધ્યાય કરો, મનન કરો...અને જો એવી શક્તિ હોય તો વૈરાગ્ય–ભાવના ઉત્પાદક ગ્રંથોની રચના કરો...’

તો તમે એ કરુણાવંત સંતપુરુષને શું કહેશો ? “એના એ ગ્રંથોનો રોજ સ્વાધ્યાય કરવામાં....એના એ ગ્રંથો લખવામાં ‘પુનરુક્તિ–દોષ’ આવે, માટે હું સ્વાધ્યાય નહીં કરું ! માટે હું ગ્રંથ–રચના નહીં કરું !”

ના રે ના ! જે મુમુક્ષુ આત્માને રાગ–દ્વેષ વ્યાધિ લાગ્યા, રોગ સમજાયા, એ તો વૈરાગ્ય–ગ્રંથોનું પુનઃ પુનઃ પરિશીલન કરવાનો જ. વૈરાગ્ય ગ્રંથોનું સર્જન કરવાનો જ. એ કરવામાં ‘પુનરુક્તિ’ દોષરૂપ નથી, ગુણરૂપ છે !’

મંત્ર ! ગારુડી મંત્ર !

કાળોતરો ડસ્યો હોય, શરીરમાં અગન–અગન લાગી હોય....ઘોર વેદનાનો તરફડાટ હોય, ત્યાં સર્પનું ઝેર ઉતારનાર માન્ત્રિકને બોલાવવામાં આવે, માંત્રિક ‘વિષાપહારમંત્ર’નો જાપ આરંભી દે...એનો એ મંત્ર પુનઃ પુનઃ બોલે...એ વખતે ‘પુનરુક્ત’ દોષ લાગે ? અને એ દોષના ભયથી પુનઃ પુનઃ મંત્રોચ્ચાર ન કરે ને ? ન કરે તો શરીરમાં વ્યાપેલું વિષ ઉતરે ખરું ?

જેમ જેમ એ વિષાપહાર મંત્રનો જાપ કરતો જાય, તેમતેમ પ્રતિક્ષણ વિષનો પ્રભાવ ઘટતો જાય છે, ઝેર ઉતરતું જાય છે. એનાં એ જ મંત્રપદો ! વારંવાર એનું ઉચ્ચારણ ! ઝેરને ઉતરે જ છૂટકો !

જ્યાં જીવન-મરણનો પ્રશ્ન હોય, ત્યાં 'પુનરુકિત' દોષ જોવાતો જ નથી, ત્યાં તો કાર્યસાધક દૃષ્ટિ જ જોઈએ; તો શું રાગ-દ્વેષનાં ઝેર ઓછાં ભયંકર છે? શું એ જનમ-જનમનો વિષમ-વિકટ પ્રશ્ન નથી? હા, એ જરાય ન ભૂલશો કે રાગ-દ્વેષ હલાહલ ઝેરથી પણ અતિ ખતરનાક ઝેર છે, એ ઝેર જે જીવોને ચઢયાં, તેઓ ભવોભવ માટે મર્યા સમજો!

રાગ-દ્વેષનાં હલાહલ ઝેર!

ઉતારવાં છે એ ઝેર? નીચોવી નાંખવાં છે એ ઝેર? તો એક જ ઉપાય છે-વારંવાર...પ્રતિક્ષણ...જિનવચનને વાગોળો! એનાં એ વૈરાગ્યપ્રેરક ભાવોની રટણા કરો. ઉપશમભાવને અખંડિત રાખનારા શબ્દો અને અર્થોને વારંવાર રટો; વારંવાર બોલો. તેમાં તમને 'પુનરુકિત' દોષ નહીં લાગે.

રાગ-દ્વેષનાં આ ઝેર એવાં નથી કે એકાદવાર તમે જિનવચન બોલી દો એટલે એ ઝેર ઉતરી જાય! જો એમ ઉતરી જતાં હોય તો પુનઃપુનઃ જિનવચન બોલવાની જરૂર જ નહીં, પરંતુ અનેકવાર... વારંવાર એ જિનોકત ભાવોને રટયા વિના એ આત્માના પ્રદેશે-પ્રદેશે ફેલાયેલાં ઝેર દૂર થાય એમ જ નથી. માટે બીજો કોઈ વિચાર કર્યા વિના વારંવાર...પ્રતિક્ષણ જિનવચનને બહુમાનપૂર્વક ભાવિત કરો; એમાં 'પુનરુકિત' દોષ લાગતો નથી. નિશ્ચિંત બની જાઓ અને કર્તવ્ય-માર્ગે ચાલતા રહો!

એકનો એક વ્યવસાય! એકનો એક ધંધો! એકનું એક કામ!

સંસાર તરફ જરા જુઓ; વિશાળ માનવસૃષ્ટિ તરફ જુઓ...' 'પુનરુકિત' તમને સર્વત્ર વ્યાપક દેખાશે, અને તે પણ દોષરૂપ નહીં પરંતુ ગુણરૂપ!

જુઓ, મુશળધાર વર્ષામાં...કડકડતી ઠંડીમાં અને ધોમધખતા ઉનાળામાં...કામ કરી રહેલા...ખેતી કરી રહેલા ખેડૂતને! એનું એ

ખેતર અને એની એ ખેતી ! પ્રતિવર્ષ અને પ્રતિ મોસમ એ કામ કરે જાય છે. શા માટે ? જીવનનિર્વાહ માટે. સ્વજીવનના નિર્વાહ માટે અને પરિવારના પોષણ માટે એનું એ કામ કરે જ છૂટકો !

જુઓ, પેલો મીલ–મજુર....મીલનું રોજ ભૂંગળું વાગે છે...ને હાથમાં 'ટીફીન' લઈ એ સડસડાટ મીલ તરફ રોજ જાય છે...રોજ એ જ મશીન અને એનું એ જ કામ...કરે છે ને ?

જુઓ પેલા શેઠને ! રોજ દુકાન ખોલે છે ને રોજ એનો એ વેપાર કરે છે ! અલબત્, એની પાસે તો ધનના ઢગલા છે છતાંય અપાર સંપત્તિની આકાંક્ષાથી એ વેપાર કરે જ જાય છે...ને ધન-ધાન્યથી સમૃદ્ધ બનતો જાય છે.

તો શું વૈરાગ્યભાવના પોષણ માટે, વૈરાગ્યની વિપુલ સંપત્તિ પ્રાપ્ત કરવા માટે એના એ ધર્મગ્રંથોનું પરિશીલન પ્રતિદિન...પ્રતિ-ક્ષણ ન કરવું ? જે ધર્મગ્રંથથી આપણો વૈરાગ્યભાવ પુષ્ટ થતો જતો હોય, એ ધર્મગ્રંથનું પ્રતિદિન અધ્યયન કરવું જ જોઈએ, એ કરવામાં "પુનરુક્તિ" દોષ નથી.

જે કોઈ શબ્દ, જે કોઈ વાક્ય, જે કોઈ ગ્રંથ...આપણા વૈરાગ્યની વૃદ્ધિ કરનાર હોય, તેનું પુનઃપુનઃ અધ્યયન કરે જ જવાનું, જેથી રાગ–દ્વેષની પ્રબળતા નષ્ટ થતી જાય, આત્મભાવની નિર્મળતા વધતી જાય.

પૂર્વકાળમાં થઈ ગયેલા મહાન્ જ્ઞાનીપુરુષોએ વૈરાગ્યભાવને પુષ્ટ કરનારા ગ્રંથો રચેલા મોજુદ હોવા છતાં, અને એ જ ગ્રંથોની વાતો લઈ ને આ ગ્રંથની રચના કરવા છતાં, એમાં પુનરુક્તિ દોષ નથી, માટે તે ઉપાદેય જ છે. આ વાત ગ્રંથકાર સિદ્ધ કરે છે ! ત્રણ ઉદા-હરણ (૧) ઔષધ સેવન (૨) વિષાપહાર મંત્ર અને (૩) કૃષિ આદિ કર્મ, આપીને વૈરાગ્યભાવના પોષક ગ્રંથોનું પુનઃપુનઃ સર્જન, સ્વાધ્યાય અને સૂક્ષ્મચિંતન કરવાનો ખુલ્લેઆમ અનુરોધ કરે છે.

दृढतामुपैति वैराग्यभावना येन येन भावेन।
तस्मिंस्तस्मिन् कार्यः कायमनोवाग्भिरभ्यासः ॥१६॥

અર્થ : જે જે વિશિષ્ટ અન્તઃકરણના પરિણામથી (જન્મ જરા-મૃત્યુ -શરીરઆદિના આલોચન વગેરેથી) વૈરાગ્યવાસના સ્થિરતા પ્રાપ્ત કરે તે તે કાર્યમાં મન-વચન કાયાથી અભ્યાસ કરવો જોઈએ.

વિવેચન : પ્રતિદિન એક જ કામ કરો ! વૈરાગ્યની ભાવનાને વાસના બનાવી દેવાનું કામ કરો ! મનથી, વચનથી અને કાયાથી આ એક જ કામ કરી લો.

વૈરાગ્યની ભાવના વાસનારૂપ બની જાય એટલે વૈરાગ્ય સ્થિર બને. જેમ જેમ વૈરાગ્ય વાસનારૂપ બનતો જશે, તેમ તેમ રાગ-દ્વેષની વાસના ઢીલી પડતી જશે. રાગ-દ્વેષની અનાદિકાલીન વાસનાઓ પર મન-વચન-કાયાથી પ્રહારો કરો. મનથી એવું ચિંતન કરો, જબાનથી એવી વાણી બોલો અને પાંચ ઇન્દ્રિયોથી એવી ક્રિયા કરો કે જેથી રાગ-વાસનાનું વિસર્જન થઈ જાય; દ્વેષની ભડભડતી આગ બુઝાઈ જાય.

આ દૃઢ સંકલ્પ કરો, અવિચલ નિર્ણય કરો : "મારે વૈરાગ્ય-ભાવનાને વૈરાગ્યની વાસના બનાવી દેવી છે, મારે વૈરાગ્યભાવને સુદૃઢ બનાવવો છે.' જ્યાં સુધી આ સંકલ્પ નહીં કરો; ત્યાં સુધી એ દિશામાં મન-વચન-કાયાથી પુરુષાર્થ નહીં કરી શકો. પુરુષાર્થમાં જોશ, જુસ્સો અને ઝડપ નહીં આવી શકે.

જો તમે રાગદશાને ખતરનાક સમજી ગયા છો, એનાં ભયંકર પરિણામોથી તમે ધ્રુજી ઉઠયા છો, એની વિનાશ-તાંડવલીલા તમે જોઈ લીધી છે, તો પછી તમે શા માટે એ ડાકણ જેવી રાગદશાનાં પડખાં

સેવો છો ? શા માટે એના સહારે સુખ લેવા દોડો છો ? થોભો, અનંત જન્મોથી પીડનારી અને આત્માનું હીર ચૂસનારી એ રાગદશાનો હવે તમારે ખાત્મો બોલાવવો જ પડશે...તે માટે જે કોઈ શસ્ત્ર... જે કોઈ અસ્ત્ર તમારી પાસે હોય, તેનાથી એના પર તૂટી જ પડો. હવે વિચાર કરવાનો સમય નથી; આક્રમણ કરી દેવાની ક્ષણ આવી ગઈ છે ! જે જે સાધનથી... જે જે ઉપાયથી એ રાગદશાને હણી શકાય, તે તે સાધન...તે તે ઉપાય અજમાવવા માંડો.

વૈરાગ્ય ભાવનાને દૃઢ બનાવવા માટે મનના વિચારોને બદલવા પડશે. પ્રત્યેક પ્રસંગ અને પ્રત્યેક ઘટનાનું ચિંતન સંવેગમય અને નિર્વેદમય વિચારોથી કરવું પડશે. સંવેગ–નિર્વેદગર્ભિત વિચારોથી વૈરાગ્ય દૃઢ થાય છે; માટે એવા વિચારો કરવાનો અભ્યાસ કરવો જોઈએ; અર્થાત્ પુનઃ પુનઃ સંવેગગર્ભિત અને નિર્વેદગર્ભિત વિચારો કરે જ જવાના !

મોક્ષપ્રીતિ અને ભવ–ઉદ્વેગ !

મોક્ષ પર રાગ અને સંસાર પર ઉદ્વેગ ! વિચારોના આ બે કેન્દ્રબિંદુ બનાવી દેવાનાં. જન્મ–જરા અને મૃત્યુ, આધિ–વ્યાધિ અને ઉપાધિથી ભરપૂર આ સંસારનું ચિંતન તમારા વૈરાગ્યને પ્રબળ બનાવશે.

ક્યારેક સંસારના સુખોની ક્ષણભંગુરતાના ચિંતનમાં ચઢી ગયા તો ક્યારેક ભીષણ સંસારમાં જીવાત્માની અશરણદશાના વિચારમાં ગરકાવ થઈ જવાનું ! ક્યારેક આત્માની એકલવાયી સ્થિતિના ચિંતનમાં મગ્ન થઈ ગયા, તો ક્યારેક સ્વજન–પરિજન અને વૈભવથી આત્માની જુદાઈના વિચારોમાં ડૂબી જવાનું; ક્યારેક પ્રતિજન્મમાં બદલાતા રહેતા જીવોના પરસ્પરના સંબંધોની વિચિત્રતાના ચિંતનમાં ખોવાઈ જવાનું, તો ક્યારેક શરીરની ભીતરની બિભત્સ અને ગંદી અવસ્થાની કલ્પનામાં ચાલ્યા જવાનું !

કોઈ વેળા, દુઃખદાયી હિંસાદિ આશ્રવોના કટુ વિપાકો યાદ આવી જાય, તો કોઈ વેળા એ આશ્રવોના ધસમસતા આવતા પ્રવાહને

ખાળવાના ઉપાયો મનમાં રમી જાય. કોઈ વેળા કર્મોની નિર્જરાનું વિજ્ઞાન ચિત્તને ડોલાવી જાય તો કોઈ વેળા ચૌદ રાજલોકરૂપ વિરાટ વિશ્વની સફરે જીવ ઉપડી જાય. કોઈ વેળા 'ધર્મ'ના અદ્ભુત પ્રભાવો પર આત્મા ઓવારી જાય તો કોઈ વેળા 'બોધિ'ની દુર્લભતા મનને ડોલાવી જાય ! કોઈ વેળા મનડું સિદ્ધશિલાની સફરે ઉપડી જાય અને સિદ્ધશિલા પર સિદ્ધ–બુદ્ધ–મુક્ત બની બેસી ગયેલા પરમ–આત્માઓનો પરિચય કરી આવે !

આવું આવું કરતા જ રહો, આવું વિચારવાનું, આવું બોલવાનું અને શરીરથી એને અનુરુપ આચરણ કરવાનું–પુરુષાર્થ કરે જવાનો. વૈરાગ્યનો રંગ ચોળમજીઠનો બની ગયો સમજો !



## વૈરાગ્યના પર્યાયો

माध्यस्थ्यं वैराग्यं विरागता शान्तिरुपशमः प्रशमः ।
दोषक्षयः कषायविजयश्च. वैराग्यपर्यायाः ॥ १७ ॥

અર્થ : (૧) માધ્યસ્થ્ય (૨) વૈરાગ્ય (૩) વિરાગતા (૪) શાન્તિ (૫) ઉપશમ (૬) પ્રશમ (૭) દોષક્ષય અને (૮) કષાયવિજય– આ વૈરાગ્યના પર્યાય છે.

વિવેચન : વૈરાગ્યભાવનાને દૃઢ કરવાની પ્રબળ પ્રેરણા આપીને ગ્રંથકાર વૈરાગ્યનાં આઠ રૂપો બતાવી રહ્યા છે. વૈરાગ્યને તેના અષ્ટવિધ રૂપે ઓળખવાનો છે; તો એનું દૃઢીકરણ કરવામાં સરળતા પ્રાપ્ત થશે.

(૧) **માધ્યસ્થ્ય** : ન રાગ ન દ્વેષ ! ન રાગ તરફ ઢળવાનું, ન દ્વેષ તરફ ઢળવાનું. ન રાગનો પક્ષ લેવાનો, ન દ્વેષનો પક્ષ લેવાનો. મધ્યસ્થ રહેવાનો હંમેશાં પ્રયત્ન કરવાનો.

(૨) **વૈરાગ્ય :** રાગ અને દ્વેષનો અભાવ; સર્વથા અભાવ નહીં પરન્તુ અંશે અભાવ. રાગ–દ્વેષનો સર્વથા અભાવ તો વીતરાગતા છે. વૈરાગ્યમાં રાગ અને દ્વેષની મંદતા આવે. ઇન્દ્રિયોના ઇષ્ટ વિષયોમાં રાગ નહીં, અનિષ્ટ વિષયોમાં દ્વેષ નહીં.

(૩) **વિરાગતા :** માત્ર શાબ્દિક ફેરફાર છે. જે અર્થ વૈરાગ્યનો એ જ આનો.

(૪) **શાન્તિ :** શમ એ જ શાન્તિ. રાગ અને દ્વેષનો ઉદય જ નહીં, આત્મામાં રાગ–દ્વેષ ઉઠે જ નહીં; જ્યારે એનો ઉદય ન હોય, તે વખતની અવસ્થા.

(૫) **ઉપશમ :** શમની નજીક હોવાથી ઉપશમ. રાગ–દ્વેષનો ક્ષય નહીં, પરન્તુ ઉપશમ. રાગ–દ્વેષ બેસી ગયા હોય, પરન્તુ નિમિત્ત મળતાં ઉઠે!

(૬) **પ્રશમ :** રાગ–દ્વેષનો ઉત્કૃષ્ટ શમ, જ્યારે આ પ્રકૃષ્ટ શમ હોય ત્યારે આત્મભાવ અત્યંત વિશુદ્ધ હોય.

(૭) **દોષક્ષય :** આત્મભાવને દૂષિત કરે તે દોષ. આત્મભાવને કલુષિત કરનારા પ્રબળ દોષ છે : રાગ અને દ્વેષ. તેનો આત્યન્તિક ઉચ્છેદ તેનું નામ દોષક્ષય. 'આત્યન્તિક ઉચ્છેદ' એટલે સર્વથા નાશ. વૈરાગ્યની આ ચરમ ભૂમિકા છે.

(૮) **કષાયવિજય :** કષ્ એટલે સંસાર. તેના ઉપાદાનકારણ છે કષાય. ક્રોધ, માન, માયા અને લોભ–આ કષાય છે. કષાયોનો પરાભવ કરીને આત્મા વિજયી બને તે વૈરાગ્ય.

કોઈ કહે : 'હું તો મધ્યસ્થ ભાવ પસંદ કરું છું.' ભલે મધ્યસ્થ-ભાવને દૃઢ કરો.

કોઈ કહે : હું તો વૈરાગ્ય–વિતરાગતા પ્રાપ્ત કરવા ચાહું છું.' ભલે, વૈરાગ્ય દૃઢ કરો, વિરાગતા પુષ્ટ કરો.

કોઈ કહે : 'આપણે તો શમ, પ્રશમ, ઉપશમ કેળવવો છે.' ભલે, એ કેળવો!

કોઈ કહે : 'આપણે તો દોષોનો ક્ષય કરવો છે,' ભલે, દોષોનો ક્ષય કરો!

કોઈ કહે : 'આપણે કષાયોને નાથવા છે...' ભલે કષાયો પર વિજય મેળવો. આમાંથી ગમે તે કરો–એ વૈરાગ્યભાવના છે, વૈરાગ્યની જ વાસના છે. અહીં ગ્રંથકાર મહર્ષિએ 'પ્રશમ'માં રતિ કેળવવાનું પસંદ કર્યું છે! વૈરાગ્યના આઠ પર્યાયોમાંથી 'પ્રશમ' શબ્દને પસંદ કર્યો છે. પ્રશમરસમાં સ્થિરતા પ્રાપ્ત કરવા ને કરાવવા આ ગ્રંથનું સર્જન કર્યું છે.

એક જ કામ કરો–વૈરાગ્યને–પ્રશમને પુષ્ટ કરવાનું. એ કામ ત્યારે થાય કે જ્યારે પ્રશમ પ્રિય લાગે. પ્રશમભાવની અભિરુચિ પ્રગટે તો એ ભાવને ટકાવવા માટે પ્રયત્ન થાય,

પ્રશમભાવમાં પરમસુખની અનુભૂતિ કરવાની તમન્ના જાગી જવી જોઈએ. 'કષાયોમાં–કાષાયિક ભાવોમાં રંચ માત્ર પણ સુખ નથી, આનંદ નથી, શાન્તિ નથી, આ વાત બરાબર હૃદયસ્થ થઈ જવી જોઈએ તો જ પ્રશમભાવની રતિને આત્મામાં જકડી રાખવા માટે પુરુષાર્થ થાય.

વૈરાગ્યનાં આ આઠ રૂપોમાંથી ગમે તે એક રૂપ પસંદ કરો. એ રૂપને પ્રાપ્ત કરવા મન–વચન-કાયાથી પુરુષાર્થ કરો. એ માટે જે કોઈ ઉપાય કરવો પડે તે કરો. જેમ જેમ તમે એ પુરુષાર્થ કરતા જશો તેમ તેમ અંતરાત્માનું અપૂર્વ સુખ તમે અનુભવતા જશો.

પ્રશમરતિમાં એ સુખાનુભવ કરાવવો છે. એ માટે જ આ ગ્રંથરચના છે. મુમુક્ષુ આત્માઓ પ્રત્યેની કરુણાથી પ્રેરાઈને ભગવાન ઉમાસ્વાતીએ આ ગ્રંથની રચના કરી છે. કેવી રીતે એ પુરુષાર્થ–પ્રશમ–ભાવમાં સ્થિરતા પ્રાપ્ત કરવાનો–કરી શકાય,એનું માર્ગદર્શન આ ગ્રંથમાંથી પ્રાપ્ત થશે.

इच्छा मूर्च्छा कामः स्नेहो गार्ध्यं ममत्वमभिनन्दः ।
अभिलाष इत्यनेकानि रागपर्यायवचनानि ॥१८॥

**અર્થ :** ઇચ્છા, મૂર્ચ્છા, કામ, સ્નેહ, ગૃદ્ધતા, મમત્વ, અભિનન્દ (પરિતોષ) અને અભિલાષ-આ રાગના અનેક પર્યાય-શબ્દો છે.

**विवेचन : 'विगतः रागः विरागः'**

રાગ નહીં તે વિરાગ. પરંતુ એ રાગનાં અનેક રૂપ છે! અહીં મુખ્ય આઠ રૂપ બતાવવામાં આવ્યાં છે. રાગની ઓળખાણ એનાં અનેક રૂપો દ્વારા થાય તો જ એ રાગથી બચી શકાય એમ છે.

(૧) **ઇચ્છા :** ઇચ્છા એટલે પ્રીતિ, રમણીય વિષયોમાં પ્રીતિ સુંદર વિષયો જોઈને ખુશી થઈ જવી, રાજી થઈ જવું, આ ઇચ્છા છે.

(૨) **મૂર્ચ્છા :** પ્રિય વિષયોમાં લીનતા! એવી લીનતા કે આત્મા એ વિષયોમાં અભેદભાવે રમણતા કરે.

(૩) **કામ :** ઈષ્ટ પદાર્થને પ્રાપ્ત કરવાની ઝંખના; પ્રિય વિષયને પ્રાપ્ત કરવાની કામના.

(૪) **સ્નેહ :** વિશિષ્ટ પ્રેમ તે સ્નેહ. ગાઢ પ્રેમ તે સ્નેહ.

(૫) **ગૃદ્ધતા :** જે પદાર્થો, જે વિષયો પ્રાપ્ત ન થયા હોય તે પ્રાપ્ત કરવાની અભિકાંક્ષા.... તીવ્ર ઝંખના. સમડી જેમ મડદાને જોઈને આસક્ત થઈ જાય તેમ.

(૬) **મમત્વ :** "આ વસ્તુ મારી છે, હું એનો માલિક છું...." આનું નામ મમત્વ. આ એક મનનો પરિણામ છે.

(૭) **અભિનંદ :** પ્રિય વિષય મળી ગયાનો સંતોષ! પરિતોષ ....ખુશી.

(૮) **અભિલાષ :** ઈષ્ટ-પ્રિય-મનોજ્ઞ વિષયોની પ્રાપ્તિના મનોરથ.

રાગવિષયક મનની તમામ વૃત્તિઓનું કેવું અદ્‌ભુત વિશ્લેષણ છે આ! આપણા મનને–મનની આ બધી વૃત્તિઓને બરાબર સમજવી અતિ આવશ્યક છે. એને સમજ્યા વિના એના પર સંયમ કરવો અશક્ય છે, એ વૃત્તિઓનું શમન કરવું અસંભવ છે, એ વૃત્તિઓનું મારણ કરવું મુશ્કેલ છે.

રાગની આ વિભિન્ન વૃત્તિઓમાં ફસાયા હોવા છતાં આપણે નથી જાણતા હોતા કે "હું આ રાગમાં ફસાયો છું!"

આપણા આત્મામાં ઉઠતી આ રાગવૃત્તિઓને ખૂબ સારી રીતે ઓળખી લેવાની છે. એ વૃત્તિઓને તો જ રોકી શકાશે; તો જ એ વૃત્તિઓનો નિરોધ કરી શકાશે, અને તો જ વૈરાગ્યભાવનાને દૃઢ કરી શકાશે.

ક્યારેક જીવ રમણીઓના રૂપમાં પ્રીતિ કરે છે. તો ક્યારેક બાહ્ય ભૌતિક પદાર્થોમાં.... એના ધ્યાનમાં લીન થઈ જાય છે.. ક્યારેક પ્રિય પદાર્થોની રાંકડો બનીને પ્રાર્થના કરે છે, તો ક્યારેક મનોહર વિષયોને મોહી પડે છે....ક્યારેક બીજાઓ પાસે રહેલા વિષયો "આ વિષયો મને મળે," એવી અભિકાંક્ષાઓમાં ખોવાઈ જાય છે તો ક્યારેક "આ મારું.... આ મારું....હું એનો માલિક..." આ મમત્વમાં તણાઈ જાય છે.

મારાપણાનો રાગ તો સાચે જ પ્રચંડ આગ છે....સ્વજનો સાથેના સંબંધો તોડી નાંખ્યા, પરિજનો પરનું મમત્વ છેદી નાંખ્યું, વૈભવ અને સંપત્તિનો રાગ રોળી નાંખ્યો....છતાંય શરીર પરનું મમત્વ આત્માને હંફાવી નાંખે છે...આત્માને પછાડી દે છે. કંડરિક મુનિનું સાતમી નારકમાં થયેલું પતન કોને આભારી હતું? શરીરનું મમત્વ! તોડેલાં મમત્વ ફરી જોડ્યાં!

અને જ્યારે ઇષ્ટ વસ્તુ મળી જાય છે, ત્યારે આત્મા કેવો હર્ષથી નાચી ઉઠે છે! રાજીનો રેડ થઈ જાય છે! અરે, પોતાની જાતને વૈરાગી સમજતો પણ મનુષ્ય, જ્યારે ઇષ્ટ પદાર્થ, ઇષ્ટ કાળ, ઇષ્ટ ક્ષેત્ર મળી જાય છે ત્યારે કેવો પરિતોષ અનુભવે છે! એને ખબરેય

પડતી નથી કે "મારા ઘરમાં રાગ-શત્રુ ઘુસી ગયો !" પ્રિય પદાર્થોની પ્રાપ્તિનો હર્ષ અનુભવે છે છતાં માને છે કે "હું તો વૈરાગી છું !"

વળી અનુકૂળ પ્રિય વિષયોની પ્રાપ્તિના મનોરથ કેટલા ? ભૌતિક સુખની કલ્પનાઓ કેટલી ? સુખોની નિઃસીમ કલ્પનાઓના અનન્ત આકાશમાં સતત ઉડતો રહેતો જીવાત્મા કેવી રીતે વૈરાગ્યભાવને પુષ્ટ કરે ?

વૈરાગ્યભાવનાને પુષ્ટ કરવી છે ને ? તો થોભી જાઓ. રાગની આ સર્વભક્ષી ઘાતક વૃત્તિઓને ખૂબ સારી રીતે સમજી લો; એ વૃત્તિઓનો નાશ કરવા માટે મનોમન દૃઢ સંકલ્પ કરો. તો જ તમે વૈરાગ્ય ભાવનાને દૃઢ કરી શકશો.



## દ્વેષના પર્યાય

ईर्ष्या रोषो दोषो द्वेषः परिवादमत्सरासूयाः ।
वैरप्रचण्डनाद्या नैके द्वेषस्य पर्यायाः ॥१९॥

અર્થઃ [૧] ઈર્ષ્યા [૨] રોષ [૩] દોષ [૪] દ્વેષ [૫] પરિવાર [૬] મત્સર [૭] અસૂયા [૮] વૈર [૯] પ્રચંડન વગેરે બીજા પણ ઘણા દ્વેષના પર્યાય છે.

વિવેચન : આ છે દ્વેષના પર્યાયવાચી શબ્દો; દ્વેષના વિભિન્ન રૂપો, દ્વેષની જુદી જુદી વૃત્તિઓ.

(૧) ઈર્ષ્યા : તમે જ્યારે બીજા મનુષ્યનો વૈભવ, એની સંપત્તિ જુઓ છો ત્યારે તમને કેવો વિચાર આવે છે ? શું તમને એમ થાય છે કે 'આની પાસે આટલો બધો વૈભવ ? આની પાસેથી વૈભવ ચાલ્યો જાય તો સારું ! મારી પાસે જ વૈભવ હોવો જોઈએ, બીજા પાસે નહીં. હું જ વૈભવશાળી રહું...' તો સમજી લેવું કે ઇર્ષ્યાના રૂપે દ્વેષે તમને ભરડો દીધો છે !

(૨) **રોષ :** રોષ એટલે ક્રોધ. ભલે ક્રોધકષાયરૂપ મોહનીય કર્મના ઉદયથી તમને ક્રોધ આવતો હોય, પરંતુ તેનાં અમુક બાહ્ય નિમિત્તો હોય છે; જેમ કે, મનુષ્ય સૌભાગ્યશાળી છે, એનું જો એને અભિમાન છે, એ દુર્ભાગ્યના ભોગ બનેલા પ્રત્યે ક્રોધ ઠાલવશે! સ્વયં રૂપવાન છે, એને ગર્વ છે, તો બીજાઓ તરફ ક્રોધ કરશે. સ્વયં લોકપ્રિય છે, એનું એને અભિમાન છે, વાતવાતમાં ક્રોધ કરશે! આવાં તો બીજાં અનેક નિમિત્તો હોય છે કે જેથી જીવાત્મા ક્રોધ કરતો હોય છે.

(૩) **દોષ :** આ એવી મલીન વૃત્તિ છે જે મનને દૂષિત–મલિન કરે છે.

(૪) **દ્વેષ :** અપ્રીતિ. બહારથી જોનારને ન દેખાય, પરંતુ હૃદયમાં અપ્રીતિ હોય, અણગમો હોય.

(૫) **પરિવાદ :** પરદોષોનું ઉત્કીર્તન! બીજા જીવોના દોષ જોવા અને બોલવા એ પરિવાદ છે. ભલે પછી એ મીઠીભાષામાં બોલતો હોય, ઠાવકો બનીને બોલતો હોય. એ છે દ્વેષ, એ છે પરિવાદ. આ દ્વેષ–રોગથી ઘેરાયેલો જીવ એ માનવા પણ તૈયાર નથી હોતો કે "હું આ દ્વેષ કરી રહ્યો છું!"

(૬) **મત્સર :** બીજાનું સારું જોઈ જ ન શકે. બળ્યા જ કરે! અને પછી પોતાની જાત ઉપર જ ધિક્કાર વરસાવે, પોતે જ પોતાનો તિરસ્કાર કરે!

(૭) **અસૂયા :** આ દ્વેષનું રૂપ એવું છે કે એ કોઈને ક્ષમા જ ન આપવા દે! અસૂયાવાળો જીવ ક્ષમાધર્મનું પાલન કેવી રીતે કરે? એને ક્ષમા ગમે જ નહીં.

(૮) **વૈર :** આ વૈરની વૃત્તિ જન્મે છે પરસ્પરના કલહમાંથી. વૈરની ગાંઠ દ્વેષનું એક ખતરનાક રૂપ છે.

(૯) **પ્રચંડન :** પ્રકૃષ્ટ કોપ તે પ્રચંડન. શાન્ત થઈ ગયેલ કોપાગ્નિને પ્રજ્વલિત કરે.

એક જ અર્થનું પ્રતિપાદન કરનારા છે તો આ બધા પર્યાયો જ; અંતર છે માત્ર સ્વરોનું અને અક્ષરોનું. પ્રતિપાદનનો વિષય છે દ્વેષ! વિભિન્નરૂપોમાં અહીં દ્વેષને ઓળખીને એનો ક્ષય, એનો નાશ કરવા પ્રયત્નશીલ બનીએ. દ્વેષને ઓળખ્યા વિના એનો નાશ કેવો રીતે કરાય ?

પરંતુ એક વખત સાંભળો. તમારે આ દ્વેષના પાપને ધીબી નાંખવું છે ? તે માટે તમારે વીખાઈ-પીંખાઈ ગયેલા તમારા મનોબળને પુનઃ ચેતનવંતુ કરવું પડશે. એ દ્વેષદુશ્મન સામે જંગેમેદાનમાં જય-જયકાર જગાવવા જળોની જેમ ચીટકી પડવું પડશે.

દ્વેષના ધખધખતા અંગારમાં બળીઝળી ગયેલી મૈત્રી-કરુણાને સજીવન કરવા અપ્રતિમ સાહસ ખેડવું પડશે. દ્વેષદુશ્મનની પકડને ઢીલીઢસ કરી નાંખવા માટે આત્માએ સાબદા બનીને પૂર્ણ ખુમારી સાથે ઊભા થવું પડશે. દ્વેષના નવ પાંખિયા અકળ આક્રમણની સામે સતત સાવધાન બન્યા રહેવું પડશે. નવ નવ મોરચે તમારે અડીખમ યોદ્ધા બનીને ઝઝૂમવાનું છે! એક પણ મોરચે જો શત્રુ ફાવી ગયો તો તે તમારો ખુરદો બોલાવી દેશે.

આત્મપ્રદેશમાંથી વીણી વીણીને દ્વેષ-શત્રુને બહાર ધકેલી દેવા માટે, માત્ર ઈચ્છા કે ભાવનાથી નહીં ચાલે, માત્ર વિચાર કરવાથી નહીં ચાલે, એના તો માટે તો મન-વચન-કાયાથી મચી પડવું જોઈશે. વૈરાગ્યભાવનાને લાવવા અને સ્થિર કરવા માટે આજીવન પુરુષાર્થ કરવો પડશે. અરે, અનેક જન્મો સુધી યુદ્ધ જારી રાખવું પડશે, ત્યારે દ્વેષવિજેતા બનીને આત્મભૂમિના સાર્વભૌમ સમ્રાટ બની શકશો.

દ્વેષની ઓળખાણ કરાવીને, એ દ્વેષને જીવ કેવી રીતે પરવશ બની જાય છે, તે સમજાવવા આગળ કહે છે—

रागद्वेषपरिगतो मिथ्यात्वोपहतकलुषया दृष्टया ।
पञ्चाश्रवमलबहुलार्त्तरौद्रतीव्राभिसन्धानः ॥२०॥

कार्याकार्यविनिश्चयसंक्लेशविशोधिलक्षणैर्मूढः ।
आहारभयपरिग्रहमैथुनसंज्ञाकलिग्रस्तः ॥२१॥

क्लिष्टाष्टकर्मबन्धनबद्धनिकाचितगुरुर्गतिशतेषु ।
जन्ममरणैरजस्रं बहुविधपरिवर्तनाभ्रान्तः ॥२२॥

दुःखसहस्रनिरन्तरगुरुभाराक्रान्तकर्षितः करुणः ।
विषयसुखानुगततृषः कषायवक्तव्यतामेति ॥२३॥

અર્થ: (૧) રાગ-દ્વેષના પરિણામવાળો (૨) મિથ્યાત્વથી કલુષિત બુદ્ધિ વડે પ્રાણાતિપાતાદિક પાંચ આશ્રવો દ્વારા કર્મબંધથી વ્યાપ્ત (૩) આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનની પ્રકૃષ્ટ અભિસન્ધિવાળો [અભિપ્રાયવાળો] [૨૦]

(૪) કાર્ય [ જીવરક્ષાદિ ] અકાર્ય [ જીવવધાદિ ]નો નિર્ણય કરવામાં તથા ક્લિષ્ટ ચિત્તતા અને નિર્મલચિત્તતાનું જ્ઞાન કરવામાં મૂઢ (૫) આહાર-ભય-પરિગ્રહ અને મૈથુન સંજ્ઞારૂપ કલહથી ગ્રસ્ત—[૨૧]

(૬) સેંકડો ગતિઓમાં પુનઃપુનઃ ભ્રમણ કરવાથી આઠ કર્મોના ક્લિષ્ટ બંધનથી બંધાયેલો ( નિયંત્રિત થયેલો ), નિકાચિત થયેલો ( અતિ નિયંત્રિત થયેલો ) અને તેથી ભારે થયેલો

(૭) નિરંતર જન્મ-જરા-મરણ વડે અનેકરૂપે પરિવર્તન કરવાથી ભ્રાન્ત—[૨૨]

(૮) નારક-તિર્યંચ-મનુષ્ય અને દેવના ભવોમાં નિરંતર હજારો દુઃખોના ખૂબ ભારથી ( આક્રાન્ત (પીડિત ) થઇને દુર્બલ બનેલો (૯) દીન બનેલો (૧૦) વિષયસુખોમાં આસક્ત બનેલો

(વિષયસુખોની તીવ્ર અભિલાષા કરનારો) જીવ કષાયવક્તવ્યતાને પ્રાપ્ત કરે છે–(અર્થાત્ "આ ક્રોધી છે. આ માની છે, આ માયાવી છે, આ લોભી છે," એમ કહેવાય છે.) [૨૩]

વિવેચન : જીવાત્માને 'આ ક્રોધી છે...આ અભિમાની છે, આ માયાવી છે, આ લોભી છે,' એમ ક્યારે કહેવાય? જેને તેને ન કહી શકાય; એની પણ દસ વિશેષતાઓ છે! દસ વિશેષતાવાળા આત્માને ક્રોધી-માની–માયાવી અને લોભી કહી શકાય.

જીવ સીધો જ ક્રોધી બની જતો નથી, માની–અભિમાની બની જતો નથી, માયાવી કે લોભી થઈ જતો નથી. જ્યારે રાગદ્વેષથી તે ઘેરાઈ જાય છે....રાગદ્વેષના પ્રભાવ નીચે આવી જાય છે; તેનું ચિત્ત રાગ અને દ્વેષના કાજળઘેરા રંગ રંગાઈ જાય છે, ત્યારે ક્રોધી–માની–માયાવી–લોભી બની જાય છે.

અને જ્યારે પેલું મિથ્યાત્વનું ભૂતડું જ્ઞાનદૃષ્ટિને હણી નાંખે છે; દૃષ્ટિમાં મલીનતા આવી જાય છે, બુદ્ધિની નિર્મળતા પલાયન થઈ જાય છે, પછી? હિંસા–જૂઠ–ચોરી–અબ્રહ્મ અને પરિગ્રહનાં હિંસક–ગીધડાંના ટોળેટોળાં તીણી ચીચીયારિયો પાડતાં આત્મભૂમિ પર ધસી આવે છે...મિથ્યાત્વમલીન મતિ એ ગીધડાંઓનું સ્વાગત કરે છે! અહિંસા–સત્ય–આચૌર્ય–બ્રહ્મચર્ય અને અપરિગ્રહના મૃતદેહોની એ ગીધડાં મજેથી ઉજાણી કરે છે! પાંચે ઈંદ્રિયો એ ઉજાણીમાં ભળે છે... બસ, પછી બાકી શું રહે?

એનું પરિણામ? વિપુલ...ઘોર કર્મબંધ! અનંત અનંત પાપકર્મોનાં બંધન! મિથ્યાત્વથી અભિભૂત આત્મા એ કર્મબંધને સમજી શકતો નથી, જોઈ શકતો નથી....પરંતુ તત્કાલ એની પ્રતિક્રિયા ચાલુ થઇ જાય છે! પ્રતિક્રિયા છે તીવ્ર આર્ત્તધ્યાન, તીવ્ર રૌદ્રધ્યાન!

જ્યાં પાંચે ઇન્દ્રિયો દ્વારા જીવાત્મા હિંસા–આદિ પાંચ મહા આશ્રવોના કીચડમાં રગદોળાઈ ગયો કે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનના

મરણીયા હુમલાઓ શરૂ થઈ જાય છે. આ બે દુર્ધ્યાનના મજબૂત ભરડામાં આત્મા ચોળાઈ–ચૂંથાઈ જાય છે.

'ઋત' એટલે દુઃખ, 'ઋત' એટલે સંક્લેશ. તેમાંથી જન્મે તે આર્ત્ત. આર્ત્તધ્યાનમાં હોય છે માનસિક દુઃખ, માનસિક વેદના અને પીડા. શું અપ્રિય વિષયો વળગ્યા હોય છે ત્યારે એ વળગાડમાંથી છૂટવાની તીવ્ર ઇચ્છા, માનસિક વેદના નથી? શું પ્રિય વિષયનો સંયોગ હોય છે ત્યારે "આ વિષયો મારા પાસેથી ચાલ્યા ન જાય," આવી મનની એકાગ્ર–ચિંતા એ માનસિક પીડા નથી? જયારે શરીર રોગોથી ઘેરાઈ ગયું હોય છે ત્યારે શું એ વેદનાની પીડા અનુભવી નથી? અને જ્યારે કોઈ રાજા–મહારાજાઓની સંપત્તિ જોઇને–"મને પણ બીજા જન્મમાં આવી ઋદ્ધિ મળો....' તે માટે પોતાની તપશ્ચર્યાની બાજી લગાવી દેવી, તે શું માનસિક તાણ નથી? આ બધું આર્ત્તધ્યાન છે. આ આર્ત્તધ્યાન જ્યારે સતત ચાલતું રહે છે, તીવ્ર–તીવ્રતર બનતું જાય છે, ત્યારે રૌદ્રધ્યાન મેદાને જંગમાં ખાબકે છે! આત્માની રહી-સહી ગુણ–સંપત્તિને પણ આ રૌદ્રધ્યાન તારાજ કરી મૂકે છે. ચાર–ચાર મોરચે તે સર્વભક્ષી જ્વાલાઓ ઓકે છે અને આત્માની ખંડિત–જર્જરિત ભાવ-ઈમારતોને પણ ભસ્મીભૂત કરી નાંખે છે.

રૌદ્રધ્યાન એટલે ક્રૂર ધ્યાન. જીવોની હત્યા કરી નાંખવાનો તીવ્ર અને એકાગ્ર વિચાર; આ **હિંસાનુબંધિ** રૌદ્રધ્યાન છે. "આ ઉપાયથી બીજાને ઠગી શકાય છે...." એવા પર–વંચનાના વિચારોમાં એકતાન થઈ જવું એ **મૃષાનુબંધિ** રૌદ્રધ્યાન છે. ધાડ પાડીને, ચોરી કરીને, ખાતર પાડીને, ખીસાં કાપીને...જે જે પ્રકારે બીજાઓની ધન–સંપત્તિ મેળવી શકાય, તેના એકતાન બની વિચારો કરવા તે **સ્તેયાનુબંધિ** રૌદ્રધ્યાન છે. દિવસ ને રાત મનની એક જ રટણા...એક જ ચિંતન ને એક જ ધ્યાન કે ધન–ધાન્યનું સંરક્ષણ કેવી રીતે કરવું! તે સંરક્ષણના વિચારોમાં હિંસાના ઉપાયોનું તીવ્રતાપૂર્વક ચિંતન કરે તે **સંરક્ષણાનુબંધિ** રૌદ્રધ્યાન છે.

આ આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનની પ્રકૃષ્ટ વિચારધારામાં વહ્યો જતો જીવ પોતાના ભવિષ્યને કેવું દુઃખપૂર્ણ અને યાતનાભરપૂર સર્જે છે એની કલ્પના પણ એને હોતી નથી....આવી સ્થિતિમાં રહેલો જીવ ક્રોધી કહેવાય છે, માની કહેવાય છે, માયાવી કહેવાય છે ને લોભી કહેવાય છે.

કાર્ય–અકાર્યનો વિવેક નહીં !

ચાહે જીવહિંસા હો કે ચાહે જીવરક્ષા હો! સંપૂર્ણ મૂઢતા. એને એ જ્ઞાન નહીં કે એને ભાન નહીં ! "મારે જીવહિંસા ન કરવી જોઈએ, જીવહિંસા પાપ છે...એવી રીતે જૂઠ ન બોલવું જોઈએ... ચોરી ન કરવી જોઈએ, દુરાચાર–વ્યભિચારના માર્ગે ન જવું જોઈએ, મારે જીવો પ્રત્યે દયા–કરુણા રાખવી જોઈએ, સત્ય બોલવું જોઈએ, પ્રામાણિકતાથી જીવન જીવવું જોઈએ....સદાચાર અને બ્રહ્મચર્યનું પાલન કરવું જોઈએ...." આવો કોઈ જ નિર્ણય નહીં....હિંસા–અહિંસા વચ્ચે જૂઠ–સત્ય વચ્ચે, ચોરી–પ્રામાણિકતા વચ્ચે, દુરાચાર–સદાચાર વચ્ચે.... કોઈ જ ભેદરેખા નહીં !

એવી જ રીતે,

હિંસાદિ પાપાચરણથી ચિત્ત કલુષિત–ગંદું બને છે અને અહિંસા વગેરે ધર્માચરણથી મન નિર્મળ બને છે.' આ પરિજ્ઞાન પણ જે જીવોનું હોતું નથી. ચિત્તની મલિનતા અને પવિત્રતાના વિષયમાં પૂરી અજ્ઞાનતા ! મારું મન મલિન બન્યું....મને હિંસાનો, જૂઠનો વિચાર આવી ગયો....' આ ચિંતન જેની પાસે ન હોય, 'મારુ મન પવિત્ર બન્યું...મને દયાના, કરુણાના, આત્માના, પરમાત્માના વિચાર આવ્યા!' આ પણ વિચાર જેની પાસે નથી, મન કે જે સૂક્ષ્મ છે, સ્થૂલ નથી, એવા સૂક્ષ્મ મનમાં ડોકિયું કરવાની જેમની પાસે દૃષ્ટિ નથી,

અને જેઓ સંજ્ઞાઓના ઝગડાઓમાં અટવાઈ ગયા છે.

આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા અને મૈથુન સંજ્ઞાની એફામ પાપલીલાઓમાં તલ્લીન બની જેઓ રાચી–માચી રહ્યા છે,

તેઓને ક્રોધાદિ કષાયો પકડી જ લે, તેમાં કાંઈ આશ્ચર્ય નહી. સંજ્ઞાઓના ઝઘડા ગજબનાક હોય છે.

શું આહારસંજ્ઞા જળોની જેમ જીવને ચીટકી પડી નથી ? જીવ સાથે શું એ રોજ લડતી–ઝઘડતી નથી ? 'મને ઠંડું ભોજન નહિ ચાલે, મારે તો ગરમાગરમ જ ભોજન જોઈએ ...મને નિરસ રસોઇ નહીં ચાલે, મારે તો રસભરપૂર વાનગીઓ જોઈએ....હું તો દિવસે ખાઉં ને રાત્રે પણ ખાઉં...ભક્ષ્ય ખાઉં ને અભક્ષ્ય ખાઉં.... હું તો મસાલેદાર જ ખાઉં...એક પણ મસાલો ઓછો હોય તો મને ન ચાલે !'

આ છે આહારની સંજ્ઞા. દિવસ ને રાત મનુષ્યના મનમાં આ જ વિચારો ચાલ્યા કરે....પરંતુ જ્યારે એને મનગમતા પદાર્થો ખાવા–પીવા ન મળે એટલે એના ધમપછાડા જુઓ ! આર્ત્તધ્યાન .. દ્વેષ....ગુસ્સો વૈર....એની સીમા નહીં, અને મનગમતા પદાર્થો મળી ગયા તો એના ચાળા જુઓ ! કેટલી ગૃદ્ધિ ? કેટલી મૂર્છા ? કેટલો રાગ અને કેટલી આસકિત ? આ સંજ્ઞાના પાપે તો કંડરિક સુનિનું પતન થયું, ને સાતમી નરકમાં ધકેલાઈ ગયા. આ સંજ્ઞાના પાપે મંગુ આચાર્ય જેવા અતિ લોકપ્રિય અને બહુશ્રુત આચાર્યને નગરની ખાળના દેવ બનવાનો વારો આવ્યો.

ભયસંજ્ઞાની ભીંસમાં આવેલો જીવ શું કષાયોથી બચી શકે ? ના રે ના ! ભય ક્યારે ઉત્પન્ન થાય છે ? રાગ વિના કે દ્વેષ વિના ભય ઉત્પન્ન જ ન થઈ શકે. ઈહલૌકિક અને પારલૌકિક ભયોની ભૂતાવળ વળગી હોય એટલે કષાયો એના પર 'સવાર' થઈ જ જાય.

પરિગ્રહની સંજ્ઞામાં જકડાયેલા જીવોની તો કષાયો ઘોર કદર્થના કરતા હોય છે. સ્થાવર–જંગમ સંપત્તિને મેળવવા અને મેળવેલી સંપત્તિની સુરક્ષા કરવા મનુષ્ય શું નથી કરતો ? ઇર્ષ્યા, દ્વેષ....વૈર વગેરે તો એના જીવનમાં સહજ–સ્વાભાવિક જોવા મળશે. માયા, કપટ અને દગાખોરીમાં એને તમે પાવરધો–'એક્સપર્ટ' જોશો ! માન અને

સન્માનની તીવ્ર તાણ હંમેશાં એના સતાવતી રહેશે....પરિગ્રહી મનુષ્ય કષાયી હોય જ!

મૈથુન સંજ્ઞા!

સર્વ અનર્થોનું મૂળ! સર્વ વિનાશની ભયંકર ચિનગારી!

અબ્રહ્મના સેવનની સંજ્ઞા પ્રદિપ્ત થયા પછી જીવ કષાયથી બચી શકે? વાસનાની તૃપ્તિનું પાત્ર મેળવવાની ઝંખના લોભકષાય છે. એ પાત્ર સરળતાથી ન મળતાં, માયાથી, કપટથી કે ગમે તે ઉપાયે મેળવવાની યોજના માયા છે. પાત્ર ન મળતાં અથવા વાસનાને તાબે નહીં થતાં પાત્ર પર ક્રોધ–રોષ અને રીસ આવી જવી સહજ છે, ને જ્યારે મનગમતું શ્રેષ્ઠ પાત્ર મળી જાય છે ત્યારે અભિમાન એને છોડતું નથી. આ રીતે મૈથુનસંજ્ઞાના સકંજામાં સપડાયેલો જીવ કષાયોથી કલુષિત બને જ.

તમે આઠ કર્મોને જાણો છો? તમે આઠ કર્મોના ક્રૂર નિયંત્રણ નીચે છો–એ ગંભીર વાત તમે સમજ્યા છો? એ આઠ કર્મોનું નિયંત્રણ ચાર પ્રકારે જીવ ઉપર લદાયેલું હોય છે. (૧) **સ્પૃષ્ટ** : આત્મપ્રદેશો સાથે કર્મોનું સામાન્ય મિલન જ. જેમ સોયમાં પરોવેલો દોરો! (૨) **બદ્ધ** : આત્મપ્રદેશો સાથે કર્મોનું વિશિષ્ટ બંધન. જેમ અનેક સોયોને એક સાથે સજ્જડ બાંધી દેવામાં આવે, તેવી રીતે. (૩) **નિધત્ત** : આત્મા સાથે કર્મો જાણે એકમેક જેવા થઈ જાય! જેમ ગરમ કરેલી સોયો એકબીજાને ચોંટી જાય, તેમ. (૪) **નિકાચિત** : આત્માની સાથે કર્મો ક્ષીરનીરની જેમ એકમેક થઈ જાય. જેમ સોયોને ગરમ કરીને, એને કુટી નાખવામાં આવે કોઈ સોયનું અલગ અસ્તિત્વ દેખાય જ નહીં...જૂદાપણું પ્રતીત જ ન થાય.

આ રીતે હજારો ગતિઓમાં જન્મતો ને મરતો જીવ કર્મોને બાંધતો ભારેખમ બને છે. વારંવાર દેવ–મનુષ્ય–તિર્યંચ અને દરેક ગતિમાં જન્મ–જરા અને મૃત્યુ દ્વારા વિવિધ પ્રકારે...વિવિધ આકારોમાં

પરિભ્રમણ કરે છે... તેથી અનંત ભ્રમણાઓમાં અટવાઈ જાય છે. આવો ભ્રાન્ત આત્મા કષાયોનો શિકાર બની જતો હોય છે.

આઠે કર્મોને બાંધતો–નિકાચિત કરતો જીવાત્મા, નિરંતર ૮૪ લાખ યોનિમાં પરિભ્રમણ કરતો અને ભ્રમણાઓમાં ભ્રમિત થઈ ગયેલો, કષાયોની ક્રૂરતાનો ભોગ બની જાય છે. જ્યાં સુધી જીવાત્મા કર્મો બાંધતો રહેશે, એ કર્મબંધથી ભારે બનેલો એ શત–સહસ્ર ગતિઓમાં જન્મ–મૃત્યુ કરતો ભટકતો રહેશે, વિવિધ રૂપોને ધારણ કરતો પરિભ્રમણ કરતો રહેશે ત્યાં સુધી એ કષાયોથી મુક્ત નહીં રહી શકે.

અને આ રીતે... અસંખ્ય દુઃખો....યાતનાઓ....વેદનાઓ નિરંતર સહન કરતો બિચારો જીવાત્મા કેવો પામર...દુર્બલ ને કૃશકાય બની જાય છે! ચારગતિનાં અનંત–અનંત દુઃખો સહીને એની સહનશક્તિનો અંત આવી ગયો હોય છે. જ્યારે એનાથી દુઃખો સહ્યાં જતાં નથી એ રોષથી ભભૂકી ઉઠે છે...દીનતાથી રડી પડે છે.

ત્યારે એની સ્થિતિ કેવી કરુણાસ્પદ બની જાય છે? યાતનાઓથી ચોળાઇ–ચૂંથાઈ ગયેલો જીવાત્મા કરુણાનું પાત્ર બની જાય છે....એમાંય જ્યારે એ કષાયોને પરવશ બની જાય છે ત્યારે તો વિશેષરૂપે તે કરુણાપાત્ર બનતો હોય છે...

શું અનંત અનંત દુઃખોથી ટીપાઈ ગયેલો જીવાત્મા કષાય કરી શકે? હા, એને જોઈતાં હોય છે સુખ! વૈષયિક સુખ! પાંચ ઇન્દ્રિયોના મનગમતા પદાર્થો! એ વિષય–સુખોની તીવ્ર પ્યાસને અનુભવતો ચારે દિશાઓમાં ભટકતો હોય છે, અને જ્યાં વૈષયિક સુખોની–ખારાં-પાણી પીવાની લત લાગી ગઈ...પુનઃપુનઃ પીઓ ને પુનઃપુનઃ તરસ્યા! વૈષયિક સુખોની રંગીલી ગલીઓમાં ભટકતા જીવોને કષાયો ધીબી નાંખે છે....રફેદફે કરી નાંખે છે. આવા આત્માઓને તમે ક્રોધી, માની માયાવી, લોભી કહી શકો.

स क्रोधमानमायालोभैरतिदुर्जयैः परामृष्टः ।
प्राप्नोति याननर्थान् कस्तानुद्देष्टुमपि शक्तः ॥ २४ ॥

અર્થ: અતિ દુર્જય એવા ક્રોધ, માન, માયા અને લોભથી પરિભૂત થયેલો [કષાયપરવશ થયેલો] જીવ જે આપત્તિઓનો ભોગ બને છે, તે આપત્તિઓ [અનર્થો]ને નામમાત્રથી પણ કહેવા કોણ સમર્થ છે?

વિવેચન: કષાયોના હાથે કરારી હાર ખાધેલા જીવાત્માઓની દુર્દશાનો વિચાર કર્યો છે? ત્રણ ભુવન પર પ્રભુત્વ ધરાવતા કષાયોએ આ સંસારમાં કાળો કેર વરતાવ્યો છે. સંસારમાં પરિભ્રમણ કરતા જીવો એ કષાયોના જ સહારે જીવન જીવતાં હોય છે..... 'એમના વિના જીવન જીવી જ ન શકાય!' એવી કષાયોની આધીનતા સ્વીકારીને જીવો બેફામ રીતે ક્રોધ-માન-માયા અને લોભ કરતા રહે છે....ભલે એના પરિણામે અતિ ભયંકર વેદનાઓ ભોગવવી પડે!

એ દુઃખો, વેદનાઓ અને યાતનાઓ ભોગવતા જીવો, એમાં કષાયોને અપરાધી સમજાતા નથી! 'કષાયોના પાપે હું દુઃખી છું', આપત્તિમાં છું....' આ વાત તેઓ માનવા જ તૈયાર હોતા નથી. કષાયોએ જાણે જીવો પર કામણ કર્યું ન હોય, તેમ જીવો કષાયોને પોતાના હિતકારી....પોતાના સુખકારી જ માને છે અને દુઃખોના દાવાનળ વચ્ચે પણ તેઓ કષાયોને જ વળગી રહે છે!

જીવોના પોતાનાં દુઃખોનું, આપત્તિઓનું કારણ બીજા જીવો જ દેખાતા હોય છે. 'ફલાણા માણસે મને દુઃખી કર્યો .. અમુક વ્યક્તિએ મને દુઃખી કર્યો..., બસ, દુઃખોનું દોષારોપણ અન્ય જીવો પર કરે જ! એ કરીને પુનઃ કષાયોની જ શરણાગતિ! "એણે મને દુઃખી કર્યો છે, હું પણ એને નહીં છોડું...." આવ્યો ક્રોધ કષાય! 'મને એ શું

સમજે છે ? મારું અપમાન ? જોઈ લઈશ એને...બરબાદ કરી દઈશ...’ આવ્યો માન કષાય ! ‘ એવો એને ફસાવું....એવી સીફતથી એને જાળમાં ફસાવું,...મને એ જિંદગીપર્યંત યાદ કરી જાય...’ આવ્યો માયા કષાય ! ‘ એની બધી જ સંપત્તિ પડાવી લઉં...સંપત્તિનો માલિક હું બની જાઉં....’ આવ્યો લોભ કષાય !

કષાયના વિચારો, કષાયયુક્ત વચનો અને કષાયભરપુર પ્રવૃત્તિઓ એને મીઠી લાગે, પ્રિય લાગે...કરવા જેવી લાગે ! એ કરતો જાય છે અને દુઃખી થતો જાય છે; ઘોર અનર્થોનો શિકાર બની જાય છે...

જ્યારે એ તિર્યંચયોનિ અને નરકયોનિનો અતિથિ બને છે, એ દુર્ગતિઓમાં હજારો....લાખો...કરોડો વર્ષો સુધી એકધારી ભયંકર યાતનાઓ ભોગવે છે. તે યાતનાઓનાં નામ પણ ગણાવવા શકય નથી ! એ યાતનાઓનું વર્ણન કરવું તો દૂર રહ્યું ! કોણ એનું વર્ણન કરી શકે ? કોણ એ અનંત વેદનાઓનાં નામ પણ ગણાવી શકે ?

પરંતુ આશ્ચર્ય ! અનંત અનંત આપત્તિઓમાં ઘેરાયેલો, ઘોર કદર્થના અનુભવ કરતો જીવાત્મા, કષાયોનો કેડો છોડતો નથી ! એ તો કષાયોને જ હિતકારી માનતો રહે છે. એ દુર્ગતિઓમાં એને સમજાવે પણ કોણ ? અને એ સમજે પણ કેવી રીતે ? જ્યાં બુદ્ધિ નહીં, બુદ્ધિનો વિકાસ નહીં, વિવેક નહીં ...જીવ કષાયોને સર્વ દુઃખોનું મૂળ કેવી રીતે સમજી શકે ? એ સમજવાની ક્ષમતા છે માનવમાં ! જો એની પાસે વિકસિત અને વિવેકી મન છે, નિર્મળ ચિત્ત છે, કર્મોના ભારથી હલકો થયેલો આત્મા છે !

કરુણાપૂર્ણ હૃદયથી ગ્રંથકાર મહાત્મા કહે છે : ક્રોધી ન બનો, અભિમાની ન બનો, માયાવી ન બનો, લોભી ન બનો. કષાયપરવશતા તમને....તમારા આત્માને ઘોર આપત્તિઓની ભયંકર ખાઈમાં ધકેલી દેશે...અસંખ્યકાળ પર્યંત તમને સિવાય દુઃખ, કંઈ જ નહીં મળે...

તમારે એ દુઃખોનાં નામ જાણવાં છે? એ વેદનાઓના પ્રકાર ગણવા છે? એ સંપત્તિઓનાં વર્ણન સાંભળવાં છે? તે શકય નથી! જે અનંત છે, જે અસંખ્ય છે—એની ગણના કરવી શકય નથી, એનું વર્ણન કરવું સંભવિત નથી...

તે છતાં ય તમારી તીવ્ર જિજ્ઞાસા છે, એ કષાયોની કદર્થના જાણવાની, તો થોડીક વાતો સાંભળી લો. તમારી પાસે બુદ્ધિ છે, મતિ છે...વિચાર કરવાની ક્ષમતા છે, તો તમે આ થોડા પણ અનર્થોને જાણીને, એના પર ગંભીર ચિંતન કરજો... તમને વિશ્વમાં દેખાતાં સર્વ દુઃખોનું મૂળ આ કષાયો જ સમજાશે!

લો, એક-એક કષાયનો એક—એક મોટો અનર્થ સાંભળો—



## કષાયોનું પરિણામ

क्रोधात् प्रीतिविनाशं मानाद् विनयोपघातमाप्नोति।
शाठ्यात् प्रत्ययहानिः सर्वगुणविनाशनं लोभात्॥ २५॥

**અર્થ :** ક્રોધથી પ્રીતિનો નાશ થાય છે. માનથી વિનય હણાય છે. માયાથી વિશ્વાસની હાનિ થાય છે અને લોભથી સર્વગુણ નાશ પામે છે.

**વિવેચન :** માનવ જીવનનાં મહાન્ મૂલ્યોનો નાશ!
જીવનના અમૃતનો નાશ...સર્વનાશ...

તમે તમારા જીવનમાં 'પ્રીતિ'નું મૂલ્યાંકન કરો છો? 'પ્રીતિ'ને જીવનનું મહામૂલું અમૃત માનો છો? જીવનનો આનન્દ, જીવનની સફળતા...નો આધાર 'પ્રીતિ' છે, આ વાત તમે સ્વીકારો છો? અન્ય જીવોની પ્રીતિને તમે તમારું અણમોલ ધન સમજો છો? બીજા

મનુષ્યનો તમારા પ્રત્યેનો સ્નેહ–તમારું જીવન છે, આ સત્ય પર તમે ચિંતન કર્યું છે?

જો તમે 'હા' કહેતા હો તો ક્રોધ ક્યારે ય ન કરશો. ક્રોધની આગને અંતરમાં પ્રગટવા જ ન દેશો. પ્રિયતમ વ્યક્તિઓ સાથેની પણ પ્રીતિ, ક્રોધના ભીષણ દાવાનળમાં બળીઝળીને રાખ થઈ જશે. અન્ય જીવાત્માઓની પ્રીતિ વિનાનું તમારું જીવન રસહીન બની જશે.

અને 'વિનય'ની મઘમઘ થતી સોડમ તમને ન ગમતી હોય, રંકજીવનને વૈભવશાળી બનાવનારા વિનયની વિશ્વમંગલા વર્ષામાં સ્નાન કરવું ન ગમતું હોય તો ભલે તમે અભિમાનના આધારહીન આકાશમાં ઉડ્યા કરો! ઉદ્દીપ્ત અભિમાનની પાશવીવૃત્તિઓ, વિનયધર્મનો સંહાર કરી તમારા જીવનને સ્મશાનભૂમિ બનાવીને ભલે નગ્ન નૃત્ય કરે!

જો તમે **'विणयमूलो धम्मो'** 'ધર્મ વિનયમૂલક છે' આ આર્હત્ વચનને માનતા હો, તો માનકષાયનો ક્યારેય સહારો ન લો. માન કરીને તમારે શું જોઈએ છે? તમારે લોકોનાં સન્માન જોઈએ છે? ભલે, વિનયધર્મને અપનાવો, તમને સાચાં સન્માન મળશે! જે વિનય આપણને મોક્ષ આપી શકે છે તે વિનય શું માન–સન્માન નહીં આપે! માટે વિનયધર્મને વળગી રહો, માનની વાસનાઓ ફેંકી દો.

વિશ્વાસ!

તમારા પર કોઈનોય વિશ્વાસ ન હોય, સહુ તમારા પ્રત્યે શંકાની દૃષ્ટિથી જોતા હોય–તો તે તમને ગમશે? તમારો પરિવાર, તમારા મિત્રો, તમારા સ્નેહી–સ્વજનો, કોઈપણ તમારા પર વિશ્વાસ કરવા તૈયાર ન હોય-તો પણ તમે આનંદથી જીવન જીવી શકશો? નહીં ને? તો પછી તમે માયા શા માટે કરો છો? કપટ શા માટે કરો છો? માયા વિશ્વાસનો ઘાત કરે છે. માયાવી પર કોઈ વિશ્વાસ મૂકતું નથી.

પરિવાર, સમાજ અને નગરનો વિશ્વાસ જો અખંડિત રાખવા ઈચ્છતા હો તો માયા–કપટના ખેલ ખેલવા ત્યજી દો. સરળ બન્યા

રહો. ન્યાય-નીતિ અને પ્રામાણિકતાના પથ પર દૃઢ બનીને ચાલતા રહો. ક્યારેય કોઈનો વિશ્વાસભંગ કરવાનું પાપ ન આચરશો.

લોભ ?

સર્વગુણોનો નાશ જો પસંદ હોય તો લોભદશા મુબારક હો ! તમારા જીવનબાગમાં ક્ષમાનાં પુષ્પોની સુવાસ જો ચાહો છો, નમ્રતા અને સરળતાનાં આમ્રવૃક્ષોની શીતળ છાયા જો ચાહો છો, સત્ય અને સંતોષનાં મધુર ફળોના આસ્વાદ જો ચાહો છો, તો તમે લોભ ત્યજી દો.

લોભ તમને અહિંસક નહીં રહેવા દે. લોભ તમને સત્યના છાંયડે નહીં બેસવા દે. લોભ તમને 'પ્રામાણિક પુરુષ' નહીં રહેવા દે. લોભ તમને સદાચારી-બ્રહ્મચારી નહીં રહેવા દે... લોભ તમને દાન દેતાં રોકશે, તપશ્ચર્યાનો માર્ગ રોકશે...શુભ ભાવનાઓને તમારા મનોમંદિરમાં પ્રવેશતાં આંતરશે !

એક ગુણ નહીં રહેવા દે. પછી ? ગુણ વિનાનું જીવન તમને સંતોષ આપશે ? ગુણ વિનાનું જીવન આત્મકલ્યાણનું સાધન બનશે ? તો પછી શાને લોભ પિશાચને ભગાવતા નથી ?

પ્રીતિ, વિનય, વિશ્વાસ અને ગુણ સમૃદ્ધિનો નાશ કરનારા ક્રોધ, માન, માયા અને લોભને આત્મભૂમિ પરથી બહાર કાઢી મૂકો.

## ક્રોધનું પરિણામ

क्रोधः परितापकरः सर्वस्योद्वेगकारकः क्रोधः ।
वैरानुषङ्गजनकः क्रोधः क्रोधः सुगतिहन्ता ॥ २६ ॥

અર્થ :—ક્રોધ સર્વ જીવોને પરિતાપ કરનારો છે, સર્વજીવોને ઉદ્વેગ પમાડનારો છે, વૈરનો અનુબંધ ઉત્પન્ન કરે છે અને સુગતિ—મોક્ષનો નાશ કરનાર છે.

**વિવેચન :** દાહજ્વરની ઘોર પીડા અનુભવી છે ક્યારેય ? અથવા દાહજ્વરથી રીબાતા કોઈ મનુષ્યને જોયો છે તમે ? અસહ્ય વેદનાની ઘોર અકળામણોથી તરફડા એ મનુષ્યને જોઈને હૃદયસ્પર્શી વિચાર આવ્યો હતો ?

ક્રોધની વેદનાઓ એવી જ કારમી વેદનાઓ છે. ક્રોધીનું જીવન અશાન્તિની આગમાં સળગતું જીવન હોય છે, એના જીવનની બળ-તરાઓ નથી તો ચંદનના શીતલ વિલેપનોથી શાન્ત નથી કે ચંદ્રની શીતલ ચાંદનીથી શાન્ત નથી. એટલું જ નહીં પરંતુ ક્રોધી સ્વયં આગનો ગોળો હોય છે! જેને એ અડે, તેને દઝાડે ! જે કોઈ એને સ્પર્શે...બળ્યો જ સમજો !

માટે તે ક્રોધી મનુષ્યને મિત્રો હોતા નથી; ક્રોધી કોઈનો મિત્ર હોતો નથી. કોણ એની સાથે મિત્રતા રાખે ? ક્રોધીને કોઈ ચાહનાર હોતા નથી. ક્રોધી કોઈને ચાહતો નથી... કોણ એને ચાહે ? ક્રોધી મનુષ્ય પોતાના પરિવારને હમેશાં સંતાપકારી હોય છે, મિત્રોને પરિતાપ ઉપજાવનાર હોય છે... શેરીમાં, મહોલ્લામાં અને ગામમાં... સર્વત્ર એ બીજાઓને પરેશાન કરતો હોય છે.

ક્રોધી મનુષ્યની આસપાસ ઉદ્વેગપૂર્ણ વાતાવરણ હોય છે. સહુનાં મન ભારે ભારે રહે, જ્યાં સુધી એ ઘરમાં હોય ત્યાં સુધી ઘરનાં માણસોનાં મન ઉદ્વિગ્ન રહેવાનાં. જ્યાં સુધી એ દુકાનમાં હોય ત્યાં-સુધી દુકાનના માણસોનાં મન અશાન્ત રહેવાનાં.... ક્રોધી સ્વયં સુખી હોય નહીં, બીજાઓને સુખી કરે નહીં, અને બીજાઓને દુઃખી કરે.

ક્રોધમાંથી જન્મે છે વૈર ! એક વ્યક્તિ પ્રત્યે વારંવાર ક્રોધ કરવાથી વૈરની ગાંઠ બંધાઈ જાય છે. આ વૈરની ગાંઠ તો 'કેન્સર'ની ગાંઠ કરતાં પણ ભયંકર હોય છે, 'કેન્સર'ની ગાંઠ તો એક વખત પ્રાણ લે, વૈરની ગાંઠ ભવોભવ પ્રાણ લે છે...

સમરાદિત્યકેવળી ચરિત્રના અગ્નિશર્માને તમે જાણો છો ને ?

જ્યાં ગુણુસેન રાજા તરફ એના હૃદયમાં ક્રોધ જન્મ્યો, ત્યાં વૈરની ગાંઠ બંધાઈ ગઈ, નવ-નવ ભવ સુધી એ વૈરની ગાંઠે દુઃખ દીધાં....વૈર બાંધીને શું સુખ લીધાં ?

ક્રોધી મોક્ષમાર્ગ પર ન ચાલી શકે. મોક્ષમાર્ગ તો છે શમસાગરનો. શમસાગરને ક્રોધી કેવી રીતે પાર કરી શકે ? તીવ્ર ક્રોધી ક્ષમાદિ ધર્મોની આરાધના કરવા સમર્થ બની જ ન શકે. એ તો હિંસાદિ પાપોને આચરતો દુર્ગતિના પનારે જ પડી જાય. તમે પેલા સુભૂમ ચક્રવર્તીનું નરકમાં થયેલું પતન નથી સાંભળ્યું ? પરશુરામની અધોગતિ નથી જાણી ?

મોક્ષપ્રાપ્તિ તો એ જ કરી શકે કે જેનામાં સમતાનું સામર્થ્ય હોય; જેનામાં ક્ષમાભાવની શક્તિ હોય. ક્ષણેક્ષણે ક્રોધ, રોષ અને રીષ કરતો જીવાત્મા મોક્ષપ્રાપ્તિ કરી જ ન શકે... મોક્ષપ્રાપ્તિ તો દૂર રહી, સંસારના ભૌતિક સુખોની પ્રાપ્તિ પણ એના માટે દુર્લભ !

ભલા, પછી એ ક્રોધને શા માટે આપણા પવિત્ર આત્મમંદિરમાં રાખવો ? શા માટે જીવન જીવવામાં એનો સહારો લેવો ? જે આત્માની સર્વતોમુખી અધોગતિ કરે છે, તેનો સંગ શા માટે કરવો ? જે ખેરના અંગારાથી પણ ભયંકર આગ છે, તેમાં શા માટે કૂદી પડવું ? સ્વયં બળવું ને બીજાઓને બાળવા ? સ્વયં અશાન્ત બનવું અને બીજાઓને અશાન્ત કરવા ?

ક્રોધમાં ભાન ભૂલીને જો વૈરની ગાંઠ બાંધી લીધી તો સર્વનાશ થયો સમજો. આ જાણવા છતાં જો તમે ક્રોધને ત્યજી શકતા નથી તો જીવન હારી ગયા સમજો; ભલે તમારી અજ્ઞાનમૂલક માન્યતા તમને ક્રોધ કરવા પ્રેરિત કરતી હોય અને ક્રોધનાં ક્ષણિક રૂડાં પરિણામ બતાવતી હોય, પરંતુ એનાં પ્રત્યક્ષ અને પરોક્ષ પરિણામો ખતરનાક જ છે.

અરે, બીજાઓને સુધારવા માટે કે બગડતાઓને રોકવા માટે પણ ક્રોધથી ચિત્તને મેલું કરશો નહીં. સ્વયં બગડીને બીજાઓને સુધારવાનો ઉપદેશ તીર્થંકર ભગવંતોએ આપ્યો નથી !

श्रुतशीलविनयसंदूषणस्य धर्मार्थकामविघ्नस्य ।
मानस्य कोऽवकाशं मुहूर्तमपि पण्डितो दद्यात् ॥२७॥

अर्थ : શ્રુત, શીલ અને વિનયને દૂષિત કરનાર, ધર્મ—અર્થ અને અને કામ પુરુષાર્થમાં વિઘ્ન કરનાર એવા માનને કોણ વિદ્વાન પુરુષ એક ક્ષણ પણ પોતાના આત્મામાં સ્થાન આપે ?

विवेचन : જો તમે જ્ઞાની છો, શાસ્ત્રજ્ઞ છો, તો તમારે ગર્વ ન કરવો જોઈએ. દુનિયા જ્ઞાની પાસેથી નમ્રતાની અપેક્ષા રાખે છે, પ્રજા શાસ્ત્રજ્ઞ પાસેથી વિનમ્રતાની આશા રાખે છે, શિષ્ટ પુરુષો, ડાહ્યા માણસો તમને નમ્રતાની મૂર્તિરૂપે જોવા ઈચ્છતા હોય છે....અને જો તમે ગર્વ કરશો તો કલંકિત બનશો. લોકો કહેશે : 'આ તે જ્ઞાની છે ? જ્ઞાની થઈને ગર્વિષ્ઠ ? જ્ઞાનથી તો ગર્વનો ત્યાગ કરવો જોઈએ, તેના બદલે જ્ઞાનથી જ અભિમાન ?'

આમ ગર્વિષ્ઠ જ્ઞાની, જ્ઞાનને કલંકિત કરે છે અને સ્વયં કલંકિત થાય છે. જનમાનસમાં જ્ઞાનીની પ્રતિભા ઝંખવાય છે. જ્ઞાનનું મહત્ત્વ ઘટી જાય છે. જ્ઞાનનું જે પરિણામ આવવું જોઈએ, જ્ઞાનનું જે ફળ મળવું જોઈએ, તે મળતું ન દેખાય એટલે જ્ઞાનનું મૂલ્યાંકન ઘટી જ જાય.

તમે શીલવાન છો ? 'શીલ' એટલે જિનશાસનની પવિત્ર ધર્મ-ક્રિયાઓ. તમે 'શીલ'ની મહત્તા, શીલની પ્રતિભા વધારવા ચાહો છો ? તો તમે અભિમાન ત્યજી દો. અભિમાનમાંથી જન્મતો અવિનય 'શીલ'ને દૂષિત કરે છે. 'આ શાનો શીલવાન ? આવું શીલ શું કરવાનું ? શીલવાન પુરુષ અવિનીત હોય ? ઉદ્ધત હોય ?' ભલે પછી ઉચ્ચકોટિની ધર્મક્રિયાઓ કરતા હો, ભલે શાસ્ત્રાનુસારી ધર્માનુષ્ઠાનો કરતા હો, તમારું અભિમાન એ જિનભાષિત ધર્મક્રિયાઓ તરફ અન્યજીવોમાં

નફરત પેદા કરશે. તમારું અભિમાન એ પવિત્ર ધર્મક્રિયાઓ પ્રત્યે બીજા જીવોના હૃદયમાં બહુમાન ઉત્પન્ન નહીં થવા દે.

અભિમાની મનુષ્યમાં વિનય તો હોય જ નહીં. વિનયરહિત મનુષ્ય જનહૃદયમાં આદરભર્યું સ્થાન પામી શકતો નથી.

તમારી શું એવી ધારણા છે કે અભિમાની બનીને તમે ધર્મની કલ્યાણકારી આરાધના કરી શકશો? તમે શું એવી કલ્પનામાં રાચો છો કે ગર્વિષ્ઠ બનીને તમે ધનવાન બની શકશો? તમે શું એવી ઇચ્છા રાખો છો કે અભિમાની એવા તમે રૂપવતી–લાવણ્યમયી લલનાઓનું ભોગ સુખ માણી શકશો?

ભ્રમણાઓમાં ન અટવાઈ જાઓ. આ બધી નરી ભ્રમણાઓ જ છે, બીજું કંઈ નથી. તમે જાણો છો ધર્મનું મૂળ વિનય છે? '**विणय मूलो धम्मो**' વિનય નહીં તો ધર્મ નહીં. મૂળ વિના વળી વૃક્ષ કેવું? અને અભિમાનીમાં વિનય કેવો? અભિમાન વિનયનો ઘાતક છે; વિનય નહીં તો ધર્મ નહીં!

અર્થોપાર્જન કરવામાં અભિમાની મનુષ્ય સફળ બને ખરા? ધનવાન પુરુષોને અભિમાની મનુષ્ય અપ્રિય હોય છે; વિનમ્ર અને વિનીત માણસો જ પ્રીતિપાત્ર બને છે; જે શ્રીમંતોના પ્રીતિપાત્ર બને છે તેઓ સરળતાથી અર્થોપાર્જન કરતા દેખાય છે.

અરે, વેશ્યાઓ પણ અભિમાની પુરુષને પસંદ કરતી નથી! ઘરની સ્ત્રી પણ અભિમાની પુરુષને ચાહતી નથી! વિનમ્ર અને વિનીત જે ભોગ–સુખ પ્રાપ્ત કરે છે તે અભિમાની પ્રાપ્ત કરી શકતો નથી.

જીવનમાં પછી શેષ શું રહ્યું? ધર્મ નહીં; ધન નહીં, ભોગસુખ નહીં! અભિમાની મનુષ્યના જીવનમાં સિવાય ગર્વની ગરમી, બીજું કંઈ નહીં, પછી અભિમાન શા માટે કરવું? જો તમે બુદ્ધિમાન છો, પ્રજ્ઞાવંત છો, ગુણ–દોષનો વિવેક કરનારા છો, તો એક ક્ષણ પણ તમે અભિમાન ન જ કરો.

જો તમે વિનમ્ર અને વિનીત બન્યા રહેશો તો તમારું જ્ઞાન બીજા જીવોના હૃદયમાં જ્ઞાનનો મહિમા વધારશે; જ્ઞાનીપુરુષોનું સન્માન ઉત્પન્ન કરશે, તમારી પવિત્ર ધર્મક્રિયાઓનું ગૌરવ વધારશે, તમારી વિનમ્રતા તમને ધર્માત્મા બનાવશે, અર્થોપાર્જનમાં સહાયક બનશે, ભોગસુખોની પ્રાપ્તિ કરાવશે.

માટે ગર્વ ત્યજી દો, અભિમાન ત્યજી દો, ચાહે સન્માન મળો, ચાહે અપમાન થાઓ–અભિમાનને આત્મમંદિરમાં પ્રવેશવા જ ન દો. જેનાથી કોઈ લાભ નહીં, કોઈ હિત નહીં, તેનો સહારો શા માટે લેવો ?



## માયાનું પરિણામ

मायाशीलः पुरुषो यद्यपि न करोति किञ्चिदपराधम् ।
सर्प इवाविश्वास्यो भवति तथाप्यात्मदोषहतः ॥ २८ ॥

અર્થ :–માયાના સ્વભાવવાળો મનુષ્ય જો કે માયાજનિત કોઈપણ અપરાધ કરતો નથી. (વર્તમાનમાં માયાના દોષથી વિરત છે) તો પણ પોતાના જ માયા–દોષથી ઉપહત થયેલો તે સર્પની જેમ અવિશ્વાસ્ય બને છે.

વિવેચન : ભલેને સર્પ શાન્ત પડ્યો હોય, પરન્તુ એનો વિશ્વાસ કરાય ખરો ? એના પર વિશ્વાસ રાખી એનો સ્પર્શ કરો ખરા ? જેમ સર્પે સમગ્ર માનવ જાતનો વિશ્વાસ ગુમાવ્યો છે, તેમ માયાવી માણસે પણ વિશ્વાસ ગુમાવ્યો છે. તમે માયા–કપટ કરીને તમારા વ્યક્તિત્વને ઝાંખપ લગાડી, દુનિયાના ડાયરામાં તમે 'માયાવી' 'કપટી' રૂપે ગવાયા, તમારા પર લોકો વિશ્વાસ નહીં કરે.

ભલે તમે બે–ચાર વખત માયા–કપટ કરીને ધન કમાઈ લીધું, કોઈ સ્વાર્થ સાધી લીધો. પરંતુ તમારી કપટલીલા દુનિયાના ચૌટે જાહેર થઈ ગઈ; કે દુનિયા તમને 'બેઈમાન' રૂપે જોતી થઈ જવાની, પછી ભલે તમે કપટ કરવાનું ત્યજી દીધું. પરન્તુ તમે તમારા વિકૃત કરી નાંખેલા વ્યક્તિત્વને જલદી બદલી નહીં શકો. દુનિયા વિચારશે કે, "આ ભલે હમણાં સરળતાનો દેખાવ કરે, દુનિયાના ભોળા જીવોને વિશ્વાસમાં લઈ, તે એક દિવસે સહુને નવરાવી નાંખશે... એનો કપટ–ક્રિયાનો સ્વભાવ સુધરે નહીં..." આવા આવા વિચારો તમારા માટે થવાના.

તમે દુનિયાની ઉપેક્ષા–અવગણના નહીં કરી શકો. 'મારે દુનિયાની પરવા નથી. ભલે મારા પર લોકો વિશ્વાસ ન રાખે.' એમ તમે ભલે રોષમાં બોલી નાંખો. પરંતુ સંસારવ્યવહારમાં અન્ય મનુષ્યોને વિશ્વાસ સંપાદન કર્યા વિના ન જ ચાલે. હા, અવિશ્વાસના કલંકથી કલંકિત જીવન જીવનારા માણસો તમને મળી આવશે, પરંતુ તેમનામાં તમને અશાન્તિ, ક્લેશ અને સંતાપ જ દેખાશે. એવું જીવન તમને વહાલું હોય તો ભલે તમે માયા–કપટના માર્ગે ચાલતા રહો અને ઘોર અશાન્તિ ભોગવતા રહો!

તમે પારિવારિક જીવનમાં, પરિવારના માણસો સાથે માયા–કપટના ખેલ ખેલવા માંડ્યા, પરિવારને તમારી માયાજાળની ગંધ આવી ગઈ; તમે પરિવારનો વિશ્વાસ ગુમાવશો. પત્ની અને પુત્ર–પુત્રીઓ પણ તમારી તરફ શંકાની દૃષ્ટિથી જોશે. પરિવારના પ્રેમમાં ઓટ આવી જશે. અરે, તમને તમારો જ પરિવાર ધિક્કારતો થઈ જશે.

સમાજની સાથે તમે ધોખાબાજી કરવા માંડી, વેપારમાં અને ધાર્મિક સંસ્થાઓના વહીવટમાં તમે દગાબાજી કરવા માંડી, તમારી એ દગાબાજીનો પડદો ચીરાઈ ગયો, સમાજની દૃષ્ટિમાં તમે 'દગાબાજ' રૂપે દેખાવા માંડ્યા; તમારા પ્રત્યે હજારો જબાનો ધિક્કાર વરસાવશે. તમને ઘરની બહાર નીકળવું ભારે પડી જશે....પછી ભલે તમે માયા

દંભ કરવાનું ત્યજી દો, દુનિયાની દૃષ્ટિમાં તમે અવિશ્વાસપાત્ર જ રહેવાના.

તમે તમારી જ ભૂલના ભોગ બની જવાના. તમે તમારા જ દોષે દોષિત બની જવાના; ભલે તમે બીજાઓ પર દોષારોપણ કરીને તમારા મનને મનાવવા પ્રયત્ન કરો, પરંતુ તમે તેમ કરવા માત્રથી સમાજના વિશ્વાસપાત્ર નહીં બની શકો. માયા-કપટ ને દંભનો તમારો ભૂતકાળ દુનિયા નહીં ભૂલી શકે.

માયાવી ગૃહસ્થ હો કે માયાવી સાધુ હો, કોઈપણ હો, માયાનું આચરણ સહુનાં ચિત્તમાં અશાન્તિ ઉત્પન્ન કરે જ છે. અશાન્ત મનુષ્ય ધર્મની કલ્યાણકારી આરાધના કરી શકતો નથી... ભલે મનુષ્ય પોતાનું પાપાચરણ ઢાંકવા માયાનો સહારો લે, એનું પાપાચરણ એના આત્માને અસ્થિર, ચંચળ અને અશાન્ત બનાવશે જ; અનેક ભયોથી ભયભીત બનાવશે જ; એટલું જ નહીં, માયાવીના માથે હમેશાં આપત્તિઓ લટકતી જ રહે છે, ક્યારે તે આપત્તિનો ભોગ બની જાય, તે નિશ્ચિત નહીં.

આવી ખતરનાક માયાને કોણ મતિમાન મનુષ્ય પોતાના જીવનમાં સ્થાન આપે? કોણ માયાનો સહારો લે? માટે હે બુદ્ધિમાનો, માયાને ત્યજી દો, સરળતાને જ વળગી રહો. સરળતા તમને અનંત સંપત્તિના શિખર પર સ્થાપિત કરશે.



## લોભનું પરિણામ

सर्वविनाशाश्रयिणः सर्वव्यसनैकराजमार्गस्य ।
लोभस्य को मुखगतः क्षणमपि दुःखान्तरमुपेयात् ? ॥२९॥

અર્થ : સર્વ અપાયોનો આશ્રય, સર્વ દુઃખોનો-સર્વ વ્યસનોનો એકનો એક રાજમાર્ગ-જે લોભ, તેનો વિષય બનેલો કોણ જીવાત્મા (લોભપરિણામવાળો) સુખ પામી શકે? અર્થાત્ કોઈ નહીં.

**વિવેચન :** સર્વ વિનાશનું વિશ્રામસ્થાન ! લોભ !
સર્વ અપાયોનું આશ્રયસ્થાન ! લોભ !

જેટલાં વિનાશકારી તત્ત્વો છે, જેટલાં નુકસાન કરનારાં તત્ત્વો છે, તે બધાં જ લોભીના આશ્રયસ્થાનમાં આરામ મેળવે છે...બીજે ક્યાંય એ તત્ત્વોને આશ્રય મળતો નથી. ચોરોનું, પરસ્ત્રીલંપટોનું અને વૈરની ગાંઠો બાંધનારાઓનું આશ્રયસ્થાન લોભ છે ! લોભના આશ્રયસ્થાનમાં તમને ચોર જડી આવશે, પરસ્ત્રીલંપટોને બીજે શોધવા જવાની જરૂર નથી, લોભના વિશ્રામગૃહમાંથી તેઓ મળી આવશે ! ક્રૂરતાની શોધ બીજે ક્યાંય કરવાની જરૂર નથી, લોભના આશ્રયસ્થાનમાં તમને તે ભેટી જશે !

એવી જ રીતે, લોભ એક રાજમાર્ગ છે ! સર્વ પ્રકારનાં વ્યસનો પાસે પહોંચવાનો સરિયામ માર્ગ ! અથવા, સર્વ વ્યસનો તમને આ લોભના રાજમાર્ગ પર મળી આવશે ! રાજમાર્ગ છે ને...એટલે એના પર ચાલવાની બધાને છૂટ છે ! કોઈના પર પ્રતિબંધ નથી...પરસ્ત્રી-ગમન, જુગાર, મદ્યપાન, શિકાર, વચનવિકાર, કપટ વગેરે તમામ વ્યસનો લોભના રાજમાર્ગ પર ચાલ્યાં જાય છે.

લોભદશા આત્મામાં પ્રબળ બની એટલે આત્મામાં મહા વિનાશકારી પાપો આવ્યાં જ સમજો. ભયંકર વ્યસનોના પગદંડા જામ્યા સમજો. લોભ માત્ર ધનનો જ નથી હોતો. સુખમાત્રનો લોભ ! પાંચ ઇન્દ્રિયોના વિષયસુખોનો લોભ. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શનાં પ્રિય સુખોનો લોભ ! સુખો મેળવવાની અને સુખો ભોગવવાની વાસના. આ વાસના જ વ્યસનોનો ચસ્કો જીવને લગાડે છે ને !

પરંતુ શું આવો લોભી જીવ, વ્યસનોને પરવશ પડેલો જીવ સુખ પ્રાપ્ત કરી શકે છે ? શાન્તિ પ્રાપ્ત કરી શકે છે ? જરાય નહીં. જે લોભદશાને પનારે પડ્યો તે જીવ નથી તો સુખ મેળવી શકતો, નથી શાન્તિનો અનુભવ કરી શકતો; એનું જીવન દુઃખ, ક્લેશ અને વેદનાઓથી ભરપૂર થઈ જાય છે.

પેલો 'વિપાકસૂત્ર'નો શ્રેષ્ઠિપુત્ર ઉજ્ઝિતક? વૈષયિક સુખોનો લોભી બન્યો, શરાબી બન્યો, જુગારી બન્યો, માંસભક્ષી બન્યો ને વેશ્યાગામી બન્યો...કામધ્વજા વેશ્યાના ભોગ–સુખોમાં લીન બન્યો; પરિણામ કેવું ભયંકર આવ્યું? નગરના રાજાએ પોતાના ઉપભોગ માટે વેશ્યાને રાખી લીધી હતી, ઉજ્ઝિતકને એ વેશ્યા પાસે નહીં જવા માટે સૂચના આપી દેવામાં આવી હતી, પરંતુ વેશ્યાના સુખનો લોભી ઉજ્ઝિતક વેશ્યા પાસે ગયા વિના રહે? ચોરીછૂપીથી પણ તે ગયો જ! પરંતુ તે રાજાના હાથે પકડાઈ ગયો. રાજાએ એને સૈનિકોને સોંપી દીધો. તેને ઘોર વેદનાઓ આપવામાં આવી, અંતે શૂળી પર ચઢાવી મારી નાંખવામાં આવ્યો...

પચીસ વર્ષનો એ ફુટડો જવાન, સુખભોગની વાસનાના પાપે શૂળી પર મરાયો...મરીને પહેલી નરકમાં ગયો... કહો, આવા લોભને એક ક્ષણ પણ જીવનમાં સ્થાન આપી શકાય? આવા કરપીણ લોભને જીવનમાં સ્થાન આપીને સુખ મેળવી શકાય?

અજ્ઞાની જીવ સુખ મેળવવા માટે લોભનો આશરો લે છે! જીવવા માટે ઝેર પીએ છે! પ્રાણ બચાવવા સિંહની ગુફામાં ઘુસે છે! શીતળતા મેળવવા અગ્નિની જ્વાળાઓમાં કૂદે છે! કોણ સમજાવે એને? વિનાશકારીને એ હિતકારી માને છે! દગાખોરને વિશ્વાસપાત્ર માને છે! કોણ બચાવે એને?

લોભ સર્વ પાપોનો બાપ છે. લોભી કયું પાપ ન આચરે? એ કોઈ પણ પાપ આચરવા તૈયાર! એને પાપ દેખાતું નથી, એને તો ઇન્દ્રિયોનાં વિષયસુખ જ દેખાય છે... પરંતુ એ સુખ ભોગવ્યાં ન ભોગવ્યાં, દુઃખોના ભયંકર દાવાનળમાં ઝીંકાઈ જાય છે...દુર્ગતિઓના ભીષણ દુઃખો એને પીંખી નાંખે છે, એને ચૂંથી નાંખે છે.

ધ્યાન રાખો, સુખ મેળવવા લોભ પાસે ન જાઓ; દૂરથી ભલે તમને ત્યાં સુખ દેખાય પરંતુ તે માત્ર તમારો ભ્રમ છે...સુખના પડદા પાછળ તમે કલ્પી ન શકો તેવાં ભયંકર દુઃખ છુપાયેલાં ઊભાં છે!

एवं क्रोधो मानो माया लोभश्च दुःखहेतुत्वात् ।
सत्त्वानां भवसंसारदुर्गमार्गप्रणेतारः ॥३०॥

અર્થ : આ રીતે ક્રોધ, માન, માયા અને લોભ, જીવો માટે દુઃખના હેતુ હોવાથી, નરકાદિ-સંસારના ભયંકર માર્ગનું પ્રવર્તન કરનારા છે.

વિવેચન : ભીષણ સંસારનો ભીષણ માર્ગ !

નરકગતિ અને તિર્યંચગતિ—સંસારની ભયાનક ગતિઓ છે. નરકગતિ આપણા માટે પરોક્ષ છે, તિર્યંચગતિ પ્રત્યક્ષ છે. પશુ-પક્ષી અને કીડાઓનાં જીવન આપણી સામે જ છે...શું એ જીવોનાં જીવનમાં તમને ભયાનક દુઃખો નથી દેખાતાં ! કતલખાનાંઓમાં ક્રૂરતાથી કતલ કરાતાં એ પશુઓની હૃદય કંપાવનારી ચીસો નથી સાંભળી ? શિકારીની આગ ઓકતી બંદૂકની ગોળીથી વીંધાઈ ગયેલા...જમીન પર તરફડતા કોક પંખીની અપાર વેદના નથી જોઈ ? કોઈ નદીના...સરોવરના કે ખાબોચિયાના કિનારે બેસી માછલીઓ પકડનારા માછીમારો જ્યારે જાળમાં ફસાવેલી માછલીઓને પથ્થર પર પછાડી પછાડીને મોતના ઘાટે ઉતારે છે...ત્યારનું છાતીને ધ્રુજાવી નાંખનારું દૃશ્ય નથી જોયું ? જીવતાં કોમલકાય વાછરડાંઓ પર ગરમ ગરમ ઊકળતું પાણી રેડી તેમની ખાલ ઉતરડી લેતા નરપિશાચોનું કરપીણ કૃત્ય નથી સાંભળ્યું ?

તિર્યંચયોનિના સંસારની ભીષણતાના આ તો બે-ચાર નમૂના જ તમને બતાવ્યા; આવી અને આનાથીય ખૂબ વધારે ભયાનક રીબામણોથી ભરેલો એ તિર્યંચગતિનો સંસાર છે.

અને નરકગતિ ? ભલે એ દર્દ અને વેદનાઓથી જ ભરેલો સંસાર આજે આપણે આપણી આંખોથી જોઈ શકીએ એમ નથી, પરંતુ એને પ્રત્યક્ષ જોનારી જ્ઞાનદૃષ્ટિએ એ નર્કાગાર જોઈને, જાણીને આપણને

બતાવ્યું છે તમારે તે નજરે જોવું છે? નજરે જોવાનો આગ્રહ ન રાખો...આપણે તે નજરે નહીં જોઈ શકીએ...આપણું હૃદય એ નર્કાવાસની અતિ ભયંકર યાતનાઓ સહી નહીં શકે....દિલ ને દિમાગ બેહોશ થઈ જશે...આપણે ઢળી પડીશું જમીન પર.

આપણે–કે જે કતલખાનાંઓમાં થતી હિંસા પણ જોઈ શકવા સમર્થ નથી–તેવા કોમળ હૃદયના માનવીઓ, નર્કાવાસની ક્રૂરતાભરી નૃશંસ હિંસાઓ જોઈ શકીએ ખરા ? માટે જોવાની ઉત્કંઠાને દાબી રાખી, એને શાસ્ત્રોનાં માધ્યમથી જાણી લઈએ એ જ ઉચિત છે.

એ દુઃખપૂર્ણ નરક–તિર્યંચગતિનો માર્ગ પણ એટલો જ બિહામણો છે! એટલો જ ભયંકર છે! એટલો જ દુઃખદાયી છે! એ માર્ગ છે હિંસાનો, જૂઠનો, ચોરીનો, વ્યભિચારનો અને પરિગ્રહનો.

અર્થાત્ હિંસા–જૂઠ–ચોરી–દુરાચાર અને પરિગ્રહના માર્ગે ચાલો એટલે નરકગતિમાં–તિર્યંચગતિમાં સીધા જ પહોંચી જવાય, વચ્ચે ભૂલા પડવાનું નહીં! અને ભૂલા તો પડાય જ કેવી રીતે? આ માર્ગને બતાવનાર ક્રોધ, માન, માયા અને લોભ સાથે જ હોય છે! આ માર્ગનું પ્રવર્ત્તન કરનારા એ છે, આ માર્ગે ચાલવાનો ઉપદેશ આપનારા એ છે અને માર્ગે સાથ આપનારા પણ એ જ છે! પછી ભૂલા તો પડાય જ કેવી રીતે?

દુર્ગતિના માર્ગનું પ્રવર્ત્તન કરનારા આ કષાય છે. જીવોને એ માર્ગ ચાલવા માટે સતત ઉપદેશ આપનારા આ કષાય છે...અને દુર્ગતિમાં સારી રીતે પહોંચાડનાર પણ કષાય છે!

ક્રોધે પરશુરામને ક્ષત્રિય–હત્યાનો ઉપદેશ નહોતો આપ્યો? ને નરકમાં નહોતા પહોંચાડી દીધા? અભિમાને રાવણને યુદ્ધના મેદાનમાં નહોતો ઉતાર્યો? અને સીધો જ નરકમાં નહોતો પહોંચાડી દીધો? માયાએ રૂક્મીરાજાને હૃદયના અશુભભાવ છુપાવવાનો ઉપદેશ નહોતો આપ્યો? નરક અને તિર્યંચાદિ ગતિઓમાં એને નથી ભટકાવી?

લોભે મમ્મણશેઠને કૃપણતાના પાઠ નહોતા ભણાવ્યા ? રૌદ્રધ્યાન શિખવાડી તેને સાતમી નરકમાં નથી વળાવી આવ્યો ?

ક્રોધના આદેશો, અભિમાનની પ્રેરણાઓ, માયાની શિખામણો અને લોભની લાલચોમાં ફસાયેલા....ભ્રમિત થયેલા જીવો, હિંસા–જૂઠ આદિ દુષ્ટ આચરણના ભયાનક માર્ગ પર ચાલે છે અને નરક–તિર્યંચ-ગતિના ભીષણ સંસારમાં ફેંકાઈ જાય છે...અનંત યાતનાઓ સહન કરતા જીવો પ્રત્યે એ ક્રોધ–માન–માયા–લોભને જરાય દયા આવતી નથી; માટે ઓળખી લેજો એમને !

## રાગ અને દ્વેષ

ममकाराहंकारावेषां मूलं पदद्वयं भवति ।
रागद्वेषावित्यपि तस्यैवान्यस्तु पर्यायः ॥३१॥

**अर्थ :** ક્રોધાદિનું મૂળ બે પદ છે: મમકાર ( મમત્વ ) અને અહંકાર (ગર્વ). તેના ( મમકાર અને અહંકારના ) જ રાગ અને દ્વેષ બીજા પર્યાય છે.

**विवेचन :** ક્રોધાદિ કષાયોના કટુ વિપાકો જાણીને કકળી ઉઠેલો જીવાત્મા, એ કષાયોને આત્મભૂમિમાંથી ઉખાડીને ફેંકી દેવા તત્પર બને છે ત્યારે તે કષાયોનું મૂળ શોધે છે. મૂળમાંથી ઉખેડીને ફેંકી દેવાથી પુનઃ તે આત્મભૂમિમાં ઉત્પન્ન જ ન થાય. મૂળ સલામત રહે અને ઉપર–ઉપરથી કાપી નાંખવામાં આવે, તો ફરીને ક્યારે પણ એ ઊગ્યા વિના ન રહે.

અર્થાત્ અલ્પકાળ માટે ક્રોધ નહીં કરવાથી, માન નહીં ધરવાથી, માયા નહીં આચારવાથી કે લોભ નહીં કરવાથી કામ નહીં ચાલે; માત્ર એ કષાયોનો 'ઉપશમ' કરવાથી આત્મા અકષાયી નહીં બની શકે... તેનાં તો મૂળીયાં જ ઉખેડી નાંખવા પડશે ! માટે અહીં ગ્રંથકાર મહાપુરુષ આપણને 'મૂળ' બતાવે છે.

મમકાર અને અહંકાર!

આ છે કષાયોનું મૂળ!

માયા અને લોભનું મૂળ છે મમકાર અને ક્રોધ–માનનું મૂળ છે અહંકાર. આ મમત્વ અને અહંત્વનાં મૂળ આત્મભૂમિના ઊંડાણમાં પથરાયેલાં છે. વડના વૃક્ષનાં મૂળ જોયાં છે? કેટલાં ઊંડાં અને કેટલાં ભૂમિમાં પથરાયેલાં હોય છે? એના કરતાંય વધુ ઊંડા અને વધુ વ્યાપક આ મમત્વનાં અને અહંત્વનાં મૂળ આત્મભૂમિમાં રહેલાં છે.

મમત્વની વાસના કોઈ એક પ્રકારની છે? "આ મારું"–કેટલા વિષયોને આવરીને પડેલી વાસના છે? "સ્વજનો મારા, પરિજનો મારા, ધન–સંપત્તિ મારી...અને શરીર મારું!" જેને–જે પદાર્થને 'મારો' માન્યો તેનું મમત્વ બંધાયું! આવાં વિવિધ મમત્વોમાંથી માયા ઉત્પન્ન થાય છે, લોભ ઉત્પન્ન થાય છે. જેને 'મારું' માન્યું તેને મેળવવાનો લોભ! તેની રક્ષા માટે માયા!

મૂળ બતાવી દીધું, હવે તેને રાખવું કે કાપવું, તે આપણી ઇચ્છા પર નિર્ભર છે. ક્રોધ અને માનનું મૂળ છે અહંત્વ. "હું!" 'હું' પણાનો ખ્યાલ કેટલો ખતરનાક છે? 'તું નીચ, મને ગાળ દે છે? તું અધમ, મને મારવા આવ્યો છે?' આ ક્રોધ ભભૂક્યો! 'મારું અપમાન? મને તું શું સમજે છે?' આ અભિમાન પ્રગટ્યું! 'અહમ્'ની કલ્પનામાંથી ક્રોધ અને માન જન્મે છે; માટે ક્રોધ અને માનનું મૂળ છે અહંકાર.

મમકારને 'રાગ' કહી શકાય.

અહંકારને 'દ્વેષ' કહી શકાય.

આ 'અહમ્' અને 'મમ' એ મોહરાજાનો મહામંત્ર છે! આ મહામંત્રથી તો મોહરાજાએ સમગ્ર વિશ્વને આંધળું બનાવી દીધું છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ '**જ્ઞાનસાર**' માં કહ્યું છે:

"अहं-ममेति मन्त्रोऽयं मोहस्य जगदान्ध्यकृत्"

શ્રી ઉમાસ્વાતી ભગવંતે "अहं-मम" ને કષાયોનાં મૂળ કહ્યાં, ઉપાધ્યાયશ્રીએ 'अहं-मम' ને મોહનો મંત્ર બતાવ્યો છે! આ બે રાગ અને દ્વેષનાં જ બે નામ. અર્થાત્ કષાયોનું મૂળ છે રાગ અને દ્વેષ. આ રાગ અને દ્વેષનાં મૂળ આત્મભૂમિના પેટાળમાં પથરાયેલાં છે...એવાં સુદૃઢ થયેલાં આ મૂળ છે કે એને ઉખેડી નાંખવા તે સરળ કામ નથી, જલ્દી પતે તેવું કામ નથી.

જ્યાં સુધી રાગ-દ્વેષનાં મૂળ જામેલાં છે, ત્યાં સુધી કષાયોનાં વિષવૃક્ષો પણ ફૂલેલાં-ફળેલાં છે! મમત્વ અને અહંત્વની વાસનાઓ જ્યાં સુધી પ્રબળ છે, ત્યાં સુધી કષાયો પ્રબળ રહેવાના જ; માટે મમત્વ અને અહંત્વની વાસનાઓ ખોદી ખોદીને બહાર ફેંકી દેવી જ પડશે; તો જ કષાયોનો નાશ થઈ શકશે. કષાયોને છેડવાની જરૂર નથી, રાગ અને દ્વેષ પર જ સતત અને સખત પ્રહારો કરો, કષાયો સ્વતઃ જ ઢળી પડશે. કષાયોને નામશેષ કરી નાખવા માટે રાગ-દ્વેષને-અહંત્વ અને મમત્વને મારવાં પડશે.

અનાદિકાળથી આત્મભૂમિમાં આ રાગ-દ્વેષનાં મૂળ જામેલાં છે; એનો ઉચ્છેદ કરવા પૂર્વે એ રાગ-દ્વેષને એના સ્વરૂપે ઓળખી લેવા જરૂરી છે. તે માટે અહીં ગ્રંથકાર મહાત્મા એની ઓળખાણ કરાવે છે. હજુ વિશેષ ઓળખાણ કરાવવા એક કારિકા વિશેષ કહે છે:

मायालोभकषायश्चेत्येतद्रागसंज्ञितं द्वन्द्वम् ।
क्रोधो मानश्च पुनर्द्वेष इति समासनिर्दिष्टः ॥३२॥

**અર્થ :** માયા અને લોભનું જોડલું રાગ છે અને ક્રોધ-માનનું જોડલું દ્વેષ છે. એમ સંક્ષેપમાં કહી શકાય.

**વિવેચન :** ચાર કષાયોનું સંક્ષેપીકરણ રાગ અને દ્વેષમાં થાય છે.

જ્યારે જ્યારે 'રાગ' શબ્દ સામે આવે ત્યારે ત્યારે 'માયા' અને 'લોભ' કલ્પનામાં ઊપસી આવવા જોઈએ. એવી રીતે માયા કે લોભનું આચરણ થયું કે તુરત જ "મેં રાગ કર્યો;" આ વાત સમજાઈ જવી જોઈએ.

'દ્વેષ' શબ્દ કાને પડતાં જ 'ક્રોધ' અને 'માન'ની કલ્પના આવી જવી જોઈએ. ક્રોધથી તો દ્વેષ સમજાઈ જાય છે અર્થાત્ ક્રોધ તો દ્વેષરૂપે પ્રસિદ્ધ છે, પરંતુ અભિમાન દ્વેષરૂપે પ્રસિદ્ધ નથી; એટલે અભિમાન કરવા છતાં "મેં દ્વેષ કર્યો;" આ કલ્પના આવતી નથી. જો કે અભિમાન આવે છે એટલે ક્રોધનું કોઈને કોઈ રૂપ આવી જ જાય છે. છતાં ય સામાન્ય બુદ્ધિનો મનુષ્ય 'માન'ને 'દ્વેષ' સમજી શકતો નથી.

'અભિમાન એ દ્વેષ છે,' આ વાત અહીં સ્પષ્ટ કરીને ભગવાન ઉમાસ્વાતિજી દ્વેષ અને માનની પ્રગાઢ મૈત્રી બતાવે છે! ક્રોધી અભિમાની હોય જ! અને અભિમાની ક્રોધી હોય જ! ક્રોધ હોય ત્યાં અભિ–માન અને અભિમાન હોય ત્યાં ક્રોધ! બંને છે દ્વેષ!

એવી જ રીતે માયા અને લોભ. રાગ વિના માયા નહીં અને રાગ વિના લોભ નહીં. રાગ હોય તો જ માયા અને રાગ હોય તો જ લોભ! લોભી માયાવી હોવાનો જ. માયાવી લોભી હોવાનો. લોભ–વૃત્તિ જીવાત્માને માયા–કપટ કરવા પ્રેરે છે; અને માયા–કપટ જીવ ત્યારે જ કરે છે, જ્યારે એને કોઈ ને કોઈ વિષયનો લોભ જાગેલો હોય છે.

ગ્રંથકાર હવે આગળ ચાર કષાયોના બદલે એનું ટૂંકું રૂપ 'રાગ–દ્વેષ' ઉપયોગમાં લેવાના છે; તેનો અર્થ આપણે ક્રોધ–માન–માયા અને લોભ સમજવાનો. તે રાગ અને દ્વેષ, કર્મબંધમાં કેવી રીતે નિમિત્ત બને છે, તે સમજાવવા ગ્રંથકાર આગળ વધે છે—

**मिथ्यादृष्टयविरमणप्रमादयोगास्तयोर्बलं दृष्टम् ॥**
**तदुपगृहीतावष्टविधकर्मबन्धस्य हेतू तौ ॥३३॥**

**अर्थ :** મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને મન-વચન-કાયાના યોગ, આ ચાર તે રાગ-દ્વેષના ઉપકારી છે, તે મિથ્યાત્વાદિથી ઉપગૃહિત રાગ અને દ્વેષ, આઠ પ્રકારના કર્મબંધના હેતુ બને છે.

**વિવચન :** રાગ દ્વેષનું સહાયકમંડલ ! આ સહાયકમંડલના સહારે રાગ-દ્વેષ, આત્મભૂમિને કર્મોનું જંગલ બનાવી રાખે છે. એકલા રાગ-દ્વેષ કર્મબંધના કારણ બની શકતા નથી. અરે, આ સહાયકમંડલથી જ એમનું અસ્તિત્વ છે! સહાયકમંડલ નહીં, તો રાગ-દ્વેષ નહીં.

આવો; એ રાગ-દ્વેષના સહયોગી-ઉપકારી મંડલનો પરિચય કરાવું.

(૧) આ બિહામણી...રાક્ષસાકૃતિ જે છે, તેમનું નામ છે મિથ્યાત્વ. એમનું કાર્ય છે -સુદેવ-સુગુરુ અને સદ્ધર્મ પર રાગ નહીં કરવા દેવાનું. કુદેવ-કુગુરુ અને કુધર્મ પર રાગ કરાવવાનું. જિનોક્ત તત્ત્વો પર આત્મા શ્રદ્ધાવાન ન બને એનું આ મિથ્યાત્વ પૂરું ધ્યાન રાખે છે.

(૨) બીજી છે અવિરતિ. રૂપે-રંગે ખૂબસુરત! સહુ કોઈ મોહિત થઈ જાય એવું એનું આકર્ષણ છે....મહાજાલિમ આ સ્ત્રી છે...સારા દેવલોક પર એનું પ્રભુત્વ છે ! સમગ્ર નરકલોક પર એનું સામ્રાજ્ય છે...મનુષ્યલોક પર પણ એનો જાદુ ગજબ છે. હિંસાદિ પાપોનો એ ત્યાગ નથી કરવા દેતી. કોઈ વ્રત-નિયમ કે પ્રતિજ્ઞા નથી કરવા દેતી. હેયનો ત્યાગ અને ઉપાદેયનો સ્વીકાર નથી કરવા દેતી. રાગ-દ્વેષની આ પ્રબળ સહાયક સ્ત્રી છે!

(૩) આ નિરાંતે નસકોરાં બોલાવતા પોઢી રહ્યા છે તે પ્રમાદ-ભાઈ! એમનું કામ ઘણું વ્યાપક છે...ક્ષેત્ર ઘણું વિશાળ છે. રાગ-

દ્વેષને પૂર્ણ સહયોગ આપી આઠ પ્રકારના કર્મબંધનું મહાન્ કાર્ય સંપન્ન કરાવનાર પ્રમાદભાઈ બોલવામાં ખૂબ મીઠા છે ! દેશકથા, રાજ-કથા, સ્ત્રીકથા અને ભોજનકથાઓનો તો તેઓ ભંડાર છે. ભૌતિક વિષયોના આકર્ષણની સીમા જ નહીં. પાંચે ઇન્દ્રિયો સાથે સ્વચ્છંદ વિહાર કરવામાં પાવરધા અને ઊંઘવાનું પાર વિનાનું ! રાગ–દ્વેષના જીગરજાન દોસ્ત છે.

(૪) ચોથા નંબરમાં છે યોગ. જ્યાં સુધી આ યોગ–બાબુ મિથ્યાત્વ, અવિરતિ અને પ્રમાદના મંડળમાં રહે છે ત્યાં સુધી તેઓ રાગ–દ્વેષના દૃઢ વફાદાર સહયોગી રહે છે. તેઓ પોતાનું મન, પોતાનું વચન અને પોતાનું તન–ત્રણેને રાગ–દ્વેષના પૂર્ણ સહયોગમાં કામે લગાડે છે ! આઠે પ્રકારનાં કર્મ બાંધવાનું રાગ–દ્વેષનું કાર્ય સારી રીતે કરાવે છે. દુષ્ટ અધમ વિચારો, કર્કશ અને કટુ વચનો, હિંસાદિ પાપોનું પ્રચુર આચરણ.

આ ચંડાળચોકડીના સહયોગથી રાગ અને દ્વેષ કર્મોના બંધનમાં નિમિત્ત બને છે. અર્થાત્ આત્મામાં જ્યાં સુધી મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને યોગ છે, ત્યાં સુધી રાગ–દ્વેષ દ્વારા આત્મા ગાઢ કર્મબંધ કરે છે. જ્યાં સુધી આત્મા સર્વજ્ઞભાષિત તત્ત્વાર્થ પર શ્રદ્ધાવાન નથી બનતો, ત્યાં સુધી એના રાગ–દ્વેષ અતિ પ્રબળ હોય છે, તેથી તે ગાઢ કર્મબંધ કરતો રહે છે. અવિરતિનો ઉદય આત્માને પાપોનો ત્યાગ કરવાની ભાવના જાગ્રત થવા દેતો નથી, પાપત્યાગની પ્રવૃત્તિ કરવા દેતો નથી...એટલે આત્મા નિરંતર અનંત કર્મોથી મલિન થતો જ રહે છે. પ્રમાદ તો આત્માને ખૂબ જ ગમે છે. વિષયલોલુપતા, ઇન્દ્રિય-પરવશતા, વિકથા–પ્રચૂરતા અને નિદ્રા–પ્રિયતામાં એવો લીન બની જાય છે કે એને ભાન જ નથી હોતું કે ‘હું ચીકણાં કર્મ બાંધી રહ્યો છું.’ મન–વચન–કાયાના યોગ તો આ ત્રણેને અનુસરે છે, ત્રણેને મન–વચન–કાયાની શક્તિ આપે છે...આત્મા એ શક્તિથી મિથ્યાત્વ–અવિરતિ અને પ્રમાદને પુષ્ટ કરતો ગાઢ કર્મબંધ કરતો રહે છે.

રાગ–દ્વેષ એકલાનું કંઈ ઊપજતું નથી; એ તો ચંડાળ–ચોકડીના સહારે જ કૂદે છે. એ સહારો તોડી નાંખવામાં આવે તો રાગ–દ્વેષ મહાન ઉપકારક બની જાય છે. મિથ્યાત્વનો સંગ ત્યજી જો એ સમ્યક્ત્વનો સહારો લે, અવિરતિનો સંગ ત્યજી વિરતિ સાથે પ્રેમ બાંધે, પ્રમાદને ત્યજી દઈ અપ્રમાદને મિત્ર બનાવે તો રાગ–દ્વેષ આત્માને ન્યાલ કરી દે! મન–વચન–કાયા, આત્માના પવિત્ર સહયોગમાં આવી જાય પછી ઉન્નતિનું પૂછવું જ શું!!



## કર્મબંધ આઠ પ્રકારે

**सज्ज्ञान–दर्शनावरण–वेद्य–मोहायुषां तथा नाम्नः ।**
**गोत्रान्तराययोश्चेति कर्मबन्धोऽष्टधा मौलः ॥३४॥**

**અર્થ :** તે કર્મબંધ મૂળરૂપે આઠ પ્રકારનો થાય છે: (૧) જ્ઞાનાવરણ (૨) દર્શનાવરણ (૩) વેદનીય (૪) મોહનીય (૫) આયુષ્ય (૬) નામ (૭) ગોત્ર અને (૮) અન્તરાય.

**વિવેચન :** રાગ અને દ્વેષથી થતા મૌલિક કર્મબંધને અહીં ગ્રંથકાર બતાવે છે. મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને યોગના સહયોગથી રાગ–દ્વેષ મૌલિક આઠ પ્રકારનાં કર્મોને બાંધે છે. આઠ પ્રકારનાં કર્મોથી આત્મા બંધાય છે.

(૧) જ્ઞાનાવરણ : આ કર્મ આત્માના જ્ઞાનગુણને આવરે છે; ક્ષાયિક જ્ઞાનને અને ક્ષાયોપશમિક જ્ઞાનને, બંનેને આવરે છે. પરોક્ષ અને પ્રત્યક્ષ–બંને જ્ઞાનને આવરે છે, તેથી આત્મામાં અજ્ઞાનતા, બુદ્ધિહીનતા આદિ દેખાય છે.

(૨) દર્શનાવરણ : ચક્ષુદર્શન આદિ આત્માની દર્શન–શક્તિને આવરે છે. આત્માના દર્શનગુણને આવરે છે. પાંચ પ્રકારની નિદ્રાઓનો પણ આમાં જ સમાવેશ થાય છે, કારણ કે નિદ્રા પણ દર્શન–શક્તિને આવરે જ છે!

(૩) વેદનીય : સુખાનુભવ અને દુઃખાનુભવ–આ કર્મના બે કામ છે. આત્માનો સહજ–સ્વાભાવિક સુખનો અનુભવ, આ કર્મ કરવા દેતું નથી.

(૪) મોહનીય : જેનાથી જીવ મોહિત થાય તે મોહનીય ! ઊંધી સમજ અને ક્રોધ–માન–માયા–લોભ, આ કર્મની દેન છે ! હાસ્યાદિ 'નો-કષાયો'ની વિકૃતિ પણ આ જ કર્મની ભેટ છે ! આઠે કર્મોમાં આ કર્મની જાલિમતા–પ્રબળતા ગજબ જ હોય છે.

(૫) આયુષ્ય : આ કર્મની કૃપાથી તો જીવ જીવે છે ! પ્રાણ ધારણ કરે છે ! જન્મ અને મૃત્યુ આ કર્મની કૃપાનું ફળ છે...

(૬) નામ : જીવને ગતિ (યોનિ) આપવી, જાતિ (એકેન્દ્રિયાદિ) આપવી, સૂક્ષ્મત્વ–સ્થૂલત્વ, યશ–અપયશ, સૌભાગ્ય–દુર્ભાગ્ય, રૂપ-રસાદિ વગેરે આપવાનું કામ આ કર્મનું છે. સમગ્ર શરીરરચના આ કર્મને આભારી છે. આત્માના અરૂપીપણાને આ કર્મ આવરે છે.

(૭) ગોત્ર : ઉત્તમકુળની પ્રાપ્તિ, ઉત્તમ જાતિની પ્રાપ્તિ, પ્રતિભા અને ઐશ્વર્ય વગેરે આ કર્મ આપે છે, તેવી જ રીતે નીચ કુળ–જાતિ વગેરે પણ આ જ કર્મ આપે છે ! આત્માના 'અગુરુલઘુ' ગુણને આ કર્મ આવરે છે. ઉચ્ચતા અને નીચતા–આ કર્મના અનુસારે પ્રાપ્ત થાય છે.

(૮) અન્તરાય : આ કર્મ, સામે પાત્ર હોય અને આપવાની વસ્તુ પાસે હોય, છતાં આપવાનો ભાવ જાગવા ન દે ! તેવી જ રીતે ઈચ્છિત સુખોની પ્રાપ્તિ ન થવા દે. પ્રાપ્ત થયેલાં સુખો ભોગવવા ન દે. આત્માની અનંત શક્તિને આ કર્મે જ તો આવરી છે !

આ રીતે જીવ, મિથ્યાત્વાદિ સહિત રાગ–દ્વેષથી મૌલિક કર્મબંધ કરે છે. એ કરેલા કર્મબંધ અનુસાર કર્મો ઉદયમાં આવીને પોતાનો પ્રભાવ બતાવે છે. ચારગતિમાં પરિભ્રમણ કરતા જીવોનું આંતર–બાહ્ય સમગ્ર વ્યક્તિત્વ, આ આઠ કર્મોનો પ્રભાવ જ છે. આત્માનું મૌલિક

સ્વરૂપ જે અનંતજ્ઞાન, અનંતદર્શન, અવ્યાબાધ સ્થિતિ, વીતરાગતા, અક્ષય સ્થિતિ, અરૂપીપણું, અગુરુલઘુતા અને અનંતવીર્ય છે, તે તો આવરાયેલું, દબાયેલું પડ્યું છે.

કેવી કેવી પ્રવૃત્તિથી, કેવાં કેવાં કર્મ બંધાય છે અને એ બંધાયેલાં કર્મો જીવ પર કેવા કેવા પ્રભાવ પાડે છે–આ વિજ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરવું જોઈએ. અહીં આ શ્લોકમાં તો માત્ર મૂળ પ્રકૃતિબંધ આઠ પ્રકારનો બતાવીને ગ્રંથકાર એના ઉત્તર–અવાંતર ભેદ બતાવવા આગળ વધી ગયા છે.

કર્મસિદ્ધાન્ત–કર્મવિજ્ઞાનની પાયાની વાત છે આ મૌલિક કર્મ-બંધ. સમગ્ર કર્મ–ફિલસૂફીની આધારશીલા આ છે. આ આઠ કર્મોનું સ્વરૂપ સારી રીતે સૂક્ષ્મતાથી સમજી લેવું જોઈએ.

આત્માની સ્વભાવદશાને આવૃત્ત કરીને વિભાવદશામાં રમણતા કરાવનારાં આ આઠ પ્રકારનાં કર્મો, સમગ્ર જીવસૃષ્ટિ પર છવાયેલાં છે. કોઈ સંસારવર્તી જીવ આ કર્મોના પ્રભાવથી બચેલો નથી. આવાં આ અષ્ટવિધ કર્મોની ઓળખ વિસ્તારથી કરાવવા, એના અવાન્તર પ્રકારો બતાવવામાં આવે છે.

## કર્મોના ઉત્તરભેદ

पञ्च नव द्व्यष्टाविंशतिकश्चतुःषट्कसप्तगुणभेदः ।
द्विपञ्चभेद इति सप्तनवतिभेदास्तथोत्तरतः ॥३५॥

**અર્થ :**—આ પ્રમાણે ક્રમશઃ પાંચ, નવ, બે, અઠ્ઠાવીસ, ચાર, બેંતાલીસ (૬ × ૭) બે અને પાંચ–એમ (આઠ કર્મોના) સત્તાણું ભેદ થાય છે.

**વિવેચન :**—મૂળ કર્મબંધ આઠ પ્રકારે થાય;

ઉત્તર–ભેદોએ સત્તાણું પ્રકારે થાય. અહીં તે મૂળ આઠ કર્મોના ક્રમથી ઉત્તર ભેદો અંકોમાં બતાવવામાં આવ્યા છે, તે ભેદોનાં નામ

સંક્ષેપમાં અહીં બતાવાય છે—

(૧) જ્ઞાનાવરણ : ૧. મતિજ્ઞાનાવરણ, ૨. શ્રુતજ્ઞાનાવરણ, ૩. અવધિજ્ઞાનાવરણ, ૪. મનઃપર્યવજ્ઞાનાવરણ અને ૫. કેવળજ્ઞાનાવરણ.

(૨) દર્શનાવરણ : ૧. ચક્ષુદર્શનાવરણ. ૨. અચક્ષુદર્શનાવરણ. ૩. અવધિજ્ઞાનાવરણ. ૪. કેવળદર્શનાવરણ. ૫. નિદ્રા. ૬. નિદ્રાનિદ્રા. ૭. પ્રચલા. ૮. પ્રચલાપ્રચલા, ૯. થીણદ્ધિ.

(૩) વેદનીય : ૧. શાતાવેદનીય. ૨. અશાતાવેદનીય

(૪) મોહનીય : સમ્યક્ત્વમોહનીય. ૨. મિશ્રમોહનીય. ૩. મિથ્યાત્વ મોહનીય. ૪. અનન્તાનુબંધી ક્રોધ. ૫. અ. માન. ૬. અ. માયા, ૭. અ. લોભ. ૮. ૯–૧૦–૧૧ અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ–માન—માયા–લોભ. ૧૨–૧૩–૧૪–૧૫. પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ–માન–માયા લોભ. ૧૬–૧૭–૧૮–૧૯ સંજ્વલન ક્રોધ–માન–માયા–લોભ. ૨૦. હાસ્ય, ૨૧. રતિ, ૨૨. અરતિ, ૨૩. ભય, ૨૪. શોક, ૨૫, જુગુપ્સા, ૨૬. પુરુષવેદ, ૨૭. સ્ત્રીવેદ, ૨૮. નપુંસક વેદ.

(૫) આયુષ્ય : ૧. નારક આયુષ્ય, ૨. તિર્યંચ આયુષ્ય, ૩. મનુષ્ય આયુષ્ય. ૪. દેવ આયુષ્ય.

(૬) નામ : ૧. ગતિનામ, ૨. જાતિનામ, ૩, શરીરનામ, ૪. અંગોપાંગનામ, ૫. નિર્માણનામ, ૬. બંધનનામ, ૭. સંસ્થાનનામ, ૮. સંઘાતનામ, ૯. સંહનનનામ, ૧૦. સ્પર્શનામ, ૧૧. રસનામ, ૧૨. વર્ણનામ, ૧૩. ગંધનામ, ૧૪. આનુપૂર્વીનામ, ૧૫. અગુરુલઘુનામ, ૧૬. ઉપઘાતનામ, ૧૭. પરાઘાતનામ, ૧૮. આતપનામ, ૧૯. ઉદ્યોતનામ, ૨૦. ઉચ્છ્વાસ નામ, ૨૧. વિહાયોગતિનામ, ૨૨. પ્રત્યેકશરીરનામ, ૨૩. સાધારણશરીરનામ, ૨૪. ત્રસનામ, ૨૫. સ્થાવરનામ, ૨૬. શુભનામ, ૨૭. અશુભનામ, ૨૮. સુભગનામ, થ૯. દુર્ભગનામ, ૩૦ સુસ્વરનામ, ૩૧. દુસ્વરનામ, ૩૨. સૂક્ષ્મનામ, ૩૩. બાદરનામ, ૩૪. પર્યાપ્તનામ, ૩૫. અપર્યાપ્તનામ, ૩૬. સ્થિરનામ, ૩૭. અસ્થિરનામ, ૩૮.

આદેયનામ, ૩૯. અનાદેય નામ, ૪૦. યશોનામ, ૪૧. અયશોનામ, ૪૨. તીર્થંકરનામ.

(૭) ગોત્ર : ૧ ઉચ્ચગોત્ર, ૨. નીચગોત્ર.

(૮) અન્તરાય : ૧. દાનાન્તરાય, ૨. લાભાન્તરાય, ૩. ભોગાન્તરાય, ૪. ઉપભોગાન્તરાય, ૫. વીર્યાન્તરાય.

આ રીતે– ૫+૯+૨+૨૭+૪+૪૨+૨+૫=૯૭ ઉત્તરભેદ થાય.

બીજી પદ્ધતિએ ગણના કરવામાં આવે તો ૧૨૨ ઉત્તરપ્રકૃતિ થાય; આ ગણનામાં માત્ર નામકર્મના ભેદો વધુ વ્યાપકતાથી ગણવામાં આવે છે, અર્થાત્ નામકર્મની ૬૭ અને બાકીનાં સાત કર્મોની ૫૫ = ૧૨૨ ભેદ થાય.

નામ કર્મના ૬૭ ભેદ આ રીતે થાય—

ગતિ ૪ + જાતિ ૫ + શરીર ૫ + અંગોપાંગ ૩ + સંઘયણ ૬ + સંસ્થાન ૬ + વર્ણાદિ ૪ + આનુપૂર્વી ૪ + વિહાયોગતિ ૨ = ૩૯ + ત્રસદશક + સ્થાવરદશક + પ્રત્યેક આઠ = ૬૭.

આ રીતે આઠ કર્મોની ૧૨૨ પ્રકૃતિ 'ઉદય'માં હોય છે, બંધમાં તો ૧૨૦ પ્રકૃતિ જ હોય છે. મોહનીય કર્મની મિશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીય બંધાતી નથી, બંધાય છે માત્ર મિથ્યાત્વમોહનીય. ઉદયમાં મિથ્યાત્વમોહ૦ મિશ્રમોહ૦ અને સમ્યક્ત્વમોહ૦ ત્રણ આવે છે.

હજુ પણ નામકર્મની ઉત્તરપ્રકૃતિઓનો વિસ્તાર કરી શકાય છે; અને એ વિસ્તાર કરીએ ત્યારે આઠે કર્મોની ૧૫૮ ઉત્તરપ્રકૃતિ થાય. પ્રસ્તુતમાં, કર્મબંધ ગ્રંથકારને સમજાવવો છે એટલે તેઓએ ૯૭ ભેદ બતાવ્યા છે, જો કે કર્મબંધનો વિચાર પ્રચલિત ૧૨૦ પ્રકૃતિઓનો છે; પરંતુ એનો સંક્ષેપ ૯૭ પ્રકૃતિમાં થઈ શકે છે.

આ કર્મો કેવી રીતે બંધાય છે. તેને સમજાવતાં ગ્રંથકાર કહે છે :

## કર્મબંધ ચાર પ્રકારે

प्रकृतिरियमनेकविधा स्थित्यनुभागप्रदेशतस्तस्याः ।
तीव्रो मन्दो मध्य इति भवति बन्धोदयविशेषः ॥३६॥

**અર્થ** : આ રીતે આ પ્રકૃતિ અનેક પ્રકારની (૧૨૨ પ્રકારની) છે, તે પ્રકૃતિનો, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ થાય છે, તેનાથી વિશિષ્ટ પ્રકૃતિબંધ થાય છે, તે તીવ્ર, મંદ અને મધ્યમ બંધ થાય છે, ઉદય પણ (પ્રકૃતિઓનો) તીવ્રાદિ ભેદ થાય છે.

**વિવેચન** : કર્મોની પ્રકૃતિઓ એટલે કર્મોના પ્રકારો.

તે કર્મો આત્માની સાથે કેવી રીતે બંધાય છે; તેની વૈજ્ઞાનિક પદ્ધતિએ પ્રક્રિયા અહીં બતાવવામાં આવી છે. મૂળ કર્મના પ્રકાર આઠ છે; અવાંતર પ્રકારો ૧૨૨ છે, તે ૧૨૨ પ્રકારો–કર્મના, કેવી રીતે બંધાય છે, તેનું શાસ્ત્રીય વિશ્લેષણ કરવામાં આવે છે.

જ્યારે આ કર્મો બંધાય છે ત્યારે. એની સ્થિતિ (કાળમાન), એનો રસ અને એના પ્રદેશો પણ સાથે જ બંધાય છે. સ્થિતિ–રસ–પ્રદેશના બંધથી પ્રકૃતિબંધ વિશિષ્ટ બને છે.

જીવ જ્યારે તીવ્ર આશયવાળો હોય છે, તીવ્ર વિચારો કરતો હોય છે ત્યારે પ્રકૃતિબંધ તીવ્ર થાય છે. જ્યારે જીવ મન્દ આશયવાળો હોય છે ત્યારે પ્રકૃતિબંધ પણ મંદ થાય છે. જ્યારે મધ્યમકોટિના વિચારો કરતો હોય છે ત્યારે કર્મો મધ્યમ રીતે બંધાય છે.

તીવ્ર બંધાયેલાં કર્મો જ્યારે ઉદયમાં આવે ત્યારે તીવ્ર અનુભવ કરાવે. મન્દ બંધાયેલાં કર્મો ઉદયમાં આવે ત્યારે મન્દ અનુભવ કરાવે અને મધ્યમ બંધાયેલાં કર્મો મધ્યમ અનુભવ કરાવે છે. જેવો બંધ તેવો ઉદય !

(૧) સ્થિતિબંધ :

(૧) જ્ઞાનાવરણ ૩૦ કોડાકોડી સાગરોપમ; જઘન્યસ્થિતિ : અન્તમુહૂર્ત
(૨) દર્શનાવરણ ,, ,, ,,
(૩) વેદનીય ,, ,, ૧૨ મુહૂર્ત
(૪) અંતરાય ,, ,, અન્તમુહૂર્ત
(૫) મોહનીય ૭૦ કોડાકોડી સાગરોપમ. ,, ,,
(૬) નામ : ૨૦ કોડાકોડી સાગરોપમ. જઘન્યસ્થિતિ: ૮ મુહૂર્ત
(૭) ગોત્ર : ,, ,, ,,
(૮) આયુષ્ય : ૩૩ સાગરોપમ. ,, અન્તમુહૂર્ત

કર્મપુદ્દગલોનું આત્મ–પ્રદેશોમાં અવસ્થાન તે 'સ્થિતિ' કહેવાય. અર્થાત્ કર્મોનો આત્મામાં અવસ્થાનકાળનો નિર્ણય થવો તે સ્થિતિબંધ છે.

(૨) રસબંધ : શુભાશુભ કર્મના બંધ સમયે જ 'રસ' બંધાય છે; તેનો વિપાક, નામકર્મનાં ગત્યાદિ સ્થાનોમાં રહેલો જીવ અનુભવે છે. સુખ–દુઃખનાં તીવ્ર અથવા મંદ સંવેદનો આ રસબંધ પર નિર્ભર છે. તીવ્ર અધ્યવસાયથી શુભકર્મ બાંધ્યું છે તો એ કર્મનો ઉદય થતાં સુખનું સંવેદન પણ તીવ્ર થવાનું અને અશુભકર્મ તીવ્ર અધ્યવસાયથી બાંધ્યું છે તો દુઃખનો અનુભવ પણ તીવ્ર થવાનો.

(૩) પ્રદેશબંધ : મન, વચન અને કાયાથી, આત્મા પોતાના સર્વ પ્રદેશોથી કર્મસ્કંધો ગ્રહણ કરે–તે પ્રદેશબંધ કહેવાય. એક–એક આત્મપ્રદેશમાં જ્ઞાનાવરણ આદિ દરેક કર્મનાં અનંત–અનંત પુદ્દગલો બંધાય !

આ રીતે આત્મા સાથે પ્રકૃતિઓનો બંધ થાય છે.

બંધ !

જ્ઞાનાવરણીયાદિ કર્મપુદ્દગલોથી આત્માનું જે બંધાવું, અર્થાત્ પરતંત્રતા પ્રાપ્ત કરવી, તેને 'બંધ' કહેવામાં આવે છે, આત્માનો એક–એક પ્રદેશ અનંત–અનંત કર્મપુદ્દગલોથી બંધાયેલો છે.

કર્મ અને આત્માની એકતા થવી, તેનું નામ પ્રકૃતિબંધ! તે એકતા થતી વખતે જ સ્થિતિ–રસ અને પ્રદેશના નિર્ણયો થઈ જાય છે. આ રીતે પ્રકૃતિબંધમાં વૈશિષ્ઠ્ય આવે છે.

જ્યાં સુધી આત્મા આ રીતે કર્મબંધ કરતો રહે ત્યાં સુધી સુખ–દુઃખનાં દ્વન્દ્વ ચાલતાં જ રહે. સંસાર–પરિભ્રમણ ચાલતું જ રહે. ત્યાં સુધી આત્મા સ્વસ્વરૂપમાં રમણતા કરી ન શકે. 'કર્મબંધ' એટલા માટે સમજાવવામાં આવે છે કે જીવ એ 'કર્મબંધ' કરવાનું બંધ કરે!

## યોગ : કષાય : લેશ્યા

तत्र प्रदेशबन्धो योगात् तदनुभवनं कषायवशात् ।
स्थितिपाकविशेषस्तस्य भवति लेश्याविशेषेण ॥३७॥

અર્થ : તે ચાર પ્રકારના બંધમાં, પ્રદેશબંધ મન–વચન–કાયાના યોગથી થાય છે, તે પ્રદેશબદ્ધ કર્મના અનુભવ કષાયવશ થાય છે અને સ્થિતિનો પાકવિશેષ (જઘન્ય–મધ્યમ ઉત્કૃષ્ટ સ્થિતિનું નિર્માણ) લેશ્યાઓથી થાય છે.

વિવેચન : પ્રદેશબંધ! એટલે? આત્માના અસંખ્ય પ્રદેશોમાં જ્ઞાનાવરણ આદિ કર્મોનાં પુદ્ગલોનું આવવું અને રહેવું. આત્મપ્રદેશોમાં કર્મપુદ્ગલો એવાં પ્રવેશી જાય છે કે રાગ–દ્વેષથી આવૃત્ત આત્માને એનો ખ્યાલ જ નથી આવતો.

તો શું એ કર્મપુદ્ગલો એમ જ આત્મામાં આવી જાય છે? ના, કર્મપુદ્ગલો અકારણ આત્મામાં વહી આવતાં નથી; જીવ મનથી વિચારો કરે છે; વચનથી બોલે છે અને કાયાથી–પાંચ ઇન્દ્રિયોથી પ્રવૃત્તિ કરે છે, માટે તે કર્મપુદ્ગલો આત્મામાં આવે છે ને રહે છે.

આ એક અત્યંત સૂક્ષ્મ પ્રક્રિયા છે...પ્રતિક્ષણ...પ્રતિસમય આ પ્રક્રિયા દરેક જીવાત્મામાં ચાલુ જ રહે છે...મન–વચન અને કાયાનાં 'મશીન' નિરંતર ચાલુ રહે છે, માટે કર્મપુદ્ગલોનું આત્મામાં આવવું પણ નિરંતર ચાલુ છે!

એ કર્મપુદ્‌ગલો ક્યાંથી આવીને આત્માને વળગે છે, એમ પૂછો છો ? હા, 'કાર્મણવર્ગણા'નાં અનંત-અનંત પુદ્‌ગલો આ સમગ્ર ચૌદ રાજલોકમાં ઠાંસી ઠાંસીને ભરેલા છે. અનંત-અનંત જીવો, એક ક્ષણનો ય 'ઇન્ટરવલ' પાડ્યા વિના, પ્રતિક્ષણ અનંત-અનંત કર્મ-પુદ્‌ગલો ગ્રહણ કરે છે છતાં એ કાર્મણવર્ગણાનો વિપુલ જથ્થો ક્યારેય ઓછો થતો નથી !

જેમ વિશ્વમાં કાર્મણવર્ગણાનો વિપુલ 'સ્ટોક' ભરેલો છે, તેમ બીજી પચીસ પ્રકારની (કુલ : ૨૬) વર્ગણાઓથી પણ લોક ભરેલો છે. ખરેખર, આ વિશ્વમાં શું નથી ! ! આપણે જાણતા નથી એવું તો અપાર-અનંત ભરેલું છે !

મનથી-વચનથી કે કાયાથી કોઈપણ સૂક્ષ્મ કે સ્થૂલ પ્રવૃત્તિ કરી, કે આઠે પ્રકારનાં કર્મ-પુદ્‌ગલો આત્મામાં આવ્યાં સમજો ! એ કર્મ-પુદ્‌ગલોના સારા-નરસા પ્રભાવોનો અનુભવ 'કષાય'ના માધ્યમથી થાય છે.

ક્રોધ-માન-માયા-લોભ, આ ચાર મુખ્ય કષાયો છે. આત્મ-પ્રદેશોમાં રહેલાં કર્મપુદ્‌ગલોનું સુખાત્મક અને દુઃખાત્મક સંવેદન, આ કષાયો વિના થઈ શકતું નથી. આત્માની સાથે બંધાયેલાં કર્મપુદ્‌ગલોની સ્થિતિનો નિર્ણય કષાયો કરતા નથી, તે કામ 'લેશ્યા'ઓનું છે.

(૧) મન-વચન-કાયાના યોગથી પ્રદેશબંધ.

(૨) ક્રોધાદિ કષાયોથી પ્રદેશબદ્ધ કર્મોનો અનુભવ.

(૩) લેશ્યાઓથી ઉત્કૃષ્ટ-મધ્યમ અને જઘન્ય સ્થિતિનું નિર્માણ.

મુખ્ય આ ત્રણ વાતો છે. શા માટે મનને પાપવિચારોથી મુક્ત કરવાનો અને શુભ-શુદ્ધ વિચારોથી મનને નિર્મળ કરવાનો ઉપદેશ તીર્થંકર ભગવંતે આપ્યો, તે સમજાયું ને ? શા માટે પાપવાણી નહીં બોલવાનો અને હિત-મિત-પ્રિય અને પથ્ય વાણી બોલવાનો જ આગ્રહ જ્ઞાનીપુરુષો કરે છે, આ વાત ગળે ઊતરે છે ને ? શા માટે પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરી ઇન્દ્રિયસંયમ કેળવવાનો ઉપદેશ ગુરુજનો આપે છે, તેનું રહસ્ય સમજાયું ને ?

શુભ વિચાર, વાણી અને વર્તનથી આત્મપ્રદેશો સાથે શુભ કર્મો બંધાય, અશુભથી અશુભ બંધાય. સુખ–દુઃખનો અનુભવ કષાય કરાવે છે. કષાયોનો ક્ષય થયા પછી એ પ્રદેશબદ્ધ કર્મપુદ્ગલો આત્મામાં સુખ–દુઃખની લાગણીઓ પ્રગટાવી શકે નહીં અને પ્રશસ્ત લેશ્યાઓમાં રમતા રહેવાથી એ પ્રદેશબદ્ધ કર્મોની સ્થિતિ પણ સારી બંધાય છે.

આ રીતે કર્મોનો પ્રદેશબંધ, તેનો અનુભવ અને એની સ્થિતિના નિર્માણનું વિજ્ઞાન સમજાવીને હવે 'લેશ્યા'ઓને સમજાવવા ગ્રંથકાર આગળ વધે છે.



## લેશ્યાઓના ૭ પ્રકાર

+ ताः कृष्णनीलकापोततैजसीपद्मशुक्लनामानः ।
श्लेष इव वर्णबन्धस्य कर्मबन्धस्थितिविधात्र्यः ॥३८॥

**અર્થ :** તે (લેશ્યાઓ) કૃષ્ણ, નીલ, કાપોત, તૈજસ, પદ્મ અને શુક્લ નામની લેશ્યાઓ કર્મબંધમાં સ્થિતિનું નિર્માણ કરનારી છે, જેવી રીતે રંગોના બંધમાં ગુંદર !

**વિવેચન :** એક ચિત્રકાર ભીંત ઉપર ચિત્ર બનાવે છે, તે તમે જોયું છે ? ચિત્રકાર લાલ–પીળા અને વાદળી રંગોથી અને બીજા મિશ્ર રંગોથી સુંદર નયનરમ્ય ચિત્ર ભીંત ઉપર, કેનવાસ ઉપર કે રેક્ઝીન ઉપર બનાવે છે, તે તમે નિહાળ્યું છે ? જો તમે ઉપર ઉપરથી જ જોઈને ચાલતા થયા હશો તો તો તમે એ અંગે ચિંતન નહીં જ કર્યું હોય. શું તમારા મનમાં આ પ્રશ્ન પેદા થયો હતો કે 'આ લાલ–પીળા રંગો આ ભીંત ઉપર કે કેનવાસ ઉપર ટકશે કેવી રીતે ? ભીંત ઉપર રંગોને ટકાવનારું, દીર્ઘકાળ સુધી ટકાવનારું તત્ત્વ કયું છે ? પાણી ? ના, પાણીના સહારે રંગો દીર્ઘકાળ ટકતા નથી... પાણી સુકાઈ જાય એટલે રંગો ખરી પડે... તો બીજું કયું તત્ત્વ હોઈ શકે ?

+ જુઓ પરિશિષ્ટ.

શ્લેષ ! સરેષ ! ગુંદર ! રંગોમાં શ્લેષને ઘોળી નાંખવામાં આવે, સરેષ મેળવવામાં આવે કે એવો કોઈ પદાર્થ, કે જે રંગો અને ભીંત વચ્ચેનો સંબંધ દીર્ઘકાલીન બનાવી આપે, તેવો પદાર્થ મેળવીને રંગો ચિત્રકામમાં વપરાય, તો તે ચિત્ર ભીંત ઉપર લાંબો સમય ટકે.'

આત્મા ભીંત છે અને કર્મ-પુદ્દગલો રંગ છે. કર્મ-પુદ્દગલોના રંગ એમ જ આત્માની ભીંત ઉપર ચોંટી જતા નથી; વચ્ચે કોઈ શ્લેષ જોઈએ! કોઈ ગુંદર જોઈએ! આત્મા સાથે કર્મપુદ્દગલોનો દીર્ઘકાલીન સંબંધ તો જ રહી શકે. તે શ્લેષ કહો કે ગુંદર કહો— તે છે લેશ્યાઓ.

અમુક કર્મપુદ્દગલો આત્મા પર પચીસ વર્ષ ટકે છે ને અમુક કર્મપુદ્દગલો પાંચસો વર્ષ ટકે છે...આ સમય-મર્યાદાનું નિયંત્રણ લેશ્યાઓ કરે છે! અમુક જાતના રંગ ભીંત ઉપર એક-બે વર્ષ જ ટકે છે ને અમુક જાતના રંગ પચાસ કે સો વર્ષ સુધી ટકે છે-એ કોના કારણે? રંગોમાં કયો શ્લેષ... કયો ગુંદર વપરાયો છે-એના કારણે રંગો અલ્પકાળ કે દીર્ઘકાળ ટકતા હોય છે.

આ છ લેશ્યાઓના બે ભેદ બતાવવામાં આવ્યા છે : શુભ લેશ્યા અને અશુભ લેશ્યા. કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા અને કાપોત લેશ્યા અશુભ છે. તૈજસ લેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા શુભ છે.

જ્યારે કર્મબંધમાં તીવ્ર પરિણામવાળી અશુભ લેશ્યાઓ ભળે છે ત્યારે કર્મોની અતિ દીર્ઘ સ્થિતિ કે જે અતિ દુઃખ આપનારી હોય છે, તે બંધાય છે. કર્મબંધમાં જ્યારે શુભ લેશ્યાઓ ભળે છે ત્યારે વિશુદ્ધ-તમ શુભપરિણામવાળી કર્મસ્થિતિ બંધાય છે.

લેશ્યાની પરિભાષા મહાન્ પૂર્વાચાર્યોએ આ પ્રમાણે કરી છેઃ

'कृष्णादिद्रव्यसाचिव्यात् परिणामो य आत्मनः ।
स्फटिकस्येव तत्रायं 'लेश्या' शब्दः प्रयुज्यते ॥'

જે રીતે સ્ફટિકમણી વિભિન્ન વર્ણોનું સાન્નિધ્ય પ્રાપ્ત કરીને તે

વર્ણોમાં પ્રતિભાસિત થાય છે તે રીતે કૃષ્ણાદિ દ્રવ્યોનું સાન્નિધ્ય પામીને આત્માના પરિણામ, તે રૂપમાં પરિણત થાય છે. આત્માની આ પરિણતિ માટે 'લેશ્યા' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ પરિણતિ 'ભાવલેશ્યા' કહેવાય છે. જે કૃષ્ણાદિ દ્રવ્યોનો નિર્દેશ કર્યો છે તે 'દ્રવ્યલેશ્યા' કહેવાય છે.

દ્રવ્યલેશ્યા પૌદ્ગલિક છે, ભાવલેશ્યા આત્મપરિણામરૂપ છે. શ્રી અભયદેવસૂરિજીએ કહ્યું છે : 'कृष्णादिद्रव्यसाचिव्यजनिताऽऽत्मपरिणामरूपा भावलेश्या।'

પરિણામ, અધ્યવસાય અને લેશ્યા—આ ત્રણનો ઘનિષ્ઠ સંબંધ છે. જ્યાં પરિણામ શુભ હોય છે, અધ્યવસાય પ્રશસ્ત હોય છે, ત્યાં લેશ્યા વિશુદ્ધમાન હોય છે. કર્મોની નિર્જરામાં પરિણામોનું શુભ હોવું, અધ્યવસાયોનું પ્રશસ્ત હોવું અને લેશ્યાઓનું વિશુદ્ધ હોવું આવશ્યક હોય છે.

આનાથી વિપરીત, જ્યારે પરિણામ અશુભ હોય છે, ત્યારે અધ્યવસાય અપ્રશસ્ત હોય છે અને લેશ્યા સંક્લિષ્ટ હોય છે. આથી એમ સમજાય છે કે કર્મબંધનમાં અને કર્મનિર્જરામાં પરિણામ, અધ્યવસાય અને લેશ્યાનું સમ્મિલિતરૂપે સંપૂર્ણ યોગદાન છે. આનો ફલિતાર્થ એ છે કે મનુષ્યે જો શુભકર્મબંધ કરવો હોય, કર્મોની નિર્જરા કરવી હોય તો એણે પોતાના પરિણામ, અધ્યવસાયો અને લેશ્યાઓને શુભ રાખવી.

લેશ્યાઓના માધ્યમથી જ્યારે કર્મો આત્મા સાથે બંધાય છે, ત્યારે આત્માની કેવી અવસ્થા થાય છે તે ગ્રંથકાર આગળ બતાવે છે.

कर्मोदयाद् भवगतिर्भवगतिमूला शरीरनिर्वृत्तिः ।
देहादिन्द्रियविषया विषयनिमित्ते च सुखदुःखे ॥३९॥

અર્થ : તે કર્મના વિપાકોથી નરકાદિ ગતિઓ હોય છે અને દેહ-નિર્માણનું બીજ પણ એ જ નરકાદિ ભવગતિ છે, તે દેહથી ઇન્દ્રિયના વિષયો અને વિષયનિમિત્તક સુખ અને દુઃખ. ( સુખાનુભવ અને દુઃખાનુભવ થાય છે. )

વિવેચન : જે કર્મો જીવે બાંધ્યાં હોય તે જ કર્મ ઉદયમાં આવે. જ્યારે જીવ કર્મ બાંધે છે ત્યારે જ એ નક્કી થઈ જતું હોય છે કે આ કર્મ કેટલા સમય પછી ઉદયમાં આવશે ! હા, એક વાત સમજી લેવી જોઈએ કે બંધાયેલાં બધાં જ કર્મ વિપાકોદયમાં ન પણ આવે ! અર્થાત્, જ્યારે એ ઉદયમાં આવે ત્યારે જીવને સુખ–દુઃખનો અનુભવ ન પણ થાય છતાં ઉદયમાં આવી જાય ને ભોગવાઈ જાય ! આને 'પ્રદેશોદય' કહેવામાં આવ્યો છે.

કર્મના આઠ પ્રકારોમાં જે **નામકર્મ** છે, તેના અવાંતર ૧૦૩ પ્રકાર છે; તેમાં **ગતિનામકર્મ** આવે છે. જીવ વર્તમાનમાં જે ગતિમાં હોય તે ગતિમાં તે આગામી ગતિનું નામકર્મ બાંધતો હોય છે, દા. ત. વર્તમાનમાં એક જીવ મનુષ્યગતિમાં–મનુષ્ય ભવમાં છે; તે જીવ આ પછીની ( મૃત્યુ પછીની ) ગતિ આ ભવમાં જ નક્કી કરે ! જો કે મનુષ્યને એ જ્ઞાન હોતું નથી કે એણે ક્યારે ને કયી ગતિનું નામ-કર્મ બાંધ્યું ! પણ એ બંધાઈ જ જતું હોય છે. ગોત્રકર્મ પણ એને અનુરૂપ બંધાઈ જાય અને આયુષ્ય કર્મ પણ એ જ ગતિનું બંધાય.

મૃત્યુ પછી જીવ એ ભવમાં, એ ગતિમાં ઉત્પન્ન થાય ત્યારે તે ભવને અનુરૂપ શરીરનું એ સ્વયં નિર્માણ કરે છે. એવું નથી હોતું કે શરીર તૈયાર ( રેડીમેડ ) હોય ને જીવ એમાં પ્રવેશી જાય ! જેમ બંગલો તૈયાર હોય ને મનુષ્ય એમાં રહેવા ચાલ્યો જાય. ના, જીવ

સ્વયં શરીરની રચના કરે છે. નરકગતિમાં જાય તો નરકનું શરીર બનાવે ને દેવલોકમાં જાય તો દેવનું શરીર બનાવે. મનુષ્યગતિમાં જાય તો મનુષ્યનું શરીર અને તિર્યંચગતિમાં તિર્યંચનું શરીર બનાવે.

શરીરનિર્માણની સાથે જ ઈન્દ્રિયોનું નિર્માણ થતું હોય છે. દેવ–નારક અને મનુષ્યના ભવમાં તો શરીરરચનાની સાથે જ પાંચ ઇન્દ્રિયોની રચના થતી હોય છે. એક તિર્યંચગતિ (પશુ–પક્ષી આદિનો ભવ) એવી છે કે જ્યાં એક, બે, ત્રણ, ચાર અને પાંચ ઇન્દ્રિયોની રચના થાય. કોઈ જીવને એક જ ઈન્દ્રિય હોય, કોઇ ને બે, કોઇને ત્રણ, કોઈ ને ચાર અને કોઈ ને પાંચ ઈન્દ્રિય હોય છે.

જીવાત્મા આ ઈન્દ્રિયોના માધ્યમથી વિષયો ગ્રહણ કરે છે. દરેક જીવને સ્પર્શનેન્દ્રિય તો હોય જ. શરીર બન્યું એટલે સ્પર્શન–ઇન્દ્રિય તો બની જ જાય. શુભ અને અશુભ–સારા અને નરસા સ્પર્શનો અનુભવ આ ઇન્દ્રિયથી થાય. રસનેન્દ્રિયને પ્રિય વિષય મળે એટલે જીવાત્માને સુખનો અનુભવ થાય અને અપ્રિય વિષય મળે–અણગમતો રસ મળે એટલે દુઃખાનુભવ થાય. ઘ્રાણેન્દ્રિયને સુગંધ મળે એટલે સુખ અને દુર્ગંધ મળે એટલે દુઃખ! ચક્ષુરિન્દ્રિયને રૂપનો વિષય મળે એટલે જીવ રાજી અને કુરુપ વિષય મળે એટલે નારાજ! શ્રવણે-ન્દ્રિયને મીઠો શબ્દ મળે એટલે જીવને આનંદ થાય અને કડવો શબ્દ મળે એટલે ઉદ્વેગ થાય.

ઇષ્ટ વિષયનિમિત્તક સુખાનુભવ છે.

અનિષ્ટ વિષયનિમિત્તક દુઃખાનુભવ છે.

એક વાતની સ્પષ્ટતા કરી દઉં. તે તે વિષયને ગ્રહણ કરવાનું કાર્ય ઇન્દ્રિયનું છે. સુખ–દુઃખના અનુભવ કરવાનું કામ મનનું છે! જીવાત્મા ઇન્દ્રિયોથી વિષય ગ્રહણ કરે છે અને મનથી સુખ–દુઃખના અનુભવ કરે છે. હા, સંસારમાં એવા અનંતજીવો છે કે જેમને શરીર છે, ઇન્દ્રિયો છે, પણ મન નથી! આવું મનુષ્યગતિ અને તિર્યંચગતિમાં જ હોય. દેવોને અને નારકોને તો પાંચે ઇન્દ્રિયો અને મન હોય જ.

જે એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવોને મન નથી હોતું તે જીવોને 'સંજ્ઞા' તો હોય જ છે. મન વિનાના જીવોને ઇચ્છા તો હોય. ખાવાની ઇચ્છા, ચાલવાની ઇચ્છા... દ્રવ્ય ભેગું કરવાની ઇચ્છા ...વગેરે. મન વિના પણ જીવ ઇચ્છાઓ કરી શકે છે, પણ એ ઇચ્છાઓ અને મન દ્વારા થતી ઇચ્છાઓમાં અંતર ઘણું હોય છે. કર્મબંધની દૃષ્ટિએ પણ અંતર પડતું હોય છે.

આપણે મનવાળા માનવી છીએ! જો એ મન પ્રિય–અપ્રિય વિષયોમાં સુખ અને દુઃખના અનુભવમાં ભટકવા માંડ્યું તો વર્તમાન જીવનમાં અશાન્તિ અને પરલોકમાં ઘોર દુઃખ...લમણે લખાયેલાં સમજો.



## દુઃખનાં કારણ

दुःखद्विट् सुखलिप्सुर्मोहान्धत्वाददृष्टगुणदोषः ।
यां यां करोति चेष्टां तया तया दुःखमादत्ते ॥४०॥

**અર્થ :** દુઃખનો દ્વેષી અને સુખની સ્પૃહાવાળો (જીવ) મોહાન્ધ બનવાથી ગુણ કે દોષ જોતો નથી. તે જે જે ચેષ્ટા (મન-વચન-કાયાની ક્રિયા) કરે છે તેનાથી દુઃખ મેળવે છે. (દુઃખ અનુભવે છે.)

**વિવેચન :** દુઃખનો દ્વેષ! સુખનો રાગ!

સર્વ દુઃખોનું મૂળ આ રાગ અને દ્વેષ છે. દુઃખ નથી ગમતાં, સુખ ગમે છે; દુઃખ ટાળવાં છે, સુખ મેળવવાં છે! પાંચ ઇન્દ્રિયોના ઇષ્ટ અને પ્રિય વિષયો પ્રાપ્ત કરવા છે અને અનિષ્ટ–અપ્રિય વિષયોથી મુક્ત થવું છે! સંસારી જીવોમાં અર્થાત્ જે જીવાત્માઓ પાસે જ્ઞાન–દૃષ્ટિ નથી તેવા જીવોમાં આ વૃત્તિ અને પ્રવૃત્તિ જોવા મળે છે. કોઈ પોતાને વળગી પડેલાં દુઃખોથી ત્રાસીને, કંટાળીને...એ દુઃખો દૂર કરવાની મથામણ કરતા દેખાય છે તો કોઈ પોતાનાં મનગમતાં પ્રિય સુખો મેળવવા પ્રબળ પુરુષાર્થ કરતા જોવા મળે છે.

જ્યાં આ રાગ–દ્વેષ પ્રબળ બને છે, એ જીવાત્માને મોહનો રોગ પીડવા માંડે છે. જીવાત્માની જ્ઞાનદૃષ્ટિ ચાલી જાય છે, અંધાપો આવી જાય છે. મોહનો અંધાપો! આંખનો અંધાપો તો હજુય સારો; તે કંઈ ઊંધી સમજ અને અવળી પ્રવૃત્તિ નથી કરાવતો. મોહનો અંધાપો તો ઊંધી સમજ આપે છે! અવળી પ્રવૃત્તિ કરાવે છે!

'આવું કેમ બનતું હશે?' એમ પૂછો છો? કારણ કે: દુઃખના દ્વેષથી અને સુખના રાગથી 'મોહનીયકર્મ'ની અસર પ્રબળ થઈ જાય છે. આ અળવીતરો મોહ–દુશ્મન જીવની જ્ઞાનદૃષ્ટિને ફોડી નાંખે છે. 'દર્શનમોહનીય' અને 'ચારિત્રમોહનીય' કર્મોરૂપી ગીધડાંઓ આત્મભૂમિ ઉપર ઘુમરીઓ ખાતા અને કાળમુખી ચિચિયારીઓ પાડતાં તૂટી પડે છે ત્યારે આત્માનું સામ્રાજ્ય વીંખાઈ–પીંખાઈ જાય છે. 'મોહનીયકર્મ' જળોની જેમ આત્માને ચીટકી પડે છે. 'દર્શન–મોહનીય' સમજને....સૂઝને અવળી કરી દે છે; 'ચારિત્ર મોહનીય' પ્રવૃત્તિને રફેદફે કરી નાંખે છે; કષાયોનાં તીવ્ર ઝેર જ્યારે મન–વચન અને કાયાની પ્રવૃત્તિમાં ભળે...ત્યારે શું બચે? આત્મગુણોનો મહા-વિનાશ થઈ જાય છે.

રાગ અને દ્વેષ એ મોહનીય કર્મની ઉપજ છે. જ્યારે એ રાગ–દ્વેષ તીવ્ર બને છે, ત્યારે મનુષ્યના મન ઉપર, એની વાણી ઉપર અને કાયા ઉપર એનાં ચોક્કસ પ્રકારના પ્રભાવો પડે છે. મન અશાન્ત અને અસ્વસ્થ બની જાય છે. વાણી દીનતાભરી કે ઉશ્કેરાટ-ભરી થઈ જાય છે. ઈન્દ્રિયો ચંચળ અને બેકાબૂ બની જાય છે. "આવું વિચારવાથી, આવું બોલવાથી...આવી પ્રવૃત્તિ કરવાથી પ્રચંડ પાપ-કર્મોથી આત્મા લેપાશે." આ સૂઝ મરી પરવારે છે. 'કર્મબંધ'ની પ્રક્રિયા જોવા માટે તે આંધળો બની જાય છે. મન–વચન–કાયાની પ્રવૃત્તિના ગુણ–દોષ જોવાની દિવ્યદૃષ્ટિ ચાલી જાય છે. એ આડેધડ વિચાર–વાણી અને વર્તન કરતો જાય છે. પરિણામ? પાપકર્મનો બંધ! એનો ઉદય થતાં ભયંકર યાતનાઓ, વેદનાઓ અને રીબામણ.

દુઃખોથી જે ડરે છે, દુઃખોને જે સહવા તૈયાર નથી; દુઃખોના સહવાસમાં જીવવા જે રાજી નથી, તેવા જીવો સુખોના રાગી બનવાના જ. એમના માનેલા સુખનાં સાધનો તરફ રાગ થવાનો જ. જડ કે ચેતન, નિર્જીવ કે સજીવ–જે પદાર્થ તરફ એને રાગ થયો, એ મેળવવા માટે એને ઇચ્છા થવાની જ. એ મેળવવા એ પ્રયત્ન કરવાનો જ. પુણ્યકર્મના ઉદયથી જો એને એ પ્રિય પદાર્થો મળી ગયા તો એના પર એને ગાઢ મમતા બંધાવાની. 'મોહનીય કર્મ'ની વિશાળ સેના વચ્ચે એ ઘેરાઈ જવાનો. અસારને સાર માનવાનો! અનિત્યને નિત્ય માનવાનો! એ માન્યતાની પાછળ ક્રોધ-માન–માયા અને મૂર્ચ્છા કરવાનો. ક્યારેક રાજી થવાનો, નારાજ થવાનો. ક્યારેક ખુશખુશાલ થઈને નાચવાનો, તો ક્યારેક પોક મૂકીને રડવાનો. ક્યારેક ઉદ્ધત બનીને જીવોને ધિક્કારવાનો, તો ક્યારેક ભીષણ ભયના ભણકારા સાંભળીને થર થર ધ્રુજવાનો. ક્યારેક મોહોન્મત્ત બનીને વિકારો અને વિલાસોમાં આળોટવાનો, તો ક્યારેક નિવીર્ય બની કરપીણ કામપીડાથી ટળવળવાનો!

આ બધાથી નિરંતર અનન્ત અનન્ત કર્મોનો બંધ! જ્યારે એ કર્મો ઉદયમાં આવે ત્યારે નરક–તિર્યંચ ગતિનું પરિભ્રમણ અને સુદીર્ઘ કાલીન દુઃખોની પરંપરા! દુઃખોના દ્વેષથી અને સુખોના રાગની આ કરુણકથની છે. એક–એક વિષય...ઈન્દ્રિયના વિષયના રાગ...એક એક વિષયનો દ્વેષ જીવોને કેવી રીતે મૃત્યુ સુધીની પીડાઓ આપે છે; તેનાં દૃષ્ટાંતો ગ્રન્થકાર પોતે આપે છે, ધ્યાનથી વાંચજો.



## ઈન્દ્રિયપરવશતા વેરે છે વિનાશ

कलरिभितमधुरगान्धर्वतूर्ययोषिद्विभूषणरवाद्यैः ।
श्रोत्रावबद्धहृदयो हरिण इव विनाशमुपयाति ॥४१॥

**અર્થ :** કલાયુક્ત (માત્રાયુક્ત) રિભિત (બોલાયેલાં) અને મધુર (એવાં) ગંધર્વનાં વાજિંત્રોનો ધ્વનિ અને સ્ત્રીઓના વિભૂષણોમાંથી ઉત્પન્ન થતો ધ્વનિ–આદિ આવા મનોહર શબ્દોથી જેનું શ્રોત્રેન્દ્રિયપરવશ હૃદય છે તેવા હરણની જેમ (પ્રમાદી) વિનાશ પામે છે.

**વિવેચન :** આજે તો આપણા દેશમાં લગભગ હરણનો શિકાર બંધ થઈ ગયો છે. અને કદાચ કોઈ ખૂણે–ખાંચરે શિકાર થતો હોય તો તે આમજનતા જોઈ શકતી નથી.

એ કાળ હતો રાજાશાહીનો અને રાજાઓ મોટે ભાગે હતા શિકારના રસિયા ! એમાં ય હરણનો શિકાર કરનાર તો બહાદુર કહેવાતો ! કારણ કે ભલે હરણનાં ટોળાં જંગલોમાં નાચે, કૂદે અને મસ્તીથી દોડે, પરંતુ એ માણસોથી ખૂબ સાવધાન રહે, એમની ચકોર દૃષ્ટિ માણસને ઓળખી લે. શિકારીને જોતાં જ એ ચારે પગે કૂદીને જંગલમાં અદૃશ્ય થઈ જાય !

શ્રમણ ભગવાન મહાવીરના ચરણે તો મગધસમ્રાટ શ્રેણિક પછી આવ્યો. એ પૂર્વે શ્રેણિક પણ શિકારનો ભારે રસિયો હતો. એને પણ હરણનો જ શિકાર કરવો ગમતો...અને એ શિકારના રસમાં જ એણે નરકે જવાનું આયુષ્ય કર્મ બાંધી લીધું હતું ને ? હરણના બદલે હરિણીની પાછળ સમ્રાટ પડ્યો હતો. હરિણી તીવ્રગતિએ ભાગી ...પણ હતી એ ગર્ભિણી. એ ઝાઝું ન દોડી શકી...ને સમ્રાટનું સનનન કરતું તીર એના પેટમાં ખૂંપી ગયું....પેટ ફાટી ગયું...હરિણી મરી ગઈ, હરણીનું બચ્ચું પણ તરફડીને મરી ગયું...મગધસમ્રાટ આ દૃશ્ય જોઈને નાચી ઊઠ્યો હતો ! 'એક તીરથી બેનો શિકાર કર્યો !' એ પાશવી નૃત્યનો શિરપાવ મળ્યો નરકગતિમાં ધકેલાઈ જવાનો.

જ્યારે સરળતાથી હરણ પકડાતાં ન હતાં, હરણમાંસના લોલુપીઓએ હરણનો સહેલાઇથી શિકાર કરવા, હરણની એક નબળી કડી શોધી કાઢી ! હરણને સંગીતના સૂરો ખૂબ ગમે ! સંગીતના સૂરોમાં એ

હરણનું ટોળું એટલું તલ્લીન થઇ જાય કે એમની પાછળ છૂપાઇને ઊભેલા યમદૂત જેવા શિકારીને એ જોઈ જ ન શકે. સંગીતની સૂરાવલી એમને એટલી બધી કર્ણપ્રિય લાગે ! હરણોની આ સંગીતપ્રિયતાનો ગેરલાભ ઉઠાવ્યો બુદ્ધિમાન ગણાતા માનવોએ.

જંગલોમાં સંગીતકારો જવા લાગ્યા. સ્ત્રી–પુરુષોની એ સંગીત મંડળી એવા સ્થળે પોતાના પડાવ નાંખતી કે થોડે દૂર હરણોનું ટોળું રહેલું હોય. ગીત, સંગીત અને નૃત્યની રમઝટ જામે...મધુર ગીત ! સૂરીલું સંગીત અને તાલબદ્ધ નૃત્ય ! હરણો ધીરે ધીરે નજીક આવે.... સંગીતમંડળીનાં શ્રોતા બની એકરસ... એકતાન થઇ સાંભળ્યા કરે. શિકારીઓની મંડળી...એ નિર્દોષ હરણોની પાછળ બાણ ઉપર તીર ચઢાવીને તૈયાર ઊભેલી હોય. જ્યાં તીર છૂટે ને એક–બે હરણ ઢળી પડે જમીન પર...બાકીનાં હરણો ભયભીત બની છલાંગો મારતાં ત્યાંથી ભાગી જાય.

પણ 'એ હરણો શાથી વિંધાઈ ગયા ?' એ પ્રશ્ન ગ્રન્થકાર ઉમાસ્વાતિજી પૂછે છે ! પોતે જ એનો જવાબ આપે છે : શ્રોત્રાવબદ્ધતાના કારણે ! ગીત અને સંગીત એ શ્રવણેન્દ્રિયનો પ્રિય વિષય છે. એ પ્રિય વિષયમાં જ્યારે ભોળું હૃદય રસલીન બને છે, ક્રૂર શિકારીઓ એનાં પ્રાણ લઈ લે છે.

હા, આ સંસાર આવો છે. તમે ભલે આ વર્તમાન જીવનમાં કોઈ પણ જીવનું ન બગાડ્યું હોય, કોઇનું અહિત વિચાર્યું પણ ન હોય, છતાં તમારું જીવન કોઇ એદાનમેદાન કરી નાખે ! તમારા પર દુઃખ અને ત્રાસ વરસાવે. હરણો શું બગાડે છે એ શિકારીઓનું ? કંઇ નહીં, છતાં એ હરણોને વીંધી નાંખે છે પોતાના સ્વાર્થની ખાતર !

એક જ શોખ એ હરણોને–સંગીતની સૂરાવલી શ્રવણ કરવાનો. એક જ ઇન્દ્રિયની પરશવતા ! પણ એ પરવશતા એના કરુણ મોતનું કારણ બને છે. શું ઇન્દ્રિય–પરવશતા માત્ર હરણના માટે મોતનો હેતુ બને છે? બીજા જીવો માટે નહીં ? આ એક પ્રસિદ્ધ ઉદાહરણ આપીને ગ્રન્થકાર મહર્ષિ માનવોને ગંભીર વાત કહી રહ્યા છે. 'રે માનવ !

એક ઈન્દ્રિયની પરવશતા જો મોતના ઘાટે ઉતારી શકે તો પછી તારું શું થશે ? તું તો પાંચે ઇન્દ્રિયોને પરવશ પડેલો છે...'

गतिविभ्रमेङ्गिताकारहास्यलीलाकटाक्षविक्षिप्तः ।
रूपावेशितचक्षुः शलभ इव विपद्यते विवशः ॥४॥

અર્થ : સવિકાર ગતિ, સ્નિગ્ધ દૃષ્ટિ, મુખ–છાતી આદિ આકાર, સવિલાસ હાસ્ય, અને કટાક્ષથી વિક્ષિપ્ત ( મનુષ્ય ), સ્ત્રીના રૂપમાં જેણે પોતાની દૃષ્ટિ સ્થાપી છે અને વિવશ બન્યો છે, તેવો એ પતંગિયાની જેમ નાશ પામે છે.

વિવેચન : પાગલ પતંગિયાને જોયું છે ? વીજળીના દીવાઓના ઝગમગાટમાં કદાચ તમે પતંગિયું નહીં જોયું હોય, પરંતુ કોઈ ગ્રામ્ય પ્રદેશમાં જ્યારે જાઓ, રાત્રિના સમયે ઘીના કે તેલના દીવાઓ સળગેલા હોય તે દીવાઓ પાસે બેસજો...એ દીપકજ્યોતિની આસપાસ કોઇ એક–બે દીવાનાં પતંગિયાં આવીને ચક્કર મારવા લાગશે.

એ દીપકની જ્યોતિમાં ભલે આપણે રૂપનું દર્શન ન કર્યું હોય, પતંગિયાએ એમાં અદ્ભુત રૂપદર્શન કરેલું છે ! એને દીપજ્યોતિનું રૂપ ખૂબ ગમે છે....એ જ્યોતિની આસપાસ ઘુમે છે...ને એ પ્યારી દીપજ્યોતિને આલિંગન આપવા ધસી જાય છે...દીપજ્યોતિનું રૂપ એને આકર્ષે છે...પણ જ્યાં એ દીપજ્યોતિને સ્પર્શે છે....દીપજ્યોતિ એને બાળીને ભસ્મ કરી દે છે !

એ ભોળાં પતંગિયાને ક્યાં સમજ હોય કે દીપજ્યોતિનું રૂપ જેટલું આહ્લાદક છે, સ્પર્શ એટલો જ ખતરનાક છે. જેનું રૂપ સારૂં હોય એનો સ્પર્શ પણ સુખદાયી જ હોય એવો નિયમ નથી. અજ્ઞાની અને ભોળાં પતંગિયાને આ નિયમનું જ્ઞાન ન હોય, એ વાત આપણે સ્વીકારીએ, પરંતુ જ્ઞાની અને ચબરાક કહેવાતો માનવી પણ આ સિદ્ધાન્તને ન સમજી શકે, એ વાત કેવી રીતે માનવી ?

જ્યારે પુરુષ કોઈ રૂપવતી નારીની લટકાળી ચાલ જુએ છે ને એનું મન ચંચળ થઈ જાય છે; એ લાવણ્યમયી લલનાનાં મદઘેલાં લોચનમાં સ્નેહની સ્નિગ્ધતા અને આદરપૂર્વક આવકાર જુએ છે ને એનું ચિત્ત હલી જાય છે, એ કમનીય કાન્તાના ચંદ્ર જેવા મુખડાને જુએ છે....ઉન્નત અને આકર્ષક વક્ષસ્થળને જુએ છે...અને એનું હૃદય ખળભળી ઉઠે છે, એ ચન્દ્રવદના મુગ્ધાનું સાંકેતિક હાસ્ય જુએ છે ને એનું મન એના તરફ આકર્ષાઈ જાય છે....અનિમેષ નયને–ટગર ટગર એ કાપુરુષ એ કામિનીને જોયા જ કરે છે.

અને પેલો નિયમ તો છે જ—જેનું તમને રૂપ ગમ્યું, એનો સ્પર્શ કરવા તમે ઇચ્છવાના જ ! રૂપનો રાગ સ્પર્શની ઈચ્છા જગાડે ! ત્યાં પેલો બીજો નિયમ વિસરાઈ જાય છે. જેના રૂપનું દર્શન આનંદ આપે, એનો સ્પર્શ પણ આનંદ આપે, સુખ આપે–એવો નિયમ નહીં ! સ્રીના રૂપનું દર્શન કામીપુરુષને આનંદ ભલે આપે પરંતુ સ્રીનો સ્પર્શ દઝાડે જ.

અરે, સ્પર્શની વાત ભલે દૂર રહી, સ્રીના રૂપનું દર્શન જ પુરુષના મનને દઝાડે છે, બાળે છે...અને સર્વનાશ કરે છે. શ્રેષ્ઠિપુત્ર રૂપસેને રાજકુમારી સુનન્દાનું માત્ર રૂપ જ જોયું હતું ને ? સુનન્દાનો શબ્દ સાંભળ્યો ન હતો, સુનન્દાને સ્પર્શ કર્યો ન હતો...છતાં માત્ર રૂપસેનને દઝાડ્યો ન હતો ? રૂપસેનના મનમાં રાગની આગ લાગી ગઈ ન હતી ? એના ભાવપ્રાણ બળીને રાખ નહોતા થઈ ગયા ? રાજ–મહેલના ઝરૂખે બેઠેલી એ રાજકુમારની સ્નેહસ્નિગ્ધ દૃષ્ટિ સાથે એની દૃષ્ટિ મળી, રાજકુમારીનું રૂપ–લાવણ્યથી સભર યૌવન જોયું...અને ઘાટીલા મુખ પર રમી રહેલું વિલાસી હાસ્ય જોયું...ઈશારાથી એને આમંત્રણ મળ્યું...ને રૂપસેન સુનન્દા તરફ ખેંચાઈ ગયો...પણ એની પાસે ન પહોંચી શક્યો...સુનન્દાની મદભરી યૌવનની મોસમ માણવા તે ભાગ્યશાળી ન બની શક્યો...માર્ગમાં જ હોનારત સર્જાઇ ગઈ–ભીંત તૂટી પડી ને રૂપસેન દટાયો...કચરાઈ ગયો... !

એનું મૃત્યુ થયું. એનો આત્મા એ જ સુનન્દાના પેટે ગર્ભરૂપે અવતર્યો! કેવો આ સર્વનાશ કહેવાય? આ સર્વનાશનું કારણ? સમજાઇ ગયું ને? રૂપદર્શનનો મોહ. જેવી રીતે સ્ત્રી રુપમાં મોહિત પુરુષ પોતાનો નાશ નોંતરે છે, તેવી રીતે પુરુષના રુપમાં રસિક બનેલી નારી પણ પોતાનો નાશ નોંતરે છે. ચક્ષુ–ઈન્દ્રિયની પરવશતા...માત્ર એક ઈન્દ્રિયની પરવશતા હરણના પ્રાણ હરી લે છે, તો મનુષ્ય? મનુષ્ય તો પાંચપાંચ ઈન્દ્રિયોને પરવશ પડેલો હોય છે. એનો સર્વનાશ કેવો થાય?

પર પુદ્ગલનાં રૂપ જોવાના કોડ, આત્માથી ભિન્ન દ્રવ્યોનાં રૂપ જોવાની તમન્નાઓ જીવાત્માને દુર્ગતિઓ પટકીને પીસી નાંખે છે. અનેક જન્મો સુધી દુઃખ અને ત્રાસની પરંપરા ચાલે છે.

**स्नानाङ्गरागवर्तिकवर्णधूपाधिवासपटवासैः ।**
**गन्धभ्रमितमनस्को मधुकर इव नाशमुपयाति ॥४३॥**

**અર્થ :** સ્નાન, વિલેપન, (વિવિધ) વર્ણની અગરબત્તી, અધિવાસ (માલતી વગેરે પુષ્પોની), અને સુગન્ધી દ્રવ્યો-ચૂર્ણોની ગન્ધથી ભ્રમિત (આક્ષિપ્ત) મનવાળો (માનવી) ભ્રમરની જેમ નાશ પામે છે.

**વિવેચન :** કુદરતના ખોળે જીવવાનું જાણે કે માનવી ભૂલી ગયો છે. કૃત્રિમતાના સંગે જીવન માણવાની જાણે હોડ મંડાણી છે. માનવના સમગ્ર જીવનની આસપાસ નરી કૃત્રિમતા જ પથરાયેલી છે. પછી એ કાગળના કે પ્લાસ્ટિકના પુષ્પ ઉપર ભ્રમરનો મધુર ગુંજારવ કેવી રીતે સંભળાય? એ કૃત્રિમ પુષ્પ ઉપર સંકોચ અને વિકાસ ક્યાંથી જોવા મળે? એ ફૂલોનું ખીલવાનું...ને ખરી પડવાનું ક્યાંથી દેખાય?

ગ્રન્થકાર મહર્ષિ આપણો હાથ પકડી, એક રમણીય ઉદ્યાનમાં લઈ જાય છે. અનેક...વિવિધવર્ણનાં અસંખ્ય પુષ્પો ત્યાં ખીલેલાં છે... ઉદ્યાનની મધ્યમાં એક સરોવર છે...કમલપત્રોથી છવાયેલું અને કુમ-

ળનાં પુષ્પોથી સુશોભિત ! ત્યાં એક આહ્લાદક દૃશ્ય જોયું. કેટલાક ભમરાઓ એ પદ્મો ઉપર ગુંજારવ કરતા નાચી રહ્યા હતા ! કેટલાક ભમરાઓ એ પદ્મપરાગની સુવાસનું પાન કરવા પદ્મોની મધ્યમાં બેસી સુગન્ધમાં નિમગ્ન થઈ ગયા હતા.

'આ ભ્રમરોને કોણ અહીં ખેંચી લાવે છે, તું જાણો છો ?' મહર્ષિ પૂછે છે અને જવાબ પણ તેઓ જ આપે છે. "આ કમળોની સુવાસ ! સુવાસ ખેંચી લાવે છે અને એને એ કમળની પાંખડીઓમાં બેસાડે છે !'

'હા ગુરુદેવ ! કેવું રમણીય દૃશ્ય છે આ !'

'તને ગમ્યું આ દૃશ્ય ?

'ખૂબ ગમ્યું !' ત્યાં એ ઉદ્યાનનો માળી આવી પહોંચ્યો. મહર્ષિએ એના કાનમાં કંઈક વાત કરી. માળી ચાલ્યો ગયો અને થોડીક વારમાં એ એક પુષ્પ લઈને પાછો આવ્યો. કમળનું ચીમળાયેલું અને બીડાઇ ગયેલું ફૂલ હતું. માળીએ ધીરે ધીરે એની એક–એક પાંખડી દૂર કરવા માંડી. ત્યાં મારી નજર એમાં....પુષ્પમાં રહેલા ભમરા ઉપર પડી....એ મરી ગયેલો હતો....મહર્ષિએ મારી સામે જોયું... તેઓ બોલ્યા :

'આ કરુણ અંજામ છે પેલી ગન્ધપ્રિયતાનો, ગન્ધરસિકતાનો. કમળની સુવાસમાં પાગલ બની જતા ભમરાને ભાન નથી રહેતું કે સાંજે આ પાંખડીઓ બીડાઈ જશે....તું એમાંથી નીકળી નહીં શકે.... તારા પ્રાણ નીકળી જશે.'

મારી સામે બે દૃશ્ય હતાં : એક હતું સરોવરમાં ખીલેલાં કમળો ઉપર નાચતા અને કૂદતા ભમરાઓનું....બીજું હતું ચિરનિદ્રામાં પોઢી ગયેલા ભમરાનું ! આ બંને દૃશ્યો હતાં....આમાં માનવીના જીવનનું આધ્યાત્મિક રહસ્ય ભરેલું હતું. એટલે તો મહર્ષિ આપણને ઉદ્યાનમાં લઈ આવ્યા છે ! આ દૃશ્ય બતાવીને તેઓ કહે છે :

અરે માનવ, તું જડ પુદ્ગલ દ્રવ્યોની ગંધમાં આસક્ત ન થા. સુગન્ધિત-'સેન્ટેડ' પાણીથી તારે સ્નાન કરવાં છે? શરીર ઉપર પફ્-પાવડર અને લાલીનાં વિલેપન કરવાં છે? સદૈવ તારા આવાસમાં મઘમઘાટ કરતી અગરબત્તીઓ સળગતી રાખવી છે? સુવાસિત પુષ્પોના ગુચ્છો લઈને તારે ફરવું છે? ખૂશબૂઓ પ્રસારતાં તેલ અને અત્તરો શરીર પર છાંટીને તારે સુગન્ધસાગરમાં ડૂબી જવું છે? ખરેખર, તું ડૂબી જઈશ વિનાશના મહાસાગરમાં.'

**પ્રશ્ન :** તો શું અમારે સુગન્ધ લેવી જ નહીં? સુવાસ લેવી જ નહીં?

**ઉત્તર :** હું આસક્ત થવાની ના પાડું છું. મનને એમાં લીન કરવાની ના પાડું છું. સહજ-સ્વાભાવિક રીતે સુવાસ આવતી હોય તો ગટર પાસે જવાનું કહેતો નથી. ગમે તેવી સુવાસ મળતી હોય, કદાચ મનને તે આહ્લાદિત પણ કરી જાય, છતાં એ સુવાસ સાથે મન બંધાઈ જવું ન જોઈએ. સુગન્ધભર્યા પદાર્થોમાં વારંવાર મન રમતું થવું ન જોઈએ. એ રમતું થઈ ગયું તો આત્મરમણતા કે પરમાત્મરમણતા મરી-પરવારી સમજો.

ભલે ભ્રમરની જેમ દ્રવ્યપ્રાણો ન ચાલ્યા જાય, પરંતુ પવિત્ર ભાવપ્રાણ...પવિત્ર અને શુભ વિચારો તો મરી પરવારશે જ.

मिष्टान्नपानमांसौदनादि-मधुररसविषयगृद्धात्मा ।
गलयंत्रपाशबद्धो मीन इव विनाशमुपयाति ॥४४॥

**અર્થ :** અત્યંત સ્વાદિષ્ટ ભોજન, મદ્યપાન, માંસ, ઓદન અને મધુર રસ (સાકર વગેરેના), રસનાના આ વિષયોમાં આસક્ત આત્મા લોહયંત્રમાં અને તન્તુમય જાળમાં ફસાયેલી-પરવશ થયેલી માછલીની જેમ મૃત્યુ પામે છે.

**વિવેચન :** તમે કોઈ તળાવમાં, સરોવરમાં, કુંડમાં કે નદીમાં માછલીઓ જોઈ છે? પાણીની સપાટી ઉપર આવતી....ક્ષણ-બે ક્ષણ બહાર

નજર કરતી અને વીજળીવેગે પાણીના ઊંડાણમાં સરી જતી એ માછલીઓ જોઈ છે ? એ માછલીઓ એક માત્ર રસનેન્દ્રિયને પરવશ હોય છે... બીજી ઇન્દ્રિયો હોય ખરી, પરન્તુ પરવશતા નહીં. રસનેન્દ્રિયના વિષયોની પરવશતા...એના કરુણ મૃત્યુનું કારણ બની જાય છે. એ માછલીઓ જેમ રસના-જિહ્વાના વિષયો શોધે છે-વિષય મળતાં વળગી પડે...છે, તેમ આ દુનિયામાં એવા મનુષ્યો પણ હોય છે કે જેઓ માછલીઓને શોધે છે! કારણ કે માછલી એમનું ભક્ષ્ય છે....એમની રસનાને માછલી બહુ ભાવે....માછલીઓ દેખાતાં જ, તેઓ તેને પકડવા પાણીમાં જાળ પાથરે....અથવા લોઢાના અણીદાર કાંટા ઉપર માંસના ટુકડા લગાવીને, દોરીથી એને બાંધીને. એ દોરીને એક લાકડી સાથે બાંધીને, એ કાંટો પાણીમાં નાંખે. માછલી એ માંસનો ટુકડો ખાવા જ્યાં મોંઢામાં એને દબાવે કે અંદર રહેલો લોઢાનો કાંટો એના મુખમાં ભરાઈ જાય... પેલા માછીમારને ખબર પડી જાય....લાકડીથી દોરીને ઊંચકી લે....એના હાથમાં માછલી આવી જાય....

પેલી જાળમાં તો એક સાથે અનેક માછલીઓ સપડાઈ જાય છે. કારણ જાણી લીધું ને? રસનેન્દ્રિયના પ્રિય અને મિષ્ટ વિષયની લોલુપતા. એ લોલુપતા મારે છે.

'મને તો અત્યંત સ્વાદિષ્ટ...કોઈપણ ખામી વિનાનું અને વિવિધતાવાળું જ ભોજન ગમે...શરબતો તો જોઈએ જ....શરાબ એકાદવાર તો લેવો જ પડે....પશુ અને પક્ષીઓના માંસ વિના મને ન ચાલે.... મારે આવી જ જાતના ચોખા ખાવા જોઈએ....' આવો આગ્રહ હોય, આવાં ભોજન-ભક્ષ્ય અને પીણાં-પેય ક્યાં મળે-એ જ ધૂન મનમાં હોય અને એવાં ભક્ષ્ય અને પેય મળી જાય એટલે એના પર તૂટી જ પડતો હોય-તો એ વિષયગૃદ્ધિ કહેવાય.

શ્રી રામચન્દ્રજીના પૂર્વજોમાં અયોધ્યાના સિંહાસને **સોદાસ** નામનો રાજા થઈ ગયો. મંત્રીમંડળે એને પદભ્રષ્ટ કરી એના પુત્રને શા માટે રાજસિંહાસને બેસાડ્યો હતો, એ તમે જાણો છો? શાથી

સોદાસ અયોધ્યા છોડીને જંગલોમાં ભાગી ગયો? રાજપાટ, પુત્રપરિવાર, વૈભવસંપત્તિ આદિ સર્વસ્વ શાથી હારી ગયો? મનુષ્યમાંસના ભક્ષણની લાગેલી ભયંકર લત! સેંકડો માનવશિશુઓની હત્યા કરાવી પોતાની રસનેન્દ્રિયને રસપ્રચુર માંસાહારથી તૃપ્ત કરવાની લત! જંગલોમાં લોહી ખરડાયેલી તલવાર લઇ ભટકતો સોદાસ નરપિશાચ બની ગયો.

સેંકડો શિષ્યોના ગુરુ અને હજારો-લાખો અનુયાયીઓના લાડીલા એ મંગુ આચાર્ય, મરીને મથુરાની ગંદી ખાળમાં કેમ વ્યંતર થયા? હજારો જબાનો પર જેમની કીર્તિકન્યા નૃત્ય કરતી હતી, હજારો મનુષ્યોના હૃદયસિંહાસન પર જેઓ દેવરૂપે બિરાજેલા હતા....તીવ્ર બુદ્ધિ અને અદ્‌ભુત શાસ્ત્રજ્ઞાન જેમની પાસે હતું, તે આચાર્યની આવી અવગતિ કેમ થઈ? રસનેન્દ્રિયના પાપે! ભક્તો દ્વારા થતી મિષ્ટાન્ન અને માલમેવાથી ભક્તિ, એમણે સહર્ષ સ્વીકારી હતી. રસનાની લોલુપતામાં એવા એ ગેબી રીતે ફસાતા જતા હતા કે એમની સૂક્ષ્મબુદ્ધિ પણ તે સમજી શકી ન હતી!

ક્ષુધાનું શમન કરવા ખાવું અને તૃષાને મિટાવવા પીવું—એ રસગૃદ્ધિ નથી; પરંતુ જીભના સ્વાદ કરવા....નિરંતર એવા જ પ્રિય ભક્ષ્ય પદાર્થોનું ચિંતન કરવું, એના જ વિકલ્પ કરવા, એ પ્રિય પદાર્થો મળે એટલે રાજીના રેડ બની જવું....ને ઠાંસી ઠાંસીને ખાવું....આ રસગૃદ્ધિ છે.

પેલા કંડરીક મુનિનું સર્વહારા પતન કેમ થયું હતું? રાજાએ એ મુનિવરના સંયમ-સહાયક દેહને નીરોગી બનાવવા રાજમહેલમાં રાખ્યા હતા....દેહ તો નીરોગી થઈ ગયો પરંતુ દેહને હવે પુષ્ટ કરવો હતો. તો એ સાધુજીવનની કઠોર સાધના કરવા શક્તિમાન બને ને! દેહને પુષ્ટ કરવા પૌષ્ટિક ને સ્વાદિષ્ટ આહાર-પાણી લેવા માંડચાં. જનમજનમની વાસના જાગી ઊઠી....રસનેન્દ્રિયની લોલુપતાએ માઝા મૂકી....પરિણામ કેવું આવ્યું? સંયમજીવન ત્યજી દીધું....ને દોટ મૂકી

રાજમહેલના રસોડા તરફ! મનગમતાં ભોજન ખૂબ કર્યાં. ઠાંસી ઠાંસીને ખાધું....શૂળરોગ ઊપડ્યો...ઘોર વેદનાઓ ઊપડી....વાસના સાથે વેદના જોડાયેલી જ છે. મરીને સાતમી નરકે ચાલ્યો ગયો....આથી વધુ વિનાશ સંસારમાં બીજો કોઈ છે?

**शयनासनसंबाधनसुरतस्नानानुलेपनासक्तः ।**
**स्पर्शव्याकुलितमतिर्गजेन्द्र इव वध्यते मूढः ॥४५॥**

**અર્થ : શૈયા, આસન, અંગમર્દન, ચુંબન-આલિંગનાદિ, સ્નાન-વિલેપન...સ્પર્શનો વ્યસની સ્પર્શ (સુખ) થી મોહિત બુદ્ધિવાળો મૂઢ (જીવ) ગજેન્દ્રની જેમ બંધાય છે.**

વિવેચન : પ્રાચીનકાળમાં રાજાઓ, શ્રીમંતો અને મહંતો હાથી અને ઘોડાઓ ખૂબ રાખતા, કારણ કે તેઓ ખાસ કરીને યુદ્ધમાં કામ આવતા. 'કયા રાજા પાસે હસ્તિદળ મોટું છે? અશ્વદળ મોટું છે?' એના આધારે તે રાજાની શક્તિ મપાતી હતી. જેમ અત્યારે 'હવાઈ-દળમાં વિમાનો અને સમુદ્રનાં યુદ્ધજહાજો કોની પાસે (કયા દેશ પાસે) વધારે છે?' એના આધારે એ દેશની તાકાત માપવામાં આવે છે.

રાજાઓના રાજમહેલે હાથીઓ ઝુલતા હોય! શ્રેષ્ઠીઓની હવેલીઓના દ્વારે હાથીઓ રમતા હોય! મહંતોના મઠોમાં પણ હાથીઓ શાન્ત બનીને વેદોની ઋચાઓ સાંભળતા હોય! પરંતુ તમે જાણો છો એ હાથીઓ ક્યાં જન્મે છે? એ હાથીઓને કેવી રીતે પકડીને લાવવામાં આવે છે? ગ્રંથકાર મહાત્મા આપણને તેઓના વિશાળ જ્ઞાનનો પરિચય કરાવે છે.

હાથીને પકડનારાઓ માત્ર બળપ્રયોગથી હાથીને નથી પકડતા... તેઓ હાથીને વશ-પરવશ કરવાનો સરળ ઉપાય શોધે છે. તે માટે તેઓ હાથીની નબળી કડી શોધી કાઢે છે. હાથીને હાથણીઓનો સ્પર્શ ખૂબ ગમે! જંગલોમાં લગભગ હાથી હાથણીઓનાં ટોળામાં જ ફરતો

હોય ! પાંચસો–પાંચસો હાથણીઓને એક મદોન્મત્ત હાથી તૃપ્ત કરતો હોય ! હાથીને પકડવા માટે એની આ નબળાઈ ( માનસિક )નો લાભ ઉઠાવાતો હતો.

હાથણીઓમાં પણ વેશ્યા–હાથણીઓ હોય છે. તે હાથણીઓ હાથીને પ્રસન્ન કરવામાં કુશળ હોય છે. કોઈ હાથણી હાથીને પોતાના શરીરથી ઘસે. કોઈ હાથણી પોતાના કાનથી પંખો નાંખે, કોઈ હાથણી એના પર પુષ્પો ફેંકે, પત્ર ફેંકે...કોઈ હાથણી આગળ ચાલે, કોઈ પાછળ ચાલે, કોઈ બાજુમાં ચાલે...સ્વછંદ રીતે ક્રીડા કરતા તે હાથીને પાંજરામાં લાવવામાં આવે...બસ, પછી માવત અંકુશ લઈને ચઢી બેસે એના ઉપર. વારંવાર તીક્ષ્ણ અંકુશના પ્રહારોથી હાથી પરવશ બની જાય છે અને અનેક પ્રકારનાં તીવ્ર દુઃખ અનુભવે છે. હાથણી-ઓમાં કરાતી તીવ્ર આસક્તિ હાથીને પરવશ બનાવી દે છે.

સ્પર્શેન્દ્રિયનાં સુખોમાં આસક્ત બનેલા મનુષ્યો પણ આવી જ રીતે પરવશ બની ઘોર દુઃખ અનુભવે છે. સ્પર્શના અસંખ્ય વિષયોમાં જ્યારે જીવ લોલુપી બની જાય છે, ત્યારે તે પોતે કેવી વિનાશની ભયાનક ખીણ તરફ ધસી રહ્યો છે એનું એને ભાન રહેતું નથી.

સુશોભિત શયનગૃહમાં સુંદર મુલાયમ....સપ્રમાણ શૈયામાં એને આળોટવું ગમે છે. મૃદુ–કોમળ અને સુંવાળા આસનો પર બેસવું ગમે છે....સ્નાનગૃહમાં જઈ વિવિધ સુગંધી દ્રવ્યોથી શરીરનું મર્દન ( માલિસ ) કરાવવું ગમે છે....ચામડીને મુલાયમ ( સ્મૂધ ) રાખવી ગમે છે....પછી એને એવા જ સુકોમળ શરીરને ભેટવાની તીવ્ર ઈચ્છા જાગે છે... સુકોમળ કાયાવાળી પ્રિયાને ચુંબનો કરવાનું અને આલિંગન આપવાનું ગમે છે....અંગક્રીડા અને અનંગક્રીડામાં તે અત્યંત આસક્ત બની જાય છે....આનું પરિણામ ? શું એ સ્પર્શેન્દ્રિયના વિષયોનું સતત સુખ અનુભવી શકે ? શું એને એ વિષયો સતત મળતા જ રહે ?

પરિણામ પૂછો પેલા લલિતાંગકુમારને. રાજાની રાણીના મોહ-પાશમાં જકડાયેલા એ શ્રેષ્ઠિપુત્રે રાણીના મુલાયમ દેહનો મીઠો સ્પર્શ તો કર્યો... સ્પર્શેન્દ્રિયે ક્ષણિક સુખ તો અનુભવ્યું....પણ પછી ? જ્યારે અચાનક રાજા અંતઃપુરમાં ધસી આવ્યો ત્યારે રાણીએ લલિતાંગને ક્યાં પૂરી દીધો હતો ? શૌચાલયમાં ! રાજાએ અંતઃપુરમાં આવતાંની સાથે જ શૌચાલયમાં જવાની ઈચ્છા કરી...લલિતાંગે સાંભળી રાજાની વાત. તેને શરીરે પરસેવો વળી ગયો. એ શૌચાલયની ઊંડી પાઈપમાં ઊતરી ગયો...નરક જેવી ઘોર વેદના સહન કરતો તે એ ગટરમાંથી તણાતો તણાતો ગામની બહાર ખાળમાં જઈ પહોંચ્યો. દિવસો સુધી એ ખાળમાં એનું શરીર સડી ગયું...બેહોશ સ્થિતિમાં એને એના પિતા શોધીને ઘેર લઈ આવ્યા...

પુરુષને જેમ સ્ત્રીશરીરનું સ્પર્શસુખ મૂંઝવે છે તેમ સ્ત્રીને પુરુષના શરીરનું સ્પર્શસુખ આકર્ષે છે. જે કોઈ આ સ્પર્શસુખમાં આસક્ત બન્યા, દિવસ ને રાત મન, વાણી અને કાયાથી આ સ્પર્શ-સુખમાં જ જે જીવો લીન બન્યા, તેઓએ પોતાનો વિનાશ જ નોંતર્યો છે.

> एवमनेके दोषाः प्रणष्टशिष्टेष्टदृष्टिचेष्टानाम् ।
> दुर्नियमितेन्द्रियाणां भवन्ति बाधाकरा बहुशः ॥४६॥

**અર્થ :** અવિવેકી પુરુષોને કે જેમનાં ઈષ્ટ જ્ઞાન અને ક્રિયા (ઉભય) નાશ પામ્યાં છે અને દોષોમાં જતી ઇન્દ્રિયોને જેમણે સંયમિત કરી નથી, તેઓને આ રીતે (બીજા પણ) અનેક દોષો અનેકવાર પીડાકારી બને છે.

**વિવેચન :** સતત સન્માર્ગની પ્રેરણા આપનારું જ્ઞાન નથી અને એ જ્ઞાનપ્રકાશમાં દેખાતા માર્ગે ચાલવાનું મન નથી....જ્ઞાન નથી અને ક્રિયા નથી. બંને નાશ પામી ગયા છે, એવા જીવાત્માઓ હલાહલથીય વધારે વિઘાતક વિષયોના સંગે મજેથી ફરે છે....પ્રિય વિષય, મનગમતો વિષય મળવો જોઈએ, તેઓ સ્વચ્છંદે એમાં ક્રીડા કરે છે.

એ બિચારા જીવો પાસે દૃષ્ટિ જ નથી, સાચી સમજ જ નથી, પરલોકનો વિચાર કરવાની શક્તિ જ નથી; પછી એમને કોણ સમજાવે કે 'પુણ્યકર્મના ઉદયથી અહીં આ જીવનમાં તમને પાંચ ઈન્દ્રિયોના અનુકૂળ અને પ્રિય વિષયો મળ્યા છે, જો એમાં–એ વિષયભોગમાં લીન થઇ ગયા, ભાન ભૂલી ગયા, તો નરક અને તિર્યંચગતિમાં પટકાઈ જશો. અનેક દુઃખ અને ત્રાસ સહન કરવાં પડશે એ દુર્ગતિઓમાં. ત્યાં તને આ પ્રિય વિષયો હજારો ને લાખો વર્ષ સુધી નહીં મળે...'

કોણ સમજાવે એ જીવોને આ વાત? સમજાવનાર હોય પણ સમજનાર ન હોય ત્યાં શું થઇ શકે? જ્ઞાનદૃષ્ટિ વિના આ વાતો સમજાય જ નહીં; પછી ભલે સમજાવનાર સ્વયં તીર્થંકર પરમાત્મા હોય? પરમાત્મા મહાવીર સ્વામી ગોશાલકને ન સમજાવી શકયા, જમાલીને ન સમજાવી શકયા; અનેક પાખંડીઓને ન સમજાવી શકયા, તે શું તેઓની અપૂર્ણતા હતી? ના, પરમાત્માની જ્ઞાનશક્તિ તો પરિપૂર્ણ જ હતી પરંતુ સામેના જીવાત્મા પાસે એ જ્ઞાન....સન્માર્ગદર્શી દૃષ્ટિ ન હતી. તેઓ પરમાત્માની દિવ્ય પ્રેરણા ઝીલી ન શકયા; ગ્રહણ ન કરી શકયા.

ગ્રન્થકાર મહાપુરુષે આપણને પ્રત્યક્ષ દુનિયાનાં પ્રત્યક્ષ પ્રમાણો આપીને એ સમજાવ્યું કે એક–એક ઇન્દ્રિયની પણ પરવશતા જીવોને દુઃખના દાવાનળમાં કેવા હોમી દે છે? પશુસૃષ્ટિમાંથી એક એક ઉદાહરણ લઇને, કેવી અદ્‌ભુત શૈલીમાં તેઓએ નિરૂપણ કર્યું છે? મનુષ્યોને કેવી લાલબત્તી ધરી છે? તેઓ કહે છે:

'આ મેં પ્રત્યક્ષ જે દૃષ્ટાન્તો આપ્યાં ઇન્દ્રિયપરવશ જીવોનાં, તે જીવોનાં દુઃખ તો અલ્પકાલીન છે, પરંતુ જ્યારે ઇન્દ્રિયોના વિષયોમાં લોલુપી અને આસક્ત જીવ નરક ગતિમાં જાય છે; તિર્યંચ યોનિમાં જાય છે, ત્યાં એને જે દીર્ઘકાલીન દુઃખો સહેવાં પડે છે...એ તરફ દૃષ્ટિ કરો. ભલે એ નરકગતિ પરોક્ષ છે, તમારી આંખોથી તે જોઈ શકાતી નથી.

મનુષ્યની આંખો એવી શક્તિવાળી નથી કે એ લાખો–કરોડો માઈલોથી પણ વધુ દૂરનાં દૃશ્ય જોઇ શકે. દિવ્યદૃષ્ટા કેવળજ્ઞાની પરમપુરુષોએ પોતાના આત્મપ્રકાશમાં એ બધું જ જોયેલું છે ને વિશ્વને બતાવેલું છે...એ નરકગતિમાં જીવો જે ભયંકર યાતનાઓ સહે છે—એ જોઈને કરુણાવંત પુરુષોનાં હૃદય રડી પડે છે. દુર્ગતિમાં બીજા જીવો ન ચાલ્યા જાય તે માટે તેઓ બૂમો પાડે છે....ક્યારેક સ્નેહથી ક્યારેક રોષથી પણ, રોકવા પ્રયત્ન કરે છે.

'તમે ઇન્દ્રિયોના વિષયોમાં લોલુપ ન બનશો. એ વિષયોનો ઉપભોગ કરવો જેટલો અનિવાર્ય હોય તેટલો જ કરજો. તેમાં પણ એટલી સાવધાની રાખજો કે તમારો મનોયોગ એમાં ન જોડાઈ જાય. મનોયોગ વિના પણ, મનના ઉપયોગ વિના પણ વિષયોપભોગ થઈ શકે. માનો કે મન એમાં ભળે છે, રોકી નથી શકતા તો મનને રાગમાં વધુ સમય રાચવા ન દેશો, આસક્તિમાં બંધાવા ન દેશો.'

આ બધી વાતો કોણ સમજે!! જે જીવોની સન્માર્ગદર્શી જ્ઞાનદૃષ્ટિ ખૂલી નથી, જે જીવો સન્માર્ગે ચાલવા તત્પર પણ નથી, જેઓ પોતાની ઇન્દ્રિયોને એના શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શના વિષયોમાં જતી રોકી શકતા નથી .. ઈન્દ્રિયો સ્વચ્છન્દી બનીને ઇષ્ટ અને પ્રિય વિષયોમાં મ્હાલે છે, એ જીવોને આ બધી વાતો સમજાય જ નહીં; એમના ગળે ઊતરે પણ નહીં! વિષય–લોલુપતાના કરુણ વિપાકો એ વિચારી શકે જ નહીં. વિચારશક્તિ જ કુંઠિત થઈ ગઈ હોય છે એવા જીવોની.

પરમજ્ઞાની કરુણાવંત પુરુષો જ્ઞાનદૃષ્ટિથી જ્યારે સમગ્ર જીવરાશિને જુએ છે, દુર્ગતિઓમાં અત્યંત વેદનાઓ, શારીરિક અને માનસિક ભોગવતાં જુએ છે...એમનો આત્મા કકળી ઊઠે છે....સંસાર સમુદ્રમાંથી એ જીવાત્માઓને બહાર કાઢવા તેઓ મથામણ કરે છે. ભગવાન ઉમાસ્વાતીજીની શું આ એક મથામણ નથી!!

एकैकविषयसंगाद् रागद्वेषातुरा विनष्टास्ते ।
किं पुनरनियमितात्मा जीवः पञ्चेन्द्रियवशार्तः ? ॥४७॥

અર્થ : એક એક વિષયના સંગે રાગ-દ્વેષથી રોગી થયેલા (હરણ વગેરે જીવો) નાશ પામ્યા તો પછી પાંચે ઇન્દ્રિયોના પરવશતાથી જે વ્યાકુળ છે અને જે આત્માને નિયમમાં રાખી શકતો નથી, તેનું શું ?

વિવેચન : એ ભોળું હરણિયું, એ પાગલ પતંગિયું, એ લાલચુ ભમરો...એ માછલી અને હાથી...કેમ મોતના મુખમાં ધકેલાય છે ? પરવશ ઇંદ્રિયોનો વિષયો સાથેનો સંગ ! વિષયરાગ એ જીવોને વિષય-સંગ કરવા પ્રેરિત કરે છે. એ તિર્યંચો બિચારાં ફસાય છે ને ક્રૂર રીતે મરાય છે.

વિચારજો, આત્માની સાક્ષીએ વિચારજો, કે એક-એક વિષયની પરવશતાથી એ જીવો મરે છે ને ? મૃત્યુની ઘોર વેદના સહે છે ને ? તો પછી, મનુષ્યની શી દશા થાય, એની કલ્પના કરી છે ક્યારેય ? એ તિર્યંચ જીવો પાસે મનુષ્યના જેવું વિકસિત મન નથી હોતું. ભૂતકાળ કે ભવિષ્યકાળનો વિચાર એ જીવો કરી શકતાં નથી. જ્ઞાની પુરુષોનો ઉપદેશ એ સાંભળી શકતા નથી, સમજી શકતાં નથી...પછી એ જીવો કેવી રીતે પોતાના આત્મા ઉપર અનુશાસન કરી શકે ? કેવી રીતે ઇંદ્રિય-નિગ્રહ કરી શકે ?

પાંચ-પાંચ ઇન્દ્રિયોને પરવશ માનવી, જો એ પોતાના આત્માને વશ રાખી શકતો નથી, પોતાના મનને ઇંદ્રિયોના સંગે રમતું નિવારી શકતો નથી, તો એનો કેવો સર્વનાશ થાય, એ શાન્ત ચિત્તે વિચારવા જેવું છે. આત્મા, મન અને ઇંદ્રિયો એકમેક થઈને-પરસ્પરના ગાઢ સહકારથી જ્યારે વિષયોનો સંગ કરે છે ત્યારે એ આત્મા એવો મૂઢ થઈ ગયો હોય છે...એવો લંપટ બની ગયો હોય છે કે એના ભાવપ્રાણોનું નિકંદન નીકળી રહ્યું છે-એનું એને ભાન નથી હોતું.

જ્યારે મનુષ્યને મનગમતા મીઠા–મધુરા શબ્દો સાંભળવા મળે છે...ત્યારે એ કલાકોના કલાકો એમાં ખોવાઈ જાય છે. ભલે, જેમ પેલો શિકારી હરણને વીંધી નાંખે છે એમ અહીં એ માનવીને વીંધનારો કોઈ શિકારી એના પર ગોળી નથી છોડતો પણ એ સમયે જે પાપકર્મો બંધાય છે...એ કર્મોની દારુણતા પેલા શિકારી કરતાં પણ વધારે હોય છે. જ્યારે મનુષ્ય કોઈ મનગમતા પ્રિય રૂપમાં આસક્ત બની, અનિમેષ નયને રૂપનું પાન કરતો હોય છે ત્યારે કુકર્મો એના ભાવપ્રાણોનું કેવું શોષણ કરતાં હોય છે, એનું એને ક્યાં જ્ઞાન હોય છે? સુગંધી પુષ્પો અને સેંટ–અત્તરોની મઘમઘ કરતી સોડમોમાં રાચતો જીવ...એને એ વખતે જ્યાં પોતાના જ શરીરમાં ભરેલી ભારોભાર દુર્ગંધનો વિચાર નથી આવતો, ત્યાં બંધાતાં કર્મોની દુર્ગંધ કે જે મરેલા ને સડી ગયેલા સાપની દુર્ગંધ કરતાં પણ અનન્ત ગણી વધારે હોય છે, એ ક્યાંથી સમજી શકે? જ્યારે માનવી મનગમતા પ્રિય રસમાં...રસોપભોગમાં લીન બને છે, છએ રસથી ભરપૂર ભોજનના થાળ પર ત્રાટકી પડે છે...એમાં ઓતપ્રોત બની જાય છે...એ વખતે માછલીના જડબાને વીંધી નાખતા પેલા લોઢાના કાંટાને પણ ભૂલવી દે તેવા કર્મોના ગરમગરમ લાલચોળ કાંટાઓ આત્માને કેવા ભોંકાય છે–એ તો પ્રત્યક્ષદ્રષ્ટા જ્ઞાનીપુરુષો જ જોઈ શકે. મનગમતા ને પ્રિય સ્પર્શના સુખમાં આળોટતા એ વિષયાંધ માનવીને કોણ સમજાવે કે 'માનવી! આ ઇન્દ્રિયપરવશતા તને રૌરવનરકની વેદના આપશે...ત્યજી દે આ પરવશતા...કર આત્મા પર અનુશાસન...હારી ન જા આ માનવજીવન...' કોણ સાંભળે!!

આ રીતે મળી ગયેલા શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શના વિષયસુખોમાં પાંચે ઇંદ્રિયો દ્વારા રાચતા–નાચતા માનવીના કેવા હાલ–બેહાલ આ સંસારચક્રમાં થાય છે, એનું વર્ણન કરતાં પણ ધ્રુજી જવાય છે.

જે મનુષ્યોને ગમતા પ્રિય વિષયો નથી મળ્યા, એ વિષયોની

તીવ્ર અભિલાષા કરતા, એ વિષયયોના ઉપભોગની કલ્પનાઓમાં તરફડતા અને રાતદિવસ એ વિષયોને મેળવવા કાળી મજૂરી કરતા એ માનવીઓની મનોવ્યથા તમે જાણો છો ? અપ્રાપ્ત વિષયોને પ્રાપ્ત કરવાની તીવ્ર ઝંખના અને પ્રાપ્ત થયેલા વિષયો ચાલ્યા ન જાય, એની સતત ચિંતા, ઇંદ્રિયપરવશ જીવને કેવી ઘોર પીડા આપે છે, એ સ્વસ્થ ચિત્તે જાણો અને વિચારો. પાંચે ઇંદ્રિયોની પરવશતા ! સ્વચ્છંદી આત્માની એ પરવશતા....ભીષણ ભવસમુદ્રમાં જ પટકી દે છે.

શબ્દાદિ વિષયો સાથે પ્રીતિ બાંધતા, ગોઠડી બાંધતા આત્માને રોકો; સમજાવીને રોકો; દબાવીને રોકો; નહીંતર ભવિષ્યના અસંખ્ય ભવો અંધકારમય, દુઃખમય બની જશે.



## ઇન્દ્રિયો સદા તરસી

> न हि सोऽस्तीन्द्रियविषयो येनाभ्यस्तेन नित्यतृषितानि ।
> तृप्तिं प्राप्नुयुरक्षाण्यनेकमार्गप्रलीनानि ॥४८॥

**અર્થ :** એવો કોઈ ઇન્દ્રિયનો વિષય નથી કે જેનું પુનઃ પુનઃ આસેવન કરવાથી, હંમેશાં તરસી (અને) અનેક માર્ગે (શબ્દાદિ વિષયોના અનેક પ્રકારોમાં) ખૂબ લીન થયેલી ઇન્દ્રિયો તૃપ્તિ પામે.

**વિવેચન :** તારે તૃપ્તિ જોઈએ છે ? તૃપ્તિના અવિરત અમૃત ઓડકારોનો સ્વાદ માણવો છે ? તો તેં પકડેલા માર્ગે તને તૃપ્તિ નહીં મળે. એ તૃપ્તિ મેળવવા ઘણા ઘણા પુરુષાર્થીઓ ગયા હતા. મોટા ભાગના એ પુરુષાર્થી એ માર્ગે અતૃપ્તિની વ્યથાપૂર્ણ ખાઈઓમાં ગરકાવ થઈ ગયા. થોડા પુરુષાર્થીઓ પાછા વળી ગયા ને તૃપ્તિના સાચા માર્ગે ચઢી ગયા.

તું એમ માની રહ્યો છે ને કે ઇન્દ્રિયોને પ્રિય વિષયોના ઉપભોગ મળે તો તૃપ્તિ થાય ? તું આવું માની લેવા શાથી પ્રેરાયો, એ

બતાવું ? વિષયના ઉપયોગથી ઇન્દ્રિયોએ તને તૃપ્તિનો આભાસ બતાવ્યો ! ક્ષણિક તૃપ્તિના એ આભાસમાં તું ભરમાયો ! મીઠા-મધુરા શબ્દો સાંભળવા મળ્યા, તને મઝા આવી ગઈ...તેં એ ઘડી-બે ઘડીની મઝાને 'તૃપ્તિ' માની લીધી. કોઈ રૂડા રૂપને જોયું....આંખો એના પર ઠરી.... તને મઝા આવી ગઈ, તેં એ પવનના સુસવાટા જેવી મઝાને તૃપ્તિ માની લીધી ! કોઈ હવાના ઘોડે ચઢીને સુવાસ આવી ગઇ, નાકને એ સુવાસમાં મઝા આવી ગઈ, તેં એ મઝાને તૃપ્તિ માની લીધી ! કોઈ મીઠા, તીખા કે કડવા રસના આસ્વાદમાં જીભને મઝા આવી ગઈ, તેં એને તૃપ્તિ સમજી લીધી ! કોઈ મુલાયમ કાળા-ગોરા શરીરને ભેટવાનું મળ્યું....એ સંધ્યાના ક્ષણિક રંગો જેવી મઝાને તેં તૃપ્તિ સમજી લીધી !

આ નરી ભ્રમણા છે ભાઇ ! એ તૃપ્તિ નથી. તૃપ્તિ પછી પાછી અતૃપ્તિની આગ લાગે, તેને તૃપ્તિ કહેવાય ? લાખ રૂપિયા મળ્યા અને થોડા કલાકો પછી લાખ રૂપિયા ચાલ્યા જાય, તો એ લાખ મળ્યા કહેવાય ? રોજ એ ઇન્દ્રિયોને તૃપ્ત કરો ને રોજ અતૃપ્ત થઈ જાય ! આ ઇન્દ્રિયોનો સ્વભાવ જ છે. એ હંમેશાં તરસી રહે.... ક્યારેય એની તૃષા શાન્ત ન થાય.

બીજી એ ઇન્દ્રિયોની ખાસિયત જાણો છો ? એને એકનો એક વિષય નથી ગમતો કાયમ ! એને બદલાતા વિષયો જોઈએ છે ! એકનું એક ગીત એને રોજ સાંભળવું નથી ગમતું...એને નવાં નવાં ગીત સાંભળવા જોઈએ છે. કહો, એ શ્રવણેન્દ્રિયને તૃપ્તિ થાય ખરી ? આંખોને એકનું એક રૂપ જોવું નથી ગમતું. રોજ, એને નવાં નવાં રૂપ જોવાં હોય છે ! એનો કોઈ અન્ત જ નહીં. એક-બે કે પાંચ-સાત રૂપ જોઈને તૃપ્ત થઈ જાય, બીજાં રૂપ જોવાની ઝંખના ન રહે-તો એ જાત ઇન્દ્રિયની નહીં ! ઘ્રાણેન્દ્રિયને એકનું એક ગુલાબનું કે હીનાનું અત્તર નથી ગમતું, એને તો નવાં નવાં સેંટ અને અત્તરો જોઇએ. એ ધરાય જ નહીં...નવી નવી માગણીઓ ઊભેલી જ હોય.

રસનાની તો વાત જ ન કરો. એને નવાં નવાં ભાત ભાતનાં ભોજન જોઈએ! રોજ નવાં નવાં પીણાં જોઈએ! એને તૃપ્તિ થાય જ નહીં. સ્પર્શેન્દ્રિયને એકની એક વ્યક્તિનો કે એકની એક વસ્તુનો સ્પર્શ નથી ગમતો, જુદાં જુદાં શરીરોનો સ્પર્શ જોઈએ છે...જુદી જુદી ને નવી નવી વસ્તુઓનો સ્પર્શ જોઈએ છે! એ ધરાય જ નહીં.

અસંખ્ય જડ–ચેતન વિષયોમાં વિસ્તરેલી ઇન્દ્રિયોની લોલુપતા આ રીતે શાન્ત થાય જ નહીં. જેમ જેમ તું એને વિષયો આપીશ તેમ તેમ એની અતૃપ્તિ વધવાની છે, એની તૃષા જ વધવાની છે. અગ્નિમાં લાકડાં હોમવાથી અગ્નિ શાન્ત થાય જ નહીં, અગ્નિ પ્રદીપ્ત જ થાય. જો ખરેખર તૃપ્ત બનવું હોય, તૃપ્તિની ખરેખરી ઝંખના જાગી હોય તો તારે એ ઇન્દ્રિયોને વિષયોના ઉપભોગથી રોકવી જોઈશે.

છે, એના અનેક ઉપાયો છે. જો તારી પૂર્ણ તૈયારી હશે તો ઉપાયો તને મળશે જ. તું સર્વપ્રથમ એ ઇન્દ્રિયોના સ્વભાવને ઓળખી લે. રોજની તરસી ને ભૂખી એ ઇન્દ્રિયોને બરાબર ઓળખી લે. અસંખ્ય વિષયો તરફ લોલુપ બનેલી એ ઇન્દ્રિયોના સાચા રૂપને જોઈ લે. એ ક્યારેય સર્વથા તૃપ્ત થતી નથી, આ વાત સ્વીકારી લે.



## શુભાશુભ કલ્પનામાત્ર

कश्चिच्छुभोऽपि विषयः परिणामवशात्पुनर्भवत्यशुभः ।
कश्चिदशुभोऽपि भूत्वा कालेन पुनः शुभीभवति ॥४१॥

**અર્થ :** ઇષ્ટ પણ કોઇ વિષય અધ્યવસાયના કારણે (દ્વેષના પરિણામના કારણે) અનિષ્ટ બને છે, વળી કોઇ અશુભ પણ (વિષય) થઈને કાલાન્તરે ઇષ્ટ બને છે (રાગના પરિણામથી).

**વિવેચન :** મનની અકળ ગતિ છે! મનના ભેદ પામવા એ મામૂલી ખેલ નથી. એ મનડાને જે કાલે ખૂબ ગમતું હતું તે આજે જરાય નથી ગમતું! અને જે એને કાલે જરાય નહોતું ગમતું તે આજે

ભરપૂર ગમે છે, એના વિના ક્ષણવાર પણ નથી ગમતું! વિષય એનો એ જ...!

દા. ત. બે હજાર કે ત્રણ હજાર રૂપિયાનો ટી. વી. (ટેલિવિઝન) સેટ લઈ આવ્યા. લાવ્યા પછી પરિવાર સાથે, મિત્રો સાથે, સ્નેહી-સ્વજનો સાથે ખૂબ મજેથી ત્રણ કલાક ટી. વી. ના કાર્યક્રમો તમે જોયા, ખૂબ પ્રસન્ન થઈ ગયા. ટી. વી. ની વૈજ્ઞાનિક શોધ અંગે તમે પ્રશંસાનાં ફૂલ વેર્યાં. બીજા દિવસે તમે સવારે પરવારીને દુકાને ગયા કે ઓફિસે ગયા. સાંજે જ્યારે તમે ઘરે આવવા નીકળ્યા ત્યારે મોડું થઈ ગયું હતું અને તમને કકડીને ભૂખ લાગી હતી. તમે તમારા મનમાં નિર્ણય કર્યો કે 'ઘરે જઈને પહેલું કામ જમવાનું કરીશ, પછી બીજી વાત!' તમે ઘરે આવ્યા. ઘર સ્ત્રી-પુરુષોથી ચીકાર ભરેલું જોયું. ટી. વી. ઉપર સિનેમા ચાલી રહ્યું હતું. તમારાં પત્ની, પુત્ર, પુત્રી વગેરે પણ એ કાર્યક્રમ જોવામાં તલ્લીન હતાં. તમે એમને રસોડામાં બોલાવો એ વખતે એ તમને કહે: 'પછી જમજો ને! જમવાનું ક્યાં ભાગી જવાનું છે? આ સરસ કાર્યક્રમ ચાલે છે, એ જુઓ ને!' તો શું તમે એ કાર્યક્રમ જોવા બેઠા હતા? પત્નીના આમંત્રણને તમે સ્મિતપૂર્વક આવકાર્યું હતું કે મોં ચઢી ગયું હતું? પત્ની ઉપર ગુસ્સો આવ્યો હતો ખરો?

તમને ભૂખનું દુઃખ હોય છે? એ વખતે ટી. વી. જોવું નથી ગમતું! જ્યારે તમને ભૂખ નથી, તરસ નથી કે મનમાં કોઈ પ્રબળ ચિન્તા નથી એ વખતે ટી. વી. જોવું ખૂબ ગમે છે. એ જોવામાં તમે તલ્લીન હો-એ વખતે તમારાં પત્ની ભોજન માટે તમને બોલાવે તો શું થાય? ગુસ્સો જ થાય ને? ટી. વી. સેટનો કાર્યક્રમ એનો એ છે અને ભોજન પણ એનું એ છે! વિષયમાં કોઈ જ પરિવર્તન નથી. પરિવર્તન થાય છે માનવના મનમાં! પરિવર્તન થાય છે જીવના અધ્યવસાયોમાં, પરિણામોમાં!

જ્યારે મન રાગી હોય છે ત્યારે એક વિષય પ્રિય લાગે છે,

જ્યારે મન દ્વેષી હોય છે ત્યારે એ જ વિષય અપ્રિય લાગે છે. હનુ-માનપિતા પવનંજયના મનમાં અંજના પ્રત્યે દ્વેષ હતો ત્યારે બાવીસ બાવીસ વર્ષ સુધી એની સામે પણ ન જોયું, એના શયનખંડમાં પગ પણ ન મૂક્યો. બાવીસ વર્ષના અંતે જ્યારે માનસરોવરના તટ પર મન બદલાયું, દ્વેષના સ્થાને સ્નેહ અને સહાનુભૂતિ જાગ્યાં, તુરત મિત્રની સાથે આકાશમાર્ગે એ અંજનાના મહેલે આવ્યો! એ જ અંજના હતી! અંજનામાં કોઈ પરિવર્તન ન હતું. પવનંજયના મનમાં પરિવર્તન થયું હતું. દ્વેષના સ્થાને રાગ આવ્યો હતો! એને અંજના સારી લાગી, સ્નેહપૂર્ણ લાગી, નિર્દોષ લાગી.

૨૨–૨૨ વર્ષ સુધી અંજનાનું નામ ન લેનાર એ પવનંજય, જ્યારે વન–વન અને પહાડે–પહાડ ખૂંદી નાંખવા છતાં અંજના નહોતી મળી ત્યારે, જંગલમાં ચિતા ખડકીને, આગ ચાંપીને એમાં બળી મરવા તૈયાર થયો હતો! 'અંજના વિના હવે જીવી ન શકું!'

વિષયો તરફનો ઇંદ્રિયોનો અને મનનો પ્રેમ...રાગ...સ્નેહ અન-વસ્થિત છે. એક વિષય પર કે વ્યક્તિ પર એનો પ્રેમ સ્થાયી નથી હોતો, એ બદલાયા કરે છે. એટલે ઇંદ્રિયજન્ય સુખ પણ સ્થાયી નથી હોતું, અનિત્ય અને ક્ષણિક હોય છે. જે મીઠાઈ જીભને આજે ભાવે છે, એ મીઠાઈ બીજા દિવસે નથી ભાવતી! જે મીઠાઈ સામે એ કાલે જોતો પણ ન હતો, આજે એ જ મીઠાઈ મજેથી ખાય છે! જે વસ્તુને ગઈ કાલે અડવાનું પણ નહોતો ઇચ્છતો, એ વસ્તુને આજે છાતીએ વળગાડીને પંપાળે છે! આ બધું શું છે? મનના રાગ અને દ્વેષના હંમેશાં બદલાતા ભાવોના ખેલ છે! વિષયો તો એના એ જ છે. વિષય સારો હોય કે નરસો હોય એની સાથે બહુ નિસ્બત નથી. રાગીને નરસો પણ વિષય વહાલો લાગે છે, દ્વેષીને સારો પણ વિષય અપ્રિય લાગે છે.

कारणवशेन यद्यत् प्रयोजनं जायते यथा यत्र ।
तेना तथा तं विषयं शुभमशुभं वा प्रकल्पयति ॥५०॥

अर्थ : જે કારણે જ્યાં જેવી રીતે જે જે પ્રયોજન ઉત્પન્ન થાય છે, તેવી તેવી રીતે ઉત્પન્ન થયેલા તે પ્રયોજનથી, તે વિષયને ઈષ્ટ કે અનિષ્ટ માને છે.

विवेचन : માત્ર કલ્પના છે પ્રિયની અને અપ્રિયની; ઈષ્ટની અને અનિષ્ટની. મનની કલ્પના સિવાય કંઈજ વાસ્તવિક નથી. એ કલ્પનામાં જ્યારે રાગના રંગો પુરાયા હોય છે ત્યારે એ પદાર્થો, એ વ્યક્તિઓ પ્રિય લાગે છે, ઈષ્ટ લાગે છે. જ્યારે એ કલ્પનામાં દ્વેષના રંગો પુરાય છે ત્યારે દુનિયાના પદાર્થો અપ્રિય અને અનિષ્ટ લાગે છે.

'પદાર્થ ખરાબ છે, માટે અપ્રિય લાગે છે', 'વ્યક્તિ ખરાબ છે માટે અનિષ્ટ લાગે છે;' આ ધારણા, આ માન્યતા ખોટી ઠરે છે. 'પદાર્થ સારો છે માટે પ્રિય લાગે છે, વ્યક્તિ સારી છે માટે વહાલી લાગે છે.' આ ધારણા ખોટી સાબિત થાય છે. વસ્તુમાં સારાપણાનો કે નરસાપણાનો આરોપ જીવની કલ્પના કરે છે! એ કલ્પનાનાં પ્રેરક તત્ત્વો હોય છે: રાગ અને દ્વેષ!

ઈષ્ટ લાગતા વિષયોમાં ઇન્દ્રિયો પ્રવૃત્ત થાય છે અને અનિષ્ટ લાગતા વિષયોમાંથી ઇન્દ્રિયો નિવૃત્ત થાય છે. આ ઈન્દ્રિયોની પ્રવૃત્તિ અને નિવૃત્તિ પાછળ સમથ દોરીસંચાર મનની કલ્પનાનો હોય છે! એટલે ઇન્દ્રિયોને વિષયોમાં પ્રવૃત્ત અને નિવૃત્ત થતી રોકવા માટે ગ્રન્થકાર મહર્ષિ એક અભિનવ કલ્પના આપે છે! દિવ્ય વિચાર આપે છે. તેઓ કહે છે:

'આ ગીત સારું છે, આ સંગીત–ધ્વનિ સારો છે,' એમ માનીને તું તારી શ્રવણેન્દ્રિયને એ ગીત–સંગીતમાં જોડે છે ને? તને એ ગીત,

એ સંગીત કોણ સારું લગાડે છે, એનો વિચાર કર. તારી રાગ-દશા એ સંગીતમાં સારાપણાની કલ્પના કરાવે છે એવી જ રીતે કોઈ ગીત કે સંગીત તને નથી ગમતું 'આ ગીત સારું નથી...' આ કલ્પના તારી દ્વેષદશામાંથી જન્મે છે. આ રીતે પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં સમજવાનું છે:

જીવની રાગદશા સ્થાયી નથી હોતી, દ્વેષદશા સ્થાયી નથી હોતી. રાગ પછી દ્વેષ અને દ્વેષ પછી રાગ...ચાલ્યા જ કરે છે આ ક્રમ! એટલે પ્રિય-અપ્રિયની કલ્પનાઓ પણ બદલાયા જ કરે છે! રાગદશામાં જે પદાર્થ સારો લાગે છે એ જ પદાર્થ દ્વેષદશામાં ખરાબ લાગે છે. પદાર્થ એનો એ જ હોય છે.

એક વ્યક્તિ ઉપર રાગ હોય છે ત્યારે એનું રૂપ, એના શબ્દ, એનો સ્પર્શ પ્રિય લાગે છે, ગમે છે. પરંતુ એ જ વ્યક્તિ ઉપર જ્યારે દ્વેષ જાગે છે, ત્યારે એનું રૂપ, એનો શબ્દ કે એનો સ્પર્શ-એનું કંઈ ગમતું નથી. વ્યક્તિ એની એ જ હોય છે, વ્યક્તિમાં કોઈ પરિવર્તન હોતું નથી. પરિવર્તન થયું હોય છે આપણી રાગદશાનું, આપણી દ્વેષદશાનું.

વ્યક્તિ સારી છે માટે ગમે છે-આ માન્યતા સાવ ખોટી છે. આપણને રાગ છે માટે એ ગમે છે! વ્યક્તિ ખરાબ છે માટે નથી ગમતી-આ ધારણા ભૂલભરેલી છે, આપણને દ્વેષ છે માટે નથી ગમતી.

જુઓ, અનંત સિદ્ધ ભગવંતો પોતાના કેવળજ્ઞાનમાં સંસારના સર્વ જીવોને જાણે છે ને? જીવોના....પદાર્થોના તમામ ગુણદોષો જાણે છે ને? છતાં એમને 'આ સારું છે ને આ નરસું છે,' આવી કલ્પના કેમ નથી થતી? કારણ કે તેઓ વીતરાગ છે! તેમને નથી રાગ કે નથી દ્વેષ! એટલે એમનું જ્ઞાન રાગ-દ્વેષના રંગોથી રંગાયેલું નથી; માટે એમની જ્ઞાનદૃષ્ટિ પરમવિશુદ્ધ હોય છે.

જો આ દૃષ્ટિબિંદુ આપણું દૃષ્ટિબિંદુ બની જાય તો જીવાત્માઓ

અને જડપદાર્થોમાં સારા–નરસાના આરોપ મૂકવાની આપણી કુચેષ્ટાઓ બંધ થઈ જાય અને આપણા પોતાના રાગદ્વેષ ઓછા કરવાનો પુરુષાર્થ ચાલુ થઈ જાય.

આ જ્ઞાનદૃષ્ટિ જો આપણને લાધી જાય તો વિષયો તરફ દોડતી આપણી ઇન્દ્રિયો રોકાઈ જાય; દોડધામ ઓછી થાય. રાગ–દ્વેષની મંદતા થતાં ઇન્દ્રિયોના વિષયસંચારમાં કર્મબંધ પણ ઓછો થાય. આવી અદ્‌ભુત છે આ રહસ્યભૂત વાત! આ તત્ત્વદૃષ્ટિ છે, જ્ઞાનદૃષ્ટિ છે, દિવ્યદૃષ્ટિ છે. આના દ્વારા આપણે આપણી કલ્પનાઓમાંથી રાગ–દ્વેષના રંગો ધોઈ નાંખવા પ્રયત્નશીલ બનીએ.



## રાગ અને દ્વેષ

अन्येषां यो विषयः स्वाभिप्रायेण भवति तुष्टिकरः ।
स्वमतिविकल्पाभिरतास्तमेव भूयो द्विषन्त्यन्ये ॥५१॥

અર્થ : બીજાઓને (બીજા પુરુષોને) જે વિષય (શબ્દ વગેરે) પોતાના મનઃપરિણામથી પરિતોષ કરનાર બને છે તે જ વિષયનો, પોતાના મનના વિકલ્પોમાં રાચતા અન્ય પુરુષો વળી દ્વેષ કરે છે!

વિવેચન : તમે જરા સ્વસ્થ ચિત્તે વિચારો તો ખરા! ચિંતનની કેવી આશ્ચર્યકારી પગદંડી બતાવે છે આ મહર્ષિ! તેઓ કહે છે : જે વિષયો તમને સારા, સુંદર અને મનોહર લાગે છે એ વિષયો જે ખરેખર સારા હોય, સાચે જ સુંદર હોય અને નિશ્ચયે મનોહર હોય તો સહુ મનુષ્યોને એ સારા, સુંદર અને મનોહર લાગવા જોઈએ ને? એમ નથી બનતું. જે વિષય, જે પદાર્થ એક માણસને ગમી જાય છે, એ જ વિષય બીજાને નથી ગમતો! જો વિષયની જ ખૂબી હોય, જો વિષયમાં જ સારાપણું હોય તો તે બધાને ગમવો જોઈએ.

ગ્રન્થકારનો અકાટ્ય તર્ક છે. વસ્તુ જો સારી હોય, વસ્તુમાં સુંદરતા અને સુખદાયકતા હોય તો તે સર્વજીવોને સારી લાગવી જ જોઈએ. સર્વ જીવોને સુંદર લાગવી જ જોઈએ. સર્વ જીવોને એનાથી સુખ મળવું જ જોઈએ, એવું નથી બનતું આ સંસારમાં. એકનો એક જ વિષય રમેશને પ્રિય લાગે છે ને સુરેશને અપ્રિય લાગે છે! આવો, આપણે એક-એક ઇન્દ્રિયના વિષયને તપાસીએ.

જુઓ આ ગીત તમને સંભળાય છે ને? આ શ્રવણેન્દ્રિયનો વિષય છે. તમને આ ગીત સાંભળવું ગમે છે? નથી ગમતું ને? કારણ કે તમે એને ઘણીવાર સાંભળેલું છે...ખેર, મને એ સાંભળવું ગમે છે...વારંવાર સાંભળવું ગમે છે! ગીત તો એનું એ છે, તમને સાંભળવું નથી ગમતું, મને ગમે છે!

જુઓ, આ મંદિરનું શિલ્પ કેવું સુંદર છે! ખરેખર, આ પ્રાચીન શિલ્પ ઉપર મન ઓવારી જાય છે. તમને ગમ્યું આ શિલ્પ? કેમ ન ગમ્યું? તમને આવું જૂનું શિલ્પસ્થાપત્ય જોવું નથી ગમતું...મને ગમે છે! એનું એ જ શિલ્પ છે. મને ગમે છે, તમને જોવું નથી ગમતું.

તમને બધા જ પુષ્પોની સુવાસ ગમે છે? બધાં જ અત્તરો કે એસેન્સો ગમે છે? તમને 'હીનો' ગમે છે, મને નથી ગમતો. તમને 'ગુલાબ' નથી ગમતું, મને ગમે છે! વસ્તુ તો એની એ છે-તમને ગમે છે, મને નથી ગમતી. મને ગમે છે, તમને નથી ગમતી.

આવો, આપણે રસોડામાં જઈએ. તમને આ ગુલાબજાંબુ ભાવે છે ને? મને તો એ જોવાય નથી ગમતાં! તમને આ ભીંડાનું શાક જોઈને ઉલટી થાય છે ને? મારી જીભમાંથી એ જોઈને પાણી છૂટે છે. બને છે આવું—એકને એક વસ્તુ ભાવે, એ વસ્તુ બીજાને ન ભાવે ચાર માનવીઓને ભાવે, બીજા ચારને ન ભાવે!

આપણે સ્પર્શેન્દ્રિયના વિષયને પણ જોઈએ. તમને આ ખાદીનું કાપડ પહેરવું ફાવે છે? ચામડીને ખરબચડું લાગતું નથી? તમને

ફાવે છે ખાદી પહેરવી, મને ખાદી પહેરવી જરાય ફાવતી નથી. ખાદીના કપડાનો સ્પર્શ તમને ગમે છે, મને નથી ગમતો. ટેરેલીનના કપડાનો સ્પર્શ મને ગમે છે, તમને નથી ગમતો !

આ ગમવાનું અને ન ગમવાનું શું છે? પ્રિય અને અપ્રિય શું છે? માત્ર પોતાના મનના તરંગો ! રાગના તરંગો અને દ્વેષના તરંગો! બધા જીવોનાં મન એક સાથે રાગી નથી હોતાં, એક સાથે દ્વેષી નથી હોતાં. એક વિષય ઉપર બધા જીવોનાં મન રાગી નથી હોતાં, બધા જીવોનાં મન દ્વેષી નથી હોતાં. ભિન્ન ભિન્ન જીવોના રાગ-દ્વેષ પણ ભિન્ન-ભિન્ન હોય છે. એ રાગ દ્વેષથી પ્રેરાઈને જીવો વિષયોમાં સારા-નરસાનો આરોપ કરે છે.

આ છે વાસ્તવિકતાનું સચોટ દર્શન. શબ્દ-રૂપ-રસ-ગંધ અને સ્પર્શ; પાંચ ઇન્દ્રિયોનાં આ અસંખ્ય વિષયોમાં સુખદાયકતા કે દુઃખ-દાયકતા નથી, સારાપણું કે નરસાપણું નથી. જીવનો રાગ એ વિષયને સારો સમજાવે છે, જીવનો દ્વેષ એ વિષયને ખરાબ સમજાવે છે ! ગ્રન્થકાર મહાત્મા વિવેકી આત્માઓને અન્તર્મુખ બનાવવા ઇચ્છે છે. પોતાનામાં પડેલા રાગ અને દ્વેષને જોવા માટે; સમજવા માટે પ્રેરણા આપે છે.

આ જ વાતને વધુ સ્પષ્ટ કરવા તેઓ આગળ વધે છે :

तानेवार्थान् द्विषतस्तानेवार्थान् प्रलीयमानस्य ।
निश्चयतोऽस्यानिष्टं न विद्यते किंचिदिष्टं वा ॥५२॥

**અર્થ :** તે જ (ઇષ્ટ) શબ્દાદિ વિષયોનો દ્વેષ કરતા (અને) તે જ (અનિષ્ટ) વિષયોમાં તન્મય થતા આને (વિષયભોગીને) પારમાર્થિક રીતે કાંઈપણ ઇષ્ટ કે અનિષ્ટ નથી.

**વિવેચન :** માત્ર શબ્દના સ્થૂલ અર્થને પકડી ન બેસાય. શબ્દોના રહસ્યભૂત પારમાર્થિક અર્થો સુધી પહોંચવું જોઈએ. પાંચ ઇન્દ્રિયોના

વિષયો પ્રિય નથી કે અપ્રિય નથી. આ પારમાર્થિક દૃષ્ટિ છે, આ રહસ્યભૂત વાત છે. રહસ્યભૂત વાતો સહુ મનુષ્યોને ન સમજાય. સૂક્ષ્મ બુદ્ધિવાળા મનુષ્યો જ એ વાતો સમજી શકે. માત્ર સ્થૂલ વ્યવહારમાં જ રાચતા મનુષ્યો પારમાર્થિક દૃષ્ટિવાળા નથી હોતા, નિશ્ચયનયની દૃષ્ટિવાળા નથી હોતા.

શું સંસારમાં એવા જીવોને નથી જોયા કે જેઓ સારા–સુંદર વિષયો–પદાર્થો તરફ પણ ઘૃણા કરતા હોય? અરે, એક સમયે જે વિષયને, જે પદાર્થને ખૂબ ચાહ્યો હોય એ જ વિષયને બીજા સમયે ક્રૂરતાથી ધિક્કારે! એવી જ રીતે, એક સમયે જે પદાર્થને–જે વિષયને ધિક્કાર્યો હોય, લાત મારી હોય, બીજા સમયે એ જ વિષયને, એ જ પદાર્થને હૃદયથી ચાહવા લાગી જાય! આવું શું લગભગ દરેક જીવના જીવનમાં નથી બનતું? 'આવું શાથી બને છે? કેમ બને છે?' આ વિચારવાનો શું અવકાશ મળે છે? ના. જેનો વિચાર કરવાની કોઈ જરૂર નથી, એના વિચારો ખૂબ કરીએ છીએ, અને જે વિચારો કરવા ખૂબ જરૂરી છે, તે વિચારો કરતા જ નથી.

આ પારમાર્થિક વાત; રહસ્યભૂત વાત ગ્રન્થકાર સૂક્ષ્મ બુદ્ધિવાળા વિવેકી મનુષ્યોને કહી રહ્યા છે. એ શ્રુતધર મહાત્માની આવી વાતો સાંભળવાને પાત્ર જીવો બીજા છે જ નહીં. હા, પાત્ર મનુષ્યને જ; એની બૌદ્ધિક યોગ્યતા જોઈને, તત્ત્વોપદેશ આપી શકાય. જેઓની બુદ્ધિ નિર્મળ નથી બની, શુદ્ધ નથી બની, સૂક્ષ્મ–ધારદાર નથી બની, વિવેકથી સુશોભિત નથી બની, એવા જીવોને માટે આ ઉપદેશ નથી. તે જીવો આ વાતોને સમજી જ ન શકે. બહુ બહુ તો એ જીવો બે–ચાર ધર્મક્રિયાઓ કરી લે અથવા બે–ચાર કે આઠ ઉપવાસ કરી લે, એટલું જ. એમની ચિત્તશુદ્ધિ થતી નથી. એમનો મનોમળ ધોવાતો નથી.

'આ પદાર્થ સારો, આ પદાર્થ નરસો...આ મનુષ્ય સારો, આ

મનુષ્ય ખરાબ! બસ, આ આર્ત્તધ્યાનમાં જીવો સબડયા કરવાના. તેઓ આંતરનિરીક્ષણ નહીં કરવાના, પદાર્થનું વિશ્લેષણ નહીં કરવાના. એ લોકો તો પ્રિય વિષયોને પ્રાપ્ત કરવા, પ્રાપ્ત થયેલા પ્રિય વિષયોને ભોગવવા અને એ વિષયો ચાલ્યા ન જાય, તેનું રક્ષણ કરવા દિવસ ને રાત ડૂબેલા રહે છે. એમને આર્ત્તધ્યાનનું જ્ઞાન નથી. એ જીવોને મનના પરિણામોની ઓળખાણ જ નથી હોતી. આવા જીવોને કેવી રીતે સમજાવવા કે 'મારા ભાઈ, કોઇ વિષય સારો નથી કે કોઇ વિષય ખરાબ નથી. કોઈ પદાર્થ પ્રિય નથી કે અપ્રિય નથી, ઇષ્ટ નથી કે અનિષ્ટ નથી. આ બધો તો તારા રાગ–દ્વેષનો ખેલ છે. રાગ વસ્તુને પ્રિય લગાડે છે, દ્વેષ એ જ વસ્તુને અપ્રિય લગાડે છે! રાગ–દ્વેષ ફરે છે તેમ વસ્તુ અંગેની કલ્પનાઓ પણ ફરે છે....'

આગ્રહો છોડી દો, 'આ વ્યક્તિ તો સારી જ છે અથવા આ વ્યક્તિ ખરાબ જ છે ...ક્યારેય ન સુધરે....આ વસ્તુ સામે તો ક્યારેય ન જોઉં, મને જરાય નથી ગમતી...' આવું વિચારવું મિથ્યા છે, બોલવું ય મિથ્યા છે. આવા આગ્રહો કોઈના ટક્યા છે? જે સીતાજીના વિરહમાં રામચન્દ્રજી જંગલોમાં પાગલ બનીને ભટક્યા હતા, જે સીતાને લંકામાંથી લઈ આવવા રાવણ સાથે ઘોર યુદ્ધ કર્યાં હતાં.... સીતાજી ઉપર કેવો રાગ હતો? સીતાને તેઓ કેવી રીતે માનતા હતા? 'સીતા વિનાની એક ક્ષણ પણ અકારી લાગે...' એ જ સીતાને એ જ રામચન્દ્રજીએ વનવાસમાં મોકલી દીધાં! વર્ષો સુધી રામે સીતા વિના જીવન વીતાવ્યું! સીતાજી એનાં એ જ હતાં...રામચન્દ્રજીના રાગ–દ્વેષે સીતામાં પ્રિય–અપ્રિયની કલ્પનાઓ કરાવી હતી.

સીતાજી પાસે તત્ત્વદૃષ્ટિ હતી. તેઓ સમજતાં હતાં કે 'આપણને તે સારા માને, પ્રિય માને, કે જે રાગી હોય! એ જ વ્યક્તિમાં દ્વેષ આવી જાય તો આપણને ખરાબ માને, આપણે એને અપ્રિય લાગીએ! બીજી વ્યક્તિના રાગ–દ્વેષ ઉપર આપણો અધિકાર નથી.' માટે સીતાજીને રામચન્દ્રજી પ્રત્યે દ્વેષ ન થયો. વિશ્વમાં ઇષ્ટ–અનિષ્ટની અને પ્રિય–

અપ્રિયની તમામ કલ્પનાઓ જીવાત્માના રાગ અને દ્વેષમાંથી જન્મે છે. આ વાત મનનપૂર્વક સમજી લેવી જોઈએ. વિષયોમાં સારાપણું કે નરસાપણું, પારમાર્થિક દૃષ્ટિએ-નિશ્ચય દૃષ્ટિએ નથી, આ વાત ખૂબ ઊંડાણમાં જઈ ને સમજી લેવા જેવી છે. તો જ રાગ-દ્વેષના દુષ્પ્રભાવોથી આપણે બચી શકીશું.

**रागद्वेषोपहतस्य केवलं कर्मबन्ध एवास्य ।**
**नान्यः स्वल्पोऽपि गुणोऽस्ति यः परत्रेह च श्रेयान् ॥५३॥**

**અર્થ : રાગ અને દ્વેષથી હણાયેલા (મનવાળા) એને માત્ર કર્મબંધ જ થાય છે. આ લોકમાં કે પરલોકમાં બીજો થોડો પણ ગુણ નથી.**

વિવેચન : ભીષણ ભવ-વનમાં ભટકાવનારાં કર્મો શાનાથી બંધાય છે, એ વાત ખૂબ સ્પષ્ટ શબ્દોમાં ગ્રન્થકારે કહી છે. અથવા, રાગ અને દ્વેષથી હણાયેલું મન, સિવાય કર્મબંધ, બીજો કોઈ લાભ ખાટતું નથી, આ વાત ગ્રન્થકારે સચોટ શબ્દોમાં કહી છે.

કોઈપણ વિષયમાં મન ગયું, એ વિષય પર રાગી થયું કે દ્વેષી થયું-કર્મોના બંધનોથી આત્મા બંધાયો સમજો. તમે કદાચ કહેશો : રાગી કે દ્વેષી મન થાય અને કર્મોથી બંધાય આત્મા! આવું કેવી રીતે બને? હા, એવું જ બને છે. વિષયરાગી બને મન, વિષયદ્વેષી બને મન અને કર્મોથી લેપાય આત્મા! કારણ કે મન અને આત્માનો સંબંધ છે. મન તો જડ યંત્ર છે આત્માનું! આત્માએ જ એ યંત્ર બનાવેલું છે વિચારો કરવા. યંત્રમાંથી ખરાબ ઉત્પાદન થાય તો નુકસાન એના માલિકને જ થાય ને? મનનો માલિક આત્મા છે. એટલે મનના વિષયરાગનું અને વિષયદ્વેષનું નુકસાન 'કર્મબંધ' આત્માને ભોગવવું જ પડે.

હા, હજુ જો બીજો કોઈ મોટો લાભ થતો હોય તો થોડું નુકશાન સહન કરી લેવાય-એ વ્યાવહારિક બુદ્ધિ છે; પરન્તુ બીજો કોઈ

જ નાના કે મોટા લાભ વિના જો નુકસાન કરતો જ રહે તો? નિર્ધન, દરિદ્ર અને ઘરબાર વિનાનો જ થઈ જાય ને?

ઇષ્ટ વિષયોમાં રાગ કરવાથી અને અનિષ્ટ વિષયોમાં દ્વેષ કરવાથી તમને કોઈ લાભ થયો છે? કોઈ જીવને થયો છે? વર્તમાન જીવનમાં કે પરલોકમાં, ક્યાંય કોઈ લાભ થયો છે? 'લાભ' નો અર્થ સમજો છો ને? આન્તર–બાહ્ય સુખની પ્રાપ્તિ. સારા શબ્દ–રૂપ–રસ–ગંધ અને સ્પર્શ પ્રત્યે રાગી બનીને કયું સુખ મેળવ્યું? ક્ષણિક આનંદ! ઘડી-બે ઘડી મોજમજા! થોડાક દિવસો, મહિના કે વર્ષો સુધી સુખભોગ! આ જ લાભ ને? આને જ તમે લાભ કહો છો ને?

ભાગ્યશાળી! આ બધા લાભ તો સંધ્યાના રંગોની જેમ વિલાઈ જશે. પછી શોક, સંતાપ અને ઉદ્વેગમાં, આધિ, વ્યાધિ અને ઉપાધિમાં એવા રોળાઈ જશો કે પેલા લાભ તમને આશ્વાસન આપવા પૂરતા પણ યાદ નહીં આવે. પરલોકમાં તો, બાંધેલાં પાપકર્મોના ઉદયે ઘોર અને રૌદ્ર કોટિનાં દુઃખો જ ભોગવવાનાં રહેશે.

'કર્મબંધ' એ મોટું નુકસાન છે,' આ વાત જ્યાં સુધી સમજાય નહીં ત્યાં સુધી રાગ અને દ્વેષ કરવાના ઓછા થાય નહીં. કેવા કેવા રાગ–દ્વેષથી કેવાં કેવાં કર્મ બંધાય છે અને એ બંધાયેલાં કર્મોના કેવા કેવા વિપાક ભોગવવા પડે છે, આ વિજ્ઞાનનું તલસ્પર્શી ને હૃદયસ્પર્શી અધ્યયન કર્યા વિના વિષય રાગ ને વિષય દ્વેષ કરતું મન, નહીં જ અટકે.

## કર્મબંધ

**यस्मिन्निन्द्रियविषये शुभमशुभं वा निवेशयति भावम् ।**
**रक्तो वा द्विष्टो वा स बंधहेतुर्भवति तस्य ॥५४॥**

**અર્થ :** ઇન્દ્રિયોના જે વિષયમાં રાગયુક્ત કે દ્વેષયુક્ત જીવ શુભ કે અશુભ ચિત્તપરિણામ સ્થાપિત કરે છે તેને તે ચિત્તપરિણામ કર્મબંધનો હેતુ બને છે.

વિવેચન : ઇન્દ્રિયોથી પરોક્ષ આ કર્મબંધની વાત કેવી રીતે સમજાવું ? ઇન્દ્રિયોને પ્રત્યક્ષ વાતોમાં જ માનતા અને રાચતા જીવાત્માઓને ગળે કર્મબંધનું તત્ત્વજ્ઞાન ન જ ઉતરે. તમારે ઇન્દ્રિયોથી પરોક્ષ પરંતુ શાસ્ત્રપ્રત્યક્ષ વાતોને સ્વીકારવી જોઇશે. એ શાસ્ત્રોની રચના કરનારા જ્ઞાની અને કરુણાવંત મહાપુરુષો ઉપર પૂર્ણ વિશ્વાસ સ્થાપવો પડશે. હા, કર્મબંધના અને કર્મ-ઉદયના સિદ્ધાન્તને તમે તમારી બુદ્ધિથી સમજવા પ્રયત્ન કરી શકો.

સમગ્ર સંસારમાં જીવી રહેલા અનન્ત અનન્ત જીવાત્માઓનાં સુખ અને દુઃખનો આધાર આ કર્મબન્ધ છે! કર્મોને બાંધનાર જીવ છે અને ભોગવનાર જીવ છે. તમે વર્તમાનમાં જે સુખ-દુઃખ અનુભવી રહ્યા છો, તેનું કારણ પુણ્યકર્મનો ઉદય અને પાપકર્મનો ઉદય છે. તમે સ્વયં ગતજન્મોમાં જે કર્મો બાંધ્યાં હતાં એ જ કર્મોમાંથી કેટલાંક કર્મો ઉદયમાં આવીને તમને સુખાનુભવ અને દુઃખાનુભવ કરાવે છે!

એ કર્મબંધ કેવી રીતે થાય છે-તે વાત અહીં સમજાવવામાં આવી છે. તમારો ચિત્તપરિણામ કર્મબંધમાં અસાધારણ કારણ છે. તમારા મનના વિચારો જ કર્મબંધના મુખ્ય હેતુઓ બને છે. શબ્દ રૂપ, રસ, ગંધ અને સ્પર્શના અસંખ્ય વિષયોમાંથી ગમે તે વિષયમાં તમે રાગી બન્યા, તમારા વિચારો 'આ વસ્તુ સારી છે, ગમે છે....' આવા બન્યા, એટલે કર્મો તમારા આત્મા સાથે ચોંટી પડયાં સમજો. એવી જ રીતે દ્વેષી બનેલો જીવ વિષયો અંગે 'આ પદાર્થો સારા નથી, ગમતા નથી....' વગેરે વિચારોમાં ચઢયો એટલે કર્મોએ આત્માને આવૃત્ત કર્યો સમજો.

કર્મ-પુદ્ગલો સાથે વિચારોનો કેવો ગાઢ સંબંધ છે! વિચાર કરતાંની સાથે જ કર્મો હાજર! આત્માની સાથે દૂધ-પાણીની જેમ એકમેક થઈ જાય! મનના વિચારો જ મુખ્યરૂપે કર્મબંધનાં કારણો છે. રાગી જીવ રાગભરપૂર વિચારો કરે છે, દ્વેષી જીવ દ્વેષભરપૂર વિચારો

કરે છે! વિચારોના વિષય ( Subjects ) હોય છે વિષયો ! પાંચ ઇન્દ્રિયોના વિષયો !

મનથી વિચાર કરનાર રાગી હોય કે દ્વેષી હોય અને વિચારોનો વિષય પાંચ ઇન્દ્રિયોના વિષયો હોય-એટલે ઢગલાબંધ કર્મો બંધાય. જ્યારે કર્મો બંધાતાં હોય છે, ત્યારે તો જીવને કોઈ પીડાનો અનુભવ નથી થતો હોતો, પરંતુ જ્યારે એ બંધાયેલાં કર્મો ઉદયમાં આવે છે ત્યારે જ પરચો દેખાડતાં હોય છે. તાત્પર્ય એ છે કે રાગી ને દ્વેષી જીવોના ઈષ્ટ કે અનિષ્ટ વિચારો કર્મબન્ધના અસાધારણ કારણ છે. આત્મા સાથે એ કર્મો કેવી રીતે બંધાય છે તે વાત એક ઉદાહરણ આપીને ગ્રન્થકાર સમજાવે છે

**स्नेहाभ्यक्तशरीरस्य रेणुना श्लिष्यते यथा गात्रम् ।**
**रागद्वेषाक्लिन्नस्य कर्मबन्धो भवत्येवम् ॥५५॥**

**અર્થ :** ચીકાશ ( તેલ વગેરેની )થી ખરડાયેલા શરીરવાળાનાં ગાત્ર (શરીર)ને જેવી રીતે ધૂળ ચોંટે છે તેવી રીતે રાગ અને દ્વેષથી સ્નિગ્ધ ( ચીકણા ) આત્માને કર્મ ચોંટે છે.

**વિવેચન :** શરીરે સરસવના તેલની માલિસ કરીને, ખુલ્લા બદને બહાર ફરવા નીકળ્યા છો? તળાવમાં સ્નાન કરીને, ભીના-પાણી નીતરતા શરીરે એ તળાવની પાળે ઊભેલા છો? હવામાં ઊડતા ધૂળના રજકણોથી તમારું શરીર ભરાઇ ગયું હશે! શરીર સાથે ધૂળ ચોંટી જાય. એ ચોંટાડનાર પેલી તેલની ચીકાશ છે! પાણીની ભીનાશ છે!

રાગ અને દ્વેષ એ ચીકાશ છે. આત્મામાં રાગ અને દ્વેષની ચીકાશ હોય ત્યાં સુધી જ કર્મનાં પુદ્ગલો એને ચોંટે છે. શું તમે એમ પૂછવા ઇચ્છો છો કે 'એ કર્મપુદ્ગલો ક્યાંથી આવીને ચોંટે છે?'

સાંભળો, ચૌદ રાજલોકમાં જ્યાં જ્યાં જીવો છે, ત્યાં સર્વત્ર કાર્મણવર્ગણાના પુદ્ગલો રહેલાં જ છે. બસ, જીવ વૈષયિક વિચારો કરે, વ્યક્ત કે અવ્યક્ત, તુરત જ કર્મો આત્માને ચોંટે! આત્માના અસંખ્ય પ્રદેશો રાગ-દ્વેષની ચીકાશથી ખરડાયેલા છે! એ કાર્મણ

વર્ગણાનાં પુદ્ગલો આત્માને ચોંટે તે પછી એ પુદ્ગલો, જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય, નામ, ગોત્ર, આયુષ્ય અને વેદનીય–આ આઠ કર્મોરૂપે પરિણમી જાય. અર્થાત્ એ કાર્મણવર્ગણાનાં પુદ્ગલો-માંથી કેટલાંક પુદ્ગલો જ્ઞાનાવરણરૂપે બને, કેટલાંક દર્શનાવરણરૂપે બને...એ રીતે આઠ ભાગમાં વિભાજિત થઈ જાય. જેમ સોનાની લગડી હોય, તેમાંથી થોડુંક સોનું વીંટી રૂપે બની જાય, થોડુંક સોનું હારરૂપે બની જાય, થોડુંક સોનું બંગડીરૂપે બની જાય....એમ.

હા, બધાં કર્મોમાં સરખા ભાગે એ કાર્મણવર્ગણાના પુદ્ગલો ન વહેંચાય. કોઈમાં વધારે, કોઈમાં થોડાં ! એ વિભાગીકરણ રાગી–દ્વેષી જીવના વિચારો પર અવલંબતું હોય છે. જેવા જીવના વિચારો ! વિચારો કરનારા જીવને આ કર્મબંધની પ્રક્રિયાનું ભાન હોતું નથી. એ પ્રક્રિયા આંખોથી દેખાઈ શકે એવી નથી. એ પ્રક્રિયા જોવા માટે તો કેવળજ્ઞાનની આંખો જોઈએ !

પ્રતિક્ષણ...પ્રતિસમય આત્મા સાથે કર્મપુદ્ગલો ચોંટે છે. અનંત અનંત પુદ્ગલોના ઢગલા આત્મપ્રદેશોમાં ખડકાયે જાય છે....પરંતુ રાગ-દ્વેષમાં મૂઢ બનેલા જીવાત્માને આ સૂક્ષ્મ પ્રક્રિયાનું જ્ઞાન જ નથી હોતું. એ તો ત્યારે માથાં પછાડે છે કે જ્યારે બાંધેલાં કર્મો ઉદયમાં આવીને ઘોર ત્રાસ આપે છે, શારીરિક અને માનસિક ભયંકર વેદનાઓ આપે છે. માટે કર્મો બાંધતાં જાગતા રહો.

**एवं रागद्वेषौ मोहो मिथ्यात्वमविरतिश्चैव ।**
**एभिः प्रमादयोगानुगैः समादीयते कर्म ॥५६॥**

**अर्थ :** આવા રાગ અને દ્વેષ, મોહનીય, મિથ્યાત્વ અને અવિરતિ, પ્રમાદસહિત યોગો (મન-વચન-કાયાના) ને અનુસરીને કર્મ ગ્રહણ કરે છે.

**विवेचन :** કર્મબંધની પ્રક્રિયામાં અસાધારણ કારણ રાગ–દ્વેષને બતાવીને હવે બીજાં પણ જે જે કારણો કામ કરે છે, એનો નિર્દેશ કરે છે.

અલબત્ બીજાં જે કારણો અહીં બતાવવામાં આવ્યાં છે તે બધાં મોહનીયના જ પ્રકારો છે. પરંતુ અહીં તે તે કારણ પોતાની આગવી રીતે પ્રભાવ બતાવે છે, એ વાત સમજાવવા તે કારણો જુદાં જુદાં બતાવાયાં છે.

(૧) **રાગ અને દ્વેષ :** આ બેમાં ક્રોધ, માન, માયા અને લોભનો સમાવેશ થઈ જાય છે. આ ચાર કષાયો મોહનીય કર્મના જ ભેદ છે.

(૨) **મોહનીય :** હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ; આ નવને 'નોકષાય' કહેવામાં આવે છે. 'મોહનીય'માં આ નોકષાયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

(૩) **મિથ્યાત્વ :** આ પણ 'દર્શનમોહનીય'નો જ એક પ્રકાર છે. મિથ્યાત્વમોહનીયના ઉદયમાં જીવ ભારે કર્મો બાંધતો હોય છે.

(૪) **અવિરતિ :** 'અનન્તાનુબંધી' અને 'અપ્રત્યાખ્યાની' કષાયોના ઉદય સાથે આ અવિરતિ સંકળાયેલી છે. પાપોમાં અવિરામ પ્રવૃત્તિ! કોઈ પાપનો ત્યાગ કરવાની ભાવના જ જાગવા ન દે. પાપપ્રવૃત્તિમાં જ જીવને પ્રેર્યા કરે.

આ રાગ, દ્વેષ, મોહ, મિથ્યાત્વ અને અવિરતિથી કર્મબંધ થાય છે પરંતુ તેઓ મન, વચન અને કાયાના સહયોગ વિના કંઈ ન કરી શકે! એ સહયોગ પણ કેવો જોઈએ? પ્રમાદી મન–વચન–કાયાનો સહયોગ જોઈએ. તો કર્મબંધ થાય.

રાગ–દ્વેષથી કર્મબંધ થાય પરંતુ તેમાં સહયોગી જોઈએ. પ્રમાદગ્રસ્ત મન, વચન, કાયાના યોગો હોય છે માટે કર્મબંધ થાય છે. એવી જ રીતે નોકષાયો, મિથ્યાત્વ અને અવિરતિથી કર્મબંધ થાય પરંતુ પ્રમત્ત યોગોના સહયોગથી થાય, સ્વતંત્ર રીતે નહીં.

કેવી સરસ વાત કરે છે ગ્રન્થકાર મહાત્મા! રાગ–દ્વેષ વગેરેથી કર્મબંધ અને કર્મોથી રાગ–દ્વેષના પરિણામ! એનો અર્થ એ થાય કે રાગ–દ્વેષ પોતે જ પોતાને સર્જે છે! મિથ્યાત્વ પોતે જ પોતાને બનાવે છે. અવિરતિમાંથી અવિરતિ પ્રગટે છે.

આ કેવી રીતે બને છે, એના ભેદ પણ ખોલી નાંખ્યા. મન-વચન અને કાયા પ્રમાદી બને છે ત્યારે! પછી એ પ્રમાદ વિકથાઓનો હોય કે નિદ્રાનો હોય, મદ્યપાનનો હોય કે વિષયવાસનાનો હોય. રાગ-દ્વેષ વગેરેને આ પ્રમાદી યોગોનો સહયોગ મળે છે, એટલે આત્મા સાથે કર્મો ચોંટે છે, કર્મબંધ થાય છે.

આ રીતે ગ્રન્થકારે કર્મબંધના હેતુઓને સ્પષ્ટ કર્યા અને ઉપસંહાર કર્યો.



## સંસાર – પરંપરાનું મૂળ

कर्ममयः संसारः संसारनिमित्तकं पुनर्दुःखम् ।
तस्माद् रागद्वेषादयस्तु भवसन्तेर्मूलम् ॥५७॥

**અર્થ :** કર્મનો વિકાર સંસાર છે, સંસારના કારણે જ દુઃખ છે; માટે રાગ-દ્વેષ વગેરે જ ભવપરંપરાનું મૂળ છે. (એમ સિદ્ધ થાય છે)

**विवेचन :** અસંખ્ય યોજનના વિસ્તારમાં અને ચાર ગતિઓના વિભાગમાં રહેલો આ સંસાર...શું છે? આ નારકીપણું, તિર્યંચપણું, મનુષ્યપણું અને દેવપણું શું છે? શું આ નારકીપણું વગેરે આત્માનું સ્વરૂપ છે? ના, આ સમગ્ર સંસાર કર્મોનો વિકાર છે.

આત્માની વિભાવદશા કર્મોને જ આભારી છે ને! કર્મોએ જ આત્માની સ્વભાવદશાને આવૃત્ત કરેલી છે. દેવપણું હો કે મનુષ્યપણું, તિર્યંચપણું હો કે નારકપણું; એ બધી આત્માની અવસ્થાઓ વિભાવદશા છે, વિકારીદશા છે. આત્મા સાથે સંલગ્ન કર્મોમાંથી ઉદ્ભવેલી વિકારી દશા છે. સમગ્ર સંસાર કર્મમય છે! કારણ કે સમગ્ર સંસાર જીવમય છે! સંસારની એવી એક ઇંચ જેટલી...એક દોરા જેટલી પણ જગા ખાલી નથી...કે જ્યાં જીવ ન હોય! જીવ છે એટલે કર્મ લાગેલાં

જ છે. સંસારની ચારગતિમાં રહેલા સર્વ જીવોને કર્મો ચોંટેલાં જ છે. માટે સંસાર કર્મમય છે !

આવો સંસાર જ સર્વ દુઃખોનું કારણ છે. શારીરિક અને માનસિક તમામ દુઃખોનું કારણ સંસાર છે. જીવ નરકમાં જાય છે માટે પરમાધામી દ્વારા અને ત્યાંના ક્ષેત્રથી થતી ઘોર પીડાઓ અનુભવે છે ને ? આપણે નરકમાં નથી, માટે નરકની વેદનાઓ આપણને નથી. એવી જ રીતે જે જીવો પશુ-પક્ષીની તિર્યંચયોનિમાં છે તે જીવો તિર્યંચયોનિની પીડાઓ, દુઃખો ભોગવે છે. મનુષ્યને એ પીડાઓ કેમ નથી ભોગવવી પડતી ? કારણ કે તે તિર્યંચગતિના સંસારમાં નથી ! આપણે મનુષ્યગતિમાં છીએ, માટે મનુષ્યજીવનનાં શારીરિક અને માનસિક દુઃખ અનુભવીએ છીએ. દેવલોકના દેવોને પણ માનસિક દુઃખ તો હોય જ ! ભલે નહીંવત્ હોય.

આ વિધાન એક નવી જ તત્ત્વદૃષ્ટિ આપે છે. 'સંસારમાં સુખની શોધ કરવી છોડી દો !' આ સંસારમાં ક્યાંય શુદ્ધ અને શાશ્વત સુખો છે જ નહીં.' એવી જ રીતે- 'જ્યાં સુધી સંસારની ચાર ગતિમાંથી ગમે તે ગતિમાં તમે જીવો છો, ત્યાં સુધી શારીરિક કે માનસિક દુઃખો રહેવાનાં જ ! સંસારમાં દુઃખો સાથે જ જીવવાનું છે. માટે દુઃખોથી ગભરાઈને ગતિઓની ગલીઓમાં ભરાઈ જવા દોડધામ ન કરો. ચાર ગતિઓની ગલીઓમાં ક્યાંય દુઃખરહિત સ્થાન નથી ! જ્યાં જશો ત્યાં એક નહીં તો બીજું દુઃખ તૈયાર જ હોય છે. એકરૂપે નહીં, બીજારૂપે ! બદલાતાં દુઃખોમાં થોડું આશ્વાસન લઈએ કે 'પેલા દુઃખ કરતાં આ દુઃખ સહેવું સારું,' એ વાત જુદી છે. ક્યાંક શરીરનાં દુઃખ વધારે તો ક્યાંક મનનાં દુઃખ ઝાઝાં. સંપૂર્ણ સંસાર કર્મમય છે...કર્મમય સંસાર દુઃખોનું અસાધારણ કારણ છે.

સંસારની આ ચાર ગતિમાં અને ચોર્યાસી લાખ યોનીમાં જીવો પરિભ્રમણ કરી રહ્યા છે. જન્મે છે, જીવે છે અને મરે છે. એક ગતિમાંથી બીજી ગતિમાં...એક જીવ મનુષ્યરૂપે છે, મરીને તે પશુરૂપે જન્મે

છે, દેવરૂપે જન્મે છે, નારકરૂપે જન્મે છે અને મનુષ્યરૂપે પણ જન્મે છે. જન્મ, જીવન અને મૃત્યુની આ અન્તહીન હારમાળા ચાલી રહી છે. કોણ છે આ ભવપરંપરાનું મૂળભૂત કારણ? કોણ જીવોને ભટકાવી રહ્યું છે આ ચારગતિરૂપ સંસારમાં?

એ જ રાગ અને દ્વેષ! મિથ્યાત્વ અને અવિરતિ! મન–વચન–કાયાના યોગ અને પ્રમાદ! શા માટે જીવાત્મા આ બધી ભૂલો કરે છે? એનું મૂળભૂત એક કારણ છે અજ્ઞાન. જીવાત્માઓને આ જ્ઞાન જ નથી કે આ રાગ–દ્વેષ વગેરે કરવાથી આત્મા સાથે કર્મો બંધાય છે અને એ કર્મોના ઉદયથી સંસારની ચાર ગતિમાં વિવિધ દુઃખો ભોગવવાં પડે છે. ઘોર અજ્ઞાનતા છવાયેલી છે. જો આ અજ્ઞાનતાનું વાદળ ચીરાય અને જ્ઞાનની આછી–પાતળી તેજરેખાઓ બહાર નીકળે...તો એ રાગ–દ્વેષ...મિથ્યાત્વ વગેરેની ભયંકરતા સમજાય; અને તો જ એ દોષોને નિર્મૂળ કરવાનો વિચાર આવે, પુરુષાર્થ થાય. એના ચિત્તમાં જિજ્ઞાસા પ્રગટે કે "આ રાગ–દ્વેષ આદિ દોષોને કેવી રીતે દૂર કરાય? એ દોષોમાંથી પેદા થતા સંસાર પરિભ્રમણને કેવી રીતે ખાળી શકાય?" આવો, એ જિજ્ઞાસાને ગ્રન્થકાર સ્વયં સંતોષે છે; એમની વાતને સ્થિર ચિત્તે સાંભળો.



## દોષજાળનો વિચ્છેદ

**एतद्दोषमहासञ्चयजालं शक्यमप्रमत्तेन ।**
**प्रशमस्थितेन घनमप्युद्वेष्टयितुं निरवशेषम् ॥५८॥**

**અર્થ :** આ દોષોના (રાગ–દ્વેષાદિના અને તેમાંથી ઉત્પન્ન થયેલાં કર્મોના) મોટા સમૂહરૂપ ગહન પણ જાળનો આમૂળ વિચ્છેદ કરવાનું પ્રમાદરહિત અને પ્રશમમાં રહેલા (આત્મા) માટે શક્ય છે.

**વિવેચન :** ગહન જાળમાં ફસાયેલો હંસલો! મજબૂત લોખંડી પિંજરામાં પુરાયેલો કેસરી સિંહ! જ્યાં સુધી એ હંસલાને કે સિંહને

જ્ઞાન નથી થતું કે 'હું નિર્બંધન છું... અનંત નીલાકાશમાં ઊડવા સમર્થ છું...એ જ મારું જીવન છે...એમાં જ સાચો આનંદ છે. હું જંગલનો રાજા છું. જંગલો, પહાડો અને ગુફાઓમાં મારું સ્થાન છે ...મારો આનંદ, મારી મસ્તી...બધું ત્યાં છે, અહીં આ પિંજરામાં નહીં...આ જાળમાં નહીં....' ત્યાં સુધી જ એને એ જાળમાં ગમે છે, એ પિંજરામાં ફાવે છે.

આપણે એક ભયંકર જાળમાં છીએ—એ જાણો છો? આપણે એટલે હું અને તમે જ નહીં, આપણે એટલે સંસારના અનંત અનંત જીવો! હા, જાળ વિનાનું મુક્ત જીવન ન હોય તો જાળ જાળ જ ન કહેવાત! મુક્ત જીવન છે, મુક્ત જીવન જીવનારા પણ અનન્ત અનન્ત જીવો છે! તેમણે જાળમાંથી છૂટકારો મેળવ્યો, જાળ છેદીને નીકળી ગયા....કોઈ કાળનું, કોઈ ક્ષેત્રનું, કોઈ દ્રવ્યનું કે કોઈ ભાવનું બંધન નહીં એમને! પૂર્ણ મુક્ત જીવન!

લલચાય છે મન એ મુક્ત જીવન તરફ? અકળાય છે મન આ ગહન અને વિકટ કર્મોની જાળમાં? અરે, એટલું સમજાઇ ગયું છે ખરું કે 'હું રાગ-દ્વેષ આદિ અનન્ત અનન્ત દોષોમાં અને એ દોષો-માંથી જન્મેલાં અનન્ત અનન્ત કર્મોની જાળમાં ફસાયો છું.' સર્વપ્રથમ તો આ સમજણ દૃઢ થવી જોઈએ. એ સમજણ આવ્યા પછી પણ, જો જીવાત્મા નિરાશ થઈ જાય, પાંગળો બની જાય—'કેવી મજબૂત અને ગહન જાળ છે? આપણાથી તો આ જાળ ન તૂટે. કંઈ નહીં, જાળમાં તો જાળમાં જીવીશું. અહીં ખાવાનું, પીવાનું, પહેરવાનું, ઓઢવાનું, રહેવાનું, ફરવાનું આ બધું તો મળે છે...' આ રીતે જો જીવાત્મા જાળમાં પણ જીવવાનું પસંદ કરી લે, તો એ જાળને ભેદવાનો સંકલ્પ ન કરી શકે. જાળને ભેદવાના ઉપાયો એ નહીં શોધે. એ તો 'જાળમાં જ કેવી રીતે વ્યવસ્થિત ગોઠવાઈ જવું,' એના પ્લાન વિચારશે! જાળને ક્યાંથી કાપું? જાળમાંથી છૂટવા શું પ્રયત્ન કરું?' આની યોજનાઓ એ વિચારશે પણ નહીં. એ જાળને કાપવાનો, નષ્ટ કરવાનો પુરુષાર્થ તો લાખો યોજન દૂર!

હું અનંત દોષો, અનંત કર્મોની જાળમાં જકડાયેલો છું.' આ વિચાર પણ એવા મનુષ્યને આવી શકે કે જે મનુષ્ય પ્રશમભાવમાં ઠરેલો હોય ! એના અન્તરંગ દોષો, ક્રોધ–માન–માયા અને લોભ શાન્ત બેઠા હોય; ઇન્દ્રિયોની વિષયો તરફની દોડધામ ઘટી ગઈ હોય; નિદ્રા, આળસ, વિષયભોગ અને અર્થહીન વાતોથી મન–વચન–કાયાના યોગો થોડા સમય માટે પણ નિવૃત્ત થયા હોય.

મન પ્રશમરસમાં ડૂબેલું હોય, વાણી મૌન હોય અને કાયા સ્થિર હોય, ત્યારે પેલી અદૃશ્ય જાળ દેખાય ! એ જાળમાં જેમ એને પોતાની જાત દેખાય તેમ બીજા પણ અનન્ત જીવો દેખાય. જાળને છેદીને–ભેદીને મુક્ત બનેલા અનન્ત આત્માઓ તરફ પણ એની દૃષ્ટિ જાય. તેનું મન તુરત જ યોજનાઓ ઘડી કાઢે છે જાળને ભેદવાની અને મુક્ત બનવાની ! યોજના બનાવીને એ પુરુષાર્થ આરંભી દે છે, પ્રયત્ન શરૂ કરી દે છે.

જાળને ભેદવા જાળને ઓળખવી પડે. એ જાળ શાની બનેલી છે ? કેવી રીતે ગુંથાયેલી છે ? કેવી રીતે ગુંથાતી જાય છે ? કયી જગાએથી એને છેદી શકાય એમ છે ? વગેરે. દોષોની અને કર્મોની જાળને જીવાત્મા બરાબર ઓળખે. પોતાને તે ન ઓળખાતી હોય, ન સમજાતી હોય, તો એ જ જાળમાં પોતાની પાસે રહેલા એવા સમજદાર અને જાળને ઓળખનારા પુરુષોનો સહયોગ માગે. એમનું માર્ગદર્શન માગે. ઘર બાંધવું છે પણ કેવું બાંધવું, ક્યાં બાંધવું, કેવડું બાંધવું....વગેરેની સૂઝ જેમને નથી હોતી તેઓ એન્જિનિયર પાસે જાય છે, આર્કિટેક્ટ પાસે જાય છે, એમને પૈસા આપીને યોજના–પ્લાન વગેરે મેળવે છે.

કર્મોની જાળને, એની રચનાને, એની બનાવટને વગેરે સમજાવનારા જ્ઞાની અને બુદ્ધિમાન પુરુષો આપણી નિકટમાં જ છે. એ અંગેનું વ્યવસ્થિત માર્ગદર્શન આપનારા ગ્રન્થો પણ આપણને આ કાળમાં મળે છે ! અપ્રમત બનીને, પ્રશમરસમાં લીન બનીને આ બધું કરવાનું છે, તો જ પ્રયત્ન સફળ થાય.

अस्य तु मूलनिबन्धं ज्ञात्वा तच्छेदनोद्यमपरस्य ।
दर्शनचारित्रतपःस्वाध्यायध्यानयुक्तस्य ॥५९॥

प्राणवधानृतभाषणपरधनमैथुनममत्वविरतस्य ।
नवकोट्युद्गमशुद्धोञ्छमात्रयात्राधिकारस्य ॥६०॥

जिनभाषितार्थसद्भाविनो विदितलोकतत्त्वस्य ।
अष्टादशशीलाङ्गसहस्रधारणकृतप्रतिज्ञस्य ॥६१॥

परिणाममपूर्वमुपागतस्य शुभभावनाध्यवसितस्य ।
अन्योन्यमुत्तरोत्तरविशेषमभिपश्यतः समये ॥६२॥

वैराग्यमार्गसंप्रस्थितस्य संसारवासचकितस्य ।
स्वहितार्थाभिरतमतेः शुभेयमुत्पद्यते चिन्ता ॥६३॥

અર્થ : આનું ( દોષસમૂહની જાળનું ) મૂળ કારણ જાણીને—

(૧) તેનો ઉચ્છેદ કરવા ઉદ્યમશીલ બનેલાને, (૨) દર્શન-ચારિત્ર-તપ-સ્વાધ્યાય અને ધ્યાનથી યુક્તને, [૫૯]

(૩) હિંસા-અસત્યવચન-પરધનહરણ-મૈથુનસેવન અને પરિગ્રહથી વિરક્તને, (૪) નવકોટિશુદ્ધ, ઉદ્ગમશુદ્ધ અને ઉંછવૃત્તિથી યાત્રા ( સંયમયાત્રા )નો જેમને અધિકાર છે, તેમને, [૬૦]

(૫) જિનકથિત અર્થના સદ્ભાવને ભાવનારને (૬) લોકના પરમાર્થને જાણનારને (૭) અઢાર હજાર શીલાંગના ધારકને અને એનું પાલન કરવાની જેણે પ્રતિજ્ઞા કરી છે, તેને. [૬૧]

(૮) અપૂર્વ પરિણામ ( મનના ) પ્રાપ્ત કરનારને (૯) શુભ ભાવનાઓ ( અનિત્યાદિ અને પાંચમહાવ્રતોની...વગેરે ) -ના અધ્યવસાયવાળાને, (૧૦) સિદ્ધાંતમાં પરસ્પર એકબીજાથી વિશેષને ( ચઢીયાતાને ) શાસ્ત્રજ્ઞાનથી જોનારને, [૬ ]

(૧૧) વૈરાગ્યમાર્ગ પર રહેલાને, (૧૨) સંસારવાસથી ત્રાસેલાને, (૧૩) સ્વહિતાર્થ-મુક્તિસુખમાં જેમની મતિ ખૂબ રમે છે તેમને આ શુભ ચિન્તા જન્મે છે. [૬૩]

વિવેચન : રાગદ્વેષ વગેરે દોષો અને દોષજન્ય કર્મો, આ દોષો અને કર્મોના તાણા-વાણાથી ગૂંથાયેલી જાળને જાણવી જરૂરી છે. જાળ કેવી રીતે ગૂંથાણી છે અને કેવી રીતે તૂટી શકે, એ સમજવું અતિ આવશ્યક છે. એ જાણવું ને સમજવું એવું જોઈએ કે આત્મામાં એ જાળને છેદી નાંખવાનો ઉત્સાહ જન્મે. 'હું આ મહાજાળને છેદી નાંખું.' જાળમાંથી મુક્ત થવાનો ..અનંત જ્ઞાનાકાશમાં મુક્ત મને ઉડવાનો જેના હૃદયમાં તલસાટ જાગ્યો હોય, ફફડાટ થતો હોય તેવા જીવાત્માનું કેવું વ્યક્તિત્વ ઊપસતું હોય છે-તે સમગ્ર વ્યક્તિત્વ અહીં બતાવવામાં આવ્યું છે. તેર વિશેષતાઓથી વિશિષ્ટ એ વ્યક્તિત્વનું આપણે અહીં વિશ્લેષણ કરીને જોઈશું. આવા અદ્ભુત વ્યક્તિત્વને ધરાવનારા ઉત્તમ પુરુષના મનમાં એક ચિન્તા...પ્રબળ ચિંતા પ્રગટે છે, એમ ગ્રન્થકારને બતાવવું છે. એ બતાવવા પૂર્વે આ પાંચ શ્લોકોમાં એમણે સાધક આત્માની તેર વિશેષતાઓ જે વર્ણવી છે, એ આપણે જોઈએ.

૧ મહાજાળનો વિચ્છેદ કરવા ઉદ્યમશીલ :

જાણીને બેસી ન રહે. પ્રમાદથી ન બેસી રહે કે ભયથી ન બેસી રહે. 'જોઈએ છીએ, ઉતાવળ શું છે...જ્યારે પુરુષાર્થ કરવા માંડીશ કે એ મહાજાળને તોડી-ફોડીને...' આમ વાતો કરતો રહે અને મહાજાળમાં પડ્યો રહે. પ્રમાદને છોડે નહીં; તો એ મહાજાળને કેવી રીતે ભેદી શકે ? એવી જ રીતે ભયથી-'અરે ભાઈ, આ મહાજાળ ભેદવાનું કામ આપણું નહીં....આપણું તો છેલ્લું સંઘયણ કહેવાય...આપણે તો યથાશક્તિ ધર્મ-આરાધના કરીએ...બાકી તો જેટલું સંસારમાં ભટક-

વાનું હશે તેટલું ભટકવું જ પડશે...' આમ વિચારીને જો બેસી રહ્યો તો પણ એ જાળને તોડવા સમર્થ નહીં બને.

જાળને એ જ મનુષ્ય તોડી શકે છે, ભેદી શકે છે કે જે મનુષ્ય પ્રમાદને મનમાં કે તનમાં સ્થાન આપતો નથી, ભયોને ગણકારતો નથી, મહાજાળનો વિચ્છેદ કરવાના ધર્મપુરુષાર્થમાં આવનારાં વિઘ્નોથી ડરી જતો નથી. આંતર-ઉત્સાહ વિઘ્નોને ગણકારે જ નહીં. ઉત્સાહથી થનગનતો એ મહામાનવ એવા પ્રમાદી, આળસુ અને ડરપોક માણસોની વાતોને કાને ધરતો નથી. શું એ જંગલના નાકે ગામલોકોએ શ્રમણ ભગવાન મહાવીરને નહોતું કહ્યું કે 'મહાત્મા, આ રસ્તે ન જશો. આ રસ્તે ગયેલું કોઈ પાછું આવ્યું નથી. આ રસ્તે એક ભયંકર સાપ રહે છે. જેની સામે એ જુએ છે, તે બળીને રાખ થઈ જાય છે....' શું મહાવીરે એ વાતને કાને ધરી હતી ? ના, એ જ રસ્તે મહાવીર ગયા. સાપ મળ્યો પણ ખરો અને ડંખ પણ દીધા ! છતાં એ મહાવીરના દેહને રાખ ન કરી શક્યો. મહાવીરે એના રોષની રાખ કરી નાંખી !

પેલા મહામુનિ નંદિષેણ ! મગધનો એ રાજકુમાર ભગવાન મહાવીરના ઉપદેશથી જાગૃત થયો...એણે પોતાના આત્માને અનંત અનંત દોષો અને કર્મોની જાળમાં ફસાયેલો જોયો...' આ જાળને છેદી નાંખું...નિર્બંધન અને નિરાબાધ બનું...મુક્ત બનું...' આ ઉત્સાહ પ્રગટી ગયો. દેવીએ જ્યારે આવીને કહ્યું–"નંદિષેણ, હજુ તારે સંસારના ભોગ સુખ ભોગવવાનાં બાકી છે...ચારિત્ર-માર્ગે જવાની ઉતાવળ ન કર....' નંદિષેણે ન માન્યું. 'ગમે તે કર્મો ઉદયમાં આવે, હું લડી લઈશ એ કર્મો સામે. હું આત્મા છું, અનંત શક્તિનો માલિક છું.' ભગવાન મહાવીરદેવના સાન્નિધ્યમાં, એમના શિષ્ય બનીને પ્રબળ પુરુષાર્થ આરંભી દીધો. એ પ્રબળ પુરુષાર્થનું સ્પષ્ટ સ્વરૂપ ગ્રન્થકાર મહર્ષિ બતાવે છે.

૨ : દર્શન-ચરિત્ર-તપ-સ્વાધ્યાય અને ધ્યાનથી યુક્ત :

तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् તત્ત્વ અને અર્થની શ્રદ્ધા એ સમ્યગ્-દર્શન છે. જો તમારે સમ્યગ્દૃષ્ટિ બનવું છે તો તમારે તત્ત્વ અને તત્ત્વોના અર્થ–બંનેને માનવા પડશે, બંને પર શ્રદ્ધા ધરવી જોઈશે. ભગવાન મહાવીરે ત્રણ પ્રકારનાં તત્ત્વો બતાવ્યાં—હેય, જ્ઞેય અને ઉપાદેય. છોડવા જેવાં, જાણવા જેવાં અને સ્વીકારવા જેવાં. ભગવાને એ છોડવાનો, જાણવાનો અને સ્વીકારવાનો અર્થ સમજાવ્યો, મુનિ નંદિષેણે એ અર્થને બુદ્ધિપૂર્વક અને હૃદયપૂર્વક સ્વીકાર્યો. કર્મોની મહાજાળને ભેદવા આ કરવું જ પડે. નંદિષેણે તે કર્યું. એણે રાજમહેલ, વૈભવ–સંપત્તિ અને પાંચઇન્દ્રિયોના વિષયસુખો છોડયાં. મનથી પણ આ બધું ઉતારી દીધું. એણે આત્મતત્ત્વને જાણ્યું. એ પરમ તત્ત્વને પામવા એણે ચારિત્ર સ્વીકાર્યું. તપશ્ચર્યા સ્વીકારી, જ્ઞાનોપાસના આદરી અને ધ્યાનમાં ખોવાઈ ગયા! આ દરેકનો અર્થ છે! આંધળા બનીને કે સમ્મૂર્ચ્છિમ બનીને આ બધું કરવાનું નથી. ખુલ્લી આંખે અને સતત જાગૃતિ સાથે આ પુરુષાર્થ કરવાનો છે. તેથી જે હેય તે ઉપાદેય નહીં લાગે; ઉપાદેય જે છે તે હેય નહીં લાગે. જ્ઞેયનું જ્ઞાન વિસરાશે નહીં.

ચારિત્ર અંગીકાર કરવું એટલે? દૃઢ પ્રતિજ્ઞાપૂર્વક સર્વત્યાગનું જીવન અંગીકાર કરવાનું. 'હે ભગવંત, હું સામાયિક—ચરિત્ર સ્વીકારું છું. સર્વ સાવદ્ય–પાપમય યોગોનો ત્યાગ કરું છું. જીવનપર્યંત એ પાપો હું કરીશ નહીં, કરાવીશ નહીં અને કરતાની અનુમોદના કરીશ નહીં. મનથી નહીં કરું, વચનથી નહીં કરું.' આ પ્રતિજ્ઞા ગ્રહણ કરીને તે મહાત્મા નિષ્પાપ જીવન જીવવાનો અભ્યાસ કરે છે. પાંચ મહાવ્રતોને ધારણ કરે છે. રાત્રિભોજન કરતો નથી, પાદવિહાર કરે છે....સાધુજીવનની કઠોર સાધનામાં તે જોડાય છે. ઉત્તરોત્તર આત્મવિશુદ્ધિ કરતો આત્મા 'યથાખ્યાત' ચારિત્રને પ્રાપ્ત કરે છે.

ચારિત્રની ઉત્તરોત્તર *પાંચ વિકાસભૂમિકાઓ બતાવવામાં આવી છે: (૧) સામાયિક ચારિત્ર (૨) છેદોપસ્થાપનીય ચારિત્ર (૩) પરિહાર વિશુદ્ધિ ચારિત્ર (૪) સૂક્ષ્મસંપરાય ચારિત્ર (૫) યથાખ્યાત ચારિત્ર

ચારિત્રધર્મના પાલનમાં તપશ્ચર્યાનું અનોખું સ્થાન છે. * બાહ્ય-અભ્યંતર બાર પ્રકારની તપશ્ચર્યા બતાવવામાં આવી છે. અનશન, ઊણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા—આ બાહ્યતપના ૭ પ્રકાર છે: પ્રાયશ્ચિત્ત, ધ્યાન, વૈયાવૃત્ય, વિનય, કાયોત્સર્ગ અને સ્વાધ્યાય—અભ્યંતર તપના આ છ પ્રકાર છે.

ચારિત્રધર્મનો પ્રાણ છે સ્વાધ્યાય. પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં એ આત્મા લીન હોય. વિનયપૂર્વક ગુરુચરણોમાં બેસીને, ગ્રન્થની વાચના લે. અપ્રમત્ત બેસીને, એકાગ્ર ચિત્તે એ સૂત્ર અને અર્થની વાચના લે. સૂત્ર અને અર્થને ગ્રહણ કરે. કોઈપણ જાતનો પ્રશ્ન એ વખતે ન કરે. તે પછી સૂત્રને યાદ કરી લે. અર્થ પર ચિંતન કરે. તેમાં પ્રશ્ન ઊઠે તો ગુરુદેવની પાસે જઈ સભ્યતાપૂર્વક એ પ્રશ્ન પૂછે. સમાધાન મેળવી કરેલા અર્થનિર્ણયનું અવધારણ કરી લે. આ રીતે સૂત્ર અને અર્થ ભૂલાઈ ન જાય તે માટે પુનઃ પુનઃ પરાવર્તન કરે, મેળવેલા સૂત્રાર્થને મૂલ્યવાન ઝવેરાતની જેમ જાળવે. તે પછી એ સૂત્રાર્થ પર અનુપ્રેક્ષા કરે. માત્ર શબ્દાર્થમાં ન અટકે. શબ્દોના ઐદંપર્યાર્થ સુધી પહોંચવા પ્રયત્ન કરે, શબ્દ બોલનાર, કહેનાર, લખનારના આશયને સમજવા પ્રયત્ન કરે. તે શબ્દો કઈ અપેક્ષાએ કહેવાયા છે, એ અપેક્ષા સમજે. કયા નયથી કહેવાયા છે, એ સમજે. જ્યારે એને આ સૂત્રાર્થના મંથનમાંથી રહસ્યભૂત તત્ત્વો મળતાં જાય....એ 'ધર્મકથા' દ્વારા યોગ્ય અને પાત્ર જીવોને એ તત્ત્વો વિવેકપૂર્વક આપવા માંડે. આ રીતે સ્વાધ્યાયની પાંચે ભૂમિકાઓને આદરપૂર્વક આરાધે. વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા. દિવસ અને રાતના ૨૪ કલાક-

*જુઓ પરિશિષ્ટમાં* બાહ્ય—અભ્યંતર ૧૨ પ્રકારના તપનું વર્ણન આ જ ગ્રંથના શ્લોક ૧૭૫—૧૭૬ ના વિવેચનમાં વાંચો. ભાગ : બીજો

માંથી પંદર કલાક એના આ પંચવિધ સ્વાધ્યાયમાં પસાર થાય. એ જે અપૂર્વ જ્ઞાનાનન્દ અનુભવે એનું વર્ણન શબ્દોમાં ન થઇ શકે.

જ્ઞાન વિના ધ્યાન નહીં અને ધ્યાન વિના કેવળજ્ઞાન નહી! મુનિજીવનમાં ધ્યાન અનિવાર્યરૂપે જોઇએ. આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન ત્યાજય છે. એ અશુભ ધ્યાન છે. એ અશુભ ધ્યાનથી બચવા માટે શુભધ્યાન હોવું જ જોઇએ. જો તમારી પાસે ધર્મધ્યાન નહીં હોય તો તમે આર્ત્તધ્યાન–રૌદ્રધ્યાનમાં ચાલ્યા જ જવાના.

ધર્મધ્યાનના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે અર્થાત્ ધ્યાનમાં વિવિધતા માન્ય કરાયેલી છે. માનવ મન છે ને? એને વિવિધતા વિના નથી ચાલતું. જેમ મન વિવિધ અશુભ વિચારોમાં રમે છે તેમ જો એને શુભ વિચારોમાં જોડશો, શુભ ધ્યાનમાં જોડશો તો એ શુભ ધ્યાનની વિવિધતામાં રમશે. ધર્મધ્યાનના ચાર પ્રકાર આ રીતે છે:

*(૧) આજ્ઞાવિચય (૨) અપાયવિચય. (૩) વિપાકવિચય (૪) સંસ્થાનવિચય. એક વાત ન ભૂલશો કે આ 'ધ્યાન'ના પ્રકારો છે; વિચારોના પ્રકારો નથી. માત્ર વિચાર એ ધ્યાન નથી. મન જ્યારે કોઈ એક વિષય પર એકાગ્ર બની જાય છે, તન્મય બની જાય છે, ત્યારે એને ધ્યાન કહેવાય છે. અશુભ વિચાર જુદો અને અશુભ ધ્યાન જુદું. આ ભેદ બરાબર સમજી લેવો જોઇએ. એવી જ રીતે શુભ વિચાર જુદો અને શુભ ધ્યાન જુદું. સ્વાધ્યાયમાં શુભ વિચારો હોય. તે પછીની ભૂમિકા છે શુભ ધ્યાનની.

(૧) જિનાજ્ઞાનું ધ્યાન. (૨) હિંસા–અસત્ય આદિ દોષોના નુકસાનોનું ધ્યાન. (૩) પુણ્યકર્મ, પાપકર્મોના વિપાકોનું ધ્યાન અને (૪) સમગ્ર ચૌદરાજલોકનું ધ્યાન. આ ધ્યાન શરૂઆતમાં વિચયરૂપ હોય અર્થાત્ અનુચિંતનરૂપ હોય, અર્થનિર્ણયરૂપ હોય....ધીરે ધીરે એ

*ધર્મધ્યાનનું વિવેચન આ જ ગ્રન્થના શ્લોક નં. ૨૪૬ થી ૨૫૦ માં આપવામાં આવશે. ત્રીજા ભાગમાં આવશે.

એકાગ્ર ચિત્તરૂપે બની જાય. 'विचयस्तदर्थनिर्णयनम्' આ જ ગ્રન્થકારે 'વિચય' શબ્દની પરિભાષા કરી છે અર્થનિર્ણય. જિનાજ્ઞાનો અર્થનિર્ણય કરી તેના ધ્યાનમાં પ્રવેશવાનું. હિંસા આદિ દોષોના નુકસાનોનો આત્મસાક્ષીએ નિર્ણય કરવાનો અને એના ધ્યાનમાં તન્મય બનવાનું. કર્મોના વિપાકોનું જ્ઞાન તમારી પાસે હોવું જ જોઇએ. એનો અર્થનિર્ણય કરી એમાં ધ્યાનસ્થ બનવાનું અને ચૌદરાજલોકના સ્વરૂપનું ચિંતન કરતા કરતા એમાં લીન થઈ જવાનું.

જો કે ધર્મધ્યાનની આ ચાર ભૂમિકાઓ વિશેષ કરીને ચિંતન-પ્રધાન છે, પરંતુ સાધકે ચિંતનમાંથી ધ્યાનમાં જવું જ જોઈએ. તો પછી એ શુક્લધ્યાનમાં ક્યારેક પ્રવેશી જાય. અત્યંત વિશુદ્ધ આશય-વાળા આત્માને શુક્લધ્યાન લાધે છે. એના પણ ચાર પ્રકાર છે:

+ પૃથક્ત્વ-વિતર્ક-સવિચાર. (૨) અપૃથક્ત્વ-સવિતર્ક અવિચાર (૩) સૂક્ષ્મક્રિયા-અનિવૃત્તિ અને (૪) વ્યુપરતક્રિયા-અનિવૃત્તિ.

સાધનાકાળની પૂર્વભૂમિકામાં રહેલા જીવાત્માએ ધર્મધ્યાનમાં પુનઃ પુનઃ જવાનો પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. આ રીતે (૧) કર્મોની મહાજાળને ભેદવાને તત્પર (૨) સમ્યગ્દર્શની (૩) ચારિત્રવંત (૪) તપસ્વી (૫) સ્વાધ્યાયશીલ અને (૬) ધર્મધ્યાની મહાત્માના ચિત્તમાં એક ચિંતા જાગે છે! એ ચિંતા પણ અપૂર્વ છે! અસંખ્ય ચિંતા-ઓને ચૂરનારી એ ચિંતા છે. એ ચિંતા શાની હોય છે-એ વાત ગ્રન્થકાર ચોસઠમા શ્લોકમાં બતાવવાના છે. પણ એવી ચિંતા કોને જાગે છે, એ આત્માનાં લક્ષણો હજુ આપણે વિચારવાનાં છે.

### ૩. હિંસા-અસત્ય-પરધનહરણ-મૈથુન-મમત્વથી વિરક્ત :

૧. હિંસા એટલે પ્રાણવધ. "प्रमत्तयोगात् प्राणव्यपरोपणं प्राणवधः" પ્રમાદથી ત્રસ અને સ્થાવર જીવોની હિંસાથી જે મહાત્મા

+ શુલક્ધ્યાનનું વર્ણન આ જ ગ્રન્થના શ્લોક નં. ૨૫૯ ના વિવેચનમાં કરવામાં આવશે.

વિરામ પામેલા હોય છે, તેમના ચિત્તમાં એક આત્મચિંતા જાગે છે. જે પ્રમાદથી હિંસા થાય છે તે પ્રમાદના આઠ પ્રકારો છે:

૧. અજ્ઞાન ૨. સંશય ૩. વિપર્યય ૪. દ્વેષ ૫. સ્મૃતિભ્રંશ ૬. યોગદુષ્પ્રણિધાન ૭. રાગ અને ૮. ધર્મનો અનાદર. આ આઠ પ્રમાદોથી જેઓ મુક્ત હોય છે; મન, વચન અને કાયાથી મુક્ત હોય છે, તે અપ્રમત્ત કહેવાય છે.

૨. જેનું અસ્તિત્વ છે તેનો નિષેધ કરવો. જેનું અસ્તિત્વ નથી તેનું પ્રતિપાદન કરવું. જે પદાર્થ જેવો હોય એનાથી વિપરીત કથન કરવું અને પાપપ્રેરક વચન બોલવાં, તેને અસત્ય ભાષણ કહેવાય, મૃષાવાદ કહેવાય. જેઓ પ્રિય, પથ્ય અને તથ્ય બોલતા નથી તેઓ મૃષાવાદી છે. સાચું પણ અપ્રિય વચન ન બોલાય. સાચું પણ અહિતકારી વચન ન બોલાય. બોલવામાં જે મહાપુરુષો આટલા જાગ્રત હોય છે તેઓ મૃષાવાદવિરમણ મહાવ્રતના ધારક કહેવાય.

૩. ચોરી કરવાના આશયથી બીજાનું ધન પોતાનું કરી લેવું તેને પરધનહરણ કહેવાય. અદત્તનું ગ્રહણ કરવું તેને ચોરી કહેવાય. જે વસ્તુ જેની હોય, તેની રજા વિના લે, જીવની પોતાની ઈચ્છા ન હોય છતાં એને ગ્રહણ કરે, તીર્થંકરોએ જે ગ્રહણ કરવાની ના પાડી હોય તે પણ ગ્રહણ કરે અને ગુરુની અનુમતિ વિના જડ–ચેતન પદાર્થો ગ્રહણ કરે, તેને ચોરી કહેવાય. મોક્ષમાર્ગે સફર કરતો સાધક આત્મા આવા પ્રકારની ચોરીનો ત્યાગી હોય.

૪. સ્ત્રીવેદ, પુરુષવેદ કે નપુંસક વેદના ઉદયથી વાસનાપરવશ બનેલા જીવો જે મૈથુનક્રિયા કરતા હોય છે, તે મૈથુનક્રિયાનો ત્યાગી મહાત્મા વેદોદયને નાથતો હોય છે. વેદોદયની સામે ઝઝૂમતો હોય છે.

૫. મમત્વ એટલે પરિગ્રહ. 'આ મારું ધન છે હું આ સંપત્તિનો માલિક છું....' આનું નામ મમત્વ. 'मूर्च्छा परिग्रहः' મૂર્છા

---

+ तत्त्वार्थ सूत्र :

એટલે મમત્વ. જે ધન-ધાન્ય આદિ પોતાની પાસે ન હોય. તેનું મમત્વ પણ પરિગ્રહ છે. મુનિરાજ આ પરિગ્રહના ત્યાગી હોય છે. એટલે એમના પ્રશમસુખનો નાશ નથી થતો. એમની અગમ-અગોચરની મસ્તીમાં ભંગ નથી પડતો. નહીંતર તો આ મમત્વ, આ પરિગ્રહ મુનિની શાંતિને, સમતાને, પ્રસન્નતાને ભરખી જ જાય. મુનિ તો પોતાના શરીર પ્રત્યે પણ મમતા ન રાખે. 'આ શરીર પણ મારું નથી. શરીરથી હું (આત્મા) ભિન્ન છું.' આ સત્ય એણે અંતરાત્મામાં પચાવ્યું હોય છે. માટે મુનિ દરેક ક્ષેત્રમાં દરેક કાળમાં સમમના રહી શકે છે.

આ પાંચ મહાવ્રતોને ધારણ કરનારા સાધક આત્માઓ રાત્રિ-ભોજનના પણ ત્યાગી હોય છે. તીર્થંકરોએ રાત્રિભોજનનો નિષેધ કરેલો છે, એ જો કરે તો 'તીર્થંકર-અદત્ત' રૂપ ચોરીનું પાપ લાગે!

**૪ : નવકોટિશુદ્ધ, ઉદ્‌ગમશુદ્ધ અને ઉંછવૃત્તિથી સંયમયાત્રાનો અધિકારી :**

રસનાના લંપટ જીવો માટે તો મોક્ષમાર્ગની આરાધના જાણે છે જ નહીં! મોક્ષમાર્ગનાં સીધાં ચઢાણ ચઢતા પ્રચંડ મનોબળી મહાત્માઓ રસનેન્દ્રિયના કેવા વિજેતા હોય છે, સંયમજીવનના પાલ-નમાં માત્ર ઉપયોગી એવી ભિક્ષા તેઓ કેવી રીતે ગ્રહણ કરે છે, એ વાત અહીં ગ્રન્થકાર કરી રહ્યા છે. મુનિ 'નવકોટિશુદ્ધ' ભિક્ષા ગ્રહણ કરે. અર્થાત્ નવ અંશથી તે ભિક્ષાની શુદ્ધિ તપાસે!

૧. ભોજન માટે શ્રમણ સ્વયં કોઈપણ ત્રસ-સ્થાવર જીવની હિંસા કરે નહીં,

૨. બીજા મનુષ્યો પાસે હિંસા કરાવે નહીં.

૩. એના ભોજન માટે કોઈ સ્વયં હિંસા કરતું હોય, તેમાં પોતાની અનુમતિ આપે નહીં.

૪. પોતાના માટે કે બીજા માટે મુનિ ભોજન રાંધે નહીં.

૫. બીજાઓ પાસે રંધાવે નહીં.

૬. કોઈ સ્વયં રાંધતું હોય તેની અનુમોદના કરે નહીં.

૭. મુનિ ભોજન ખરીદે નહીં.

૮. બીજા પાસે ખરીદાવે નહીં.

૯. બીજો ખરીદતો હોય તેની અનુમોદના કરે નહીં.

આ રીતે, પૂર્ણતાની પગદંડીએ ચાલ્યા જતા સાધકોને ભિક્ષા ન પણ મળે, તો તેઓ મનમાં ખેદ નથી કરતા. આ નવ અંશોમાં બે વિભાગ પડે છે. પહેલા ૭ અંશ અશુદ્ધ છે, પછીના ત્રણ અંશ શુદ્ધ છે. અર્થાત્ પહેલા ૭ અંશોથી તો ભિક્ષા ગ્રહણ કરે જ નહીં, વિશેષ પરિસ્થિતિમાં છેલ્લા ત્રણ અંશોથી ભિક્ષા ગ્રહણ કરી શકે. પહેલા ૭ અંશોને 'અશુદ્ધકોટિ' કહેવાય છે. પછીના ત્રણ અંશોને 'વિશુદ્ધકોટિ' કહેવાય છે.

'ઉદ્દગમ-શુદ્ધ' ભિક્ષા એટલે 'આધાકર્મ' વગેરે સોળ દોષોને ટાળીને લાવેલી ભિક્ષા. આત્મશુદ્ધિના જાગ્રત લક્ષવાળો સાધક ગૃહસ્થોનાં ઘરોમાંથી ગમે તેમ ભિક્ષા ઉપાડી ન લાવે. ગૃહસ્થના ઘરમાં પડેલી ખાદ્યસામગ્રી અંગે એ વિચારે : 'આ ભોજન કોના માટે બનાવેલું હશે ? આ વિશિષ્ટ દ્રવ્યો શા માટે બનાવ્યાં હશે ? આટલા પ્રમાણમાં શા માટે બનાવ્યું હશે ?....' તે દાતાને આડકતરા પ્રશ્નો પૂછીને સત્યને સમજવા પ્રયત્ન કરે. પૂછતાછ કર્યા પછી એને યોગ્ય લાગે તો એ ભિક્ષા ગ્રહણ કરે.

એ જ રીતે, એ ભિક્ષા ગમે તે દાતા પાસેથી પણ ન લે ! આપનાર કોણ છે, એનો પણ સાધુ વિચાર કરે. આપનારને શારીરિક કે માનસિક કષ્ટ ન પડે, એની પૂરી કાળજી રાખે, અર્થાત્ એ 'ઉત્પાદન'ના ૧૬ દોષો ન લાગે, એ રીતે ભિક્ષા ગ્રહણ કરે. "ઉંછવૃત્તિ"નો અર્થ 'કોઈને પણ પીડા ન થાય' તે રીતે ભિક્ષા ગ્રહણ કરવી, એ થાય છે.

૫ : જિનકથિત અર્થના સદ્‌ભાવને ભાવનાર :

'જે પ્રમાણે સર્વજ્ઞ વીતરાગ પરમાત્માએ અર્થ કહ્યા અને ગણધરોએ સૂત્રબદ્ધ કર્યા, તે જ પ્રમાણે આ જીવ, અજીવ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ તત્ત્વો છે.' આ છે સદ્‌ભાવની ભાવના.

ધર્મતીર્થની સ્થાપના કરતા અનન્તકરુણાનિધાન પરમાત્મા તીર્થંકરો સર્વપ્રથમ ગણધરોને 'ત્રિપદી' આપે છે. उप्पन्नेइ वा विगमेइ वा धूवेइ वा. આ ત્રિપદી ગ્રહણ કરીને ગણધરો દ્વાદશાંગીની રચના કરે. એ રચના કોઈ કાગળ ઉપર કે તાડપત્ર ઉપર નથી થતી, એ રચના થાય છે માનસપટલ ઉપર ! ગણધરોના આત્મામાં સ્વયંભૂ જ્ઞાનનો, શ્રુતજ્ઞાનનો સાગર ઉભરાય છે. તીર્થંકર પોતાના પૂર્ણજ્ઞાનમાં એ શ્રુતોદધિને જુએ છે અને પ્રમાણિત કરે છે.

પ્રત્યેક દ્રવ્યમાં પૂર્ણજ્ઞાની પરમાત્માએ ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું વિજ્ઞાન જોયું. તેને દ્રવ્ય ન કહેવાય કે જેમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય ન હોય. દ્રવ્યાર્થિક નયથી દ્રવ્યની ધ્રુવસત્તા બતાવી અને પર્યાયાર્થિક નયથી ઉત્પત્તિ અને લય બતાવ્યાં. ઉપરથી નિત્ય અને સ્થિર દેખાતા દ્રવ્યમાં ઉત્પત્તિ અને નાશની પ્રક્રિયા ચાલતી રહેતી હોય છે. એ પ્રક્રિયા સર્વજ્ઞ પ્રત્યક્ષ જુએ, છદ્મસ્થ શાસ્ત્રથી અને અનુમાન પ્રમાણથી માને.

જૈનશાસનના પદાર્થવિજ્ઞાનનો પાયાનો સિદ્ધાંત છે : ઉત્પત્તિ, સ્થિતિ અને લય. આત્મદ્રવ્ય નિત્ય છે. આત્માના પર્યાયો અનિત્ય છે. પર્યાયોની ઉત્પત્તિ થાય છે અને નાશ થાય છે. પર્યાય એટલે અવસ્થા. આત્માની 'મનુષ્યપણું' એક અવસ્થા છે. તે ઉત્પન્ન થઈ છે અને નાશ પણ પામશે. એનો એ આત્મા દેવ બને છે ત્યારે દેવપણાની અવસ્થા ઉત્પન્ન થઈ અને એ પણ નાશ પામવાની ! અરે, સર્વ કર્મોનાં બંધનો તોડી આત્મા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બની ગયો, ત્યાં પણ ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું વિજ્ઞાન હોય છે ! આત્મા નિત્ય પરંતુ જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગમાં ઉત્પત્તિ અને લય ચાલ્યા કરે !

જેમ આત્મદ્રવ્યમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો સિદ્ધાંત આપણે જોયો, તેમ અજીવ દ્રવ્યોમાં પણ આ સિદ્ધાંત રહેલો છે. અજીવ-જડ દ્રવ્યોમાં પરમાણુ નિત્ય અંશ છે, એની અવસ્થાઓ અનિત્ય છે. અવસ્થાઓ બદલાયા કરે છે. આ રીતે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાય—આ પંચાસ્તિકાયની માન્યતા ઉત્પત્તિ, સ્થિતિ અને લયના સિદ્ધાંતની સમજણ સાથે હોવી જોઈએ. આ સમજણ 'જિનવચન' પરની શ્રદ્ધાને પુષ્ટ કરે છે. હૃદય પોકારી ઊઠે: 'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं' 'તે જ સાચું અને નિઃશંક છે, જે જિનેશ્વરોએ કહ્યું છે!'

જિનોક્ત તત્ત્વવ્યવસ્થા અને પદાર્થવિજ્ઞાનના જ્ઞાન વિના જિન-વચન પર તાત્ત્વિક શ્રદ્ધા પ્રગટે જ નહીં. જે મહાત્માઓમાં આવી તાત્ત્વિક શ્રદ્ધા પ્રગટે છે તેઓ આત્મનિષ્ઠ બનતા હોય છે અને આત્મ-વિકાસની યોજનાઓ ઘડતા હોય છે.

**૬: લોકના પરમાર્થને જાણનાર:**

'લોક' એટલે જનસમૂહ નહીં પરંતુ જીવ અને અજીવનું આધારભૂત ક્ષેત્ર. 'લોક' શબ્દનો પ્રયોગ ક્ષેત્રના અર્થમાં થયેલો છે. આ 'લોક'ની ઊંચાઈ છે ચૌદ રાજ. 'રાજ' એ એક પ્રમાણનું મોટું ગણિત છે. "ચૌદ રાજલોક" શબ્દ જૈન પરિભાષાનો શબ્દ છે.

આ ચૌદ રાજલોકમાં સ્વર્ગ, નરક આવેલાં છે, અસંખ્ય દ્વીપ અને અસંખ્ય સમુદ્રો આવેલા છે. માનવો, પક્ષીઓ અને કીટાણુઓનો સમાવેશ આ ચૌદ રાજલોકમાં થયેલો છે. ચૌદ રાજલોકની બહાર જીવસૃષ્ટિ જ નથી. ત્યાં છે માત્ર અવકાશ! અનન્ત અવકાશ! ચૌદ રાજલોકમાં એવી કોઈ સૂક્ષ્મ જગા પણ નથી કે જ્યાં આપણા જીવે જન્મ મરણ ન કર્યાં હોય! દેવ, માનવ, તિર્યંચ અને નારક...ચારે ગતિમાં જન્મ લીધા છે અને મૃત્યુ પામ્યા છીએ. આધિ-વ્યાધિ અને ઉપાધિથી ભરેલી આ ચૌદ રાજલોકની સૃષ્ટિમાં ક્યાંય શાશ્વત્ સુખ

નથી, અનન્ત શાન્તિ નથી કે અવિનાશી સ્થિતિ નથી....જન્મ, જીવન અને મૃત્યુનું અનાદિકાલીન ચક્ર ઘૂમ્યા જ કરે છે.

મનુષ્યાકૃતિવાળા આ ચૌદ રાજલોકના મુખ્ય ત્રણ વિભાગો છે : ૧. ઊર્ધ્વલોક ૨. મધ્યલોક અને ૩. અધોલોક. ઊર્ધ્વલોકમાં જ્યોતિષચક્રના દેવો, વૈમાનિક દેવો, ગ્રૈવેયક દેવો અને અનુત્તરના દેવોનો સમાવેશ થાય છે. મધ્યલોકમાં મનુષ્યો અને તિર્યંચો રહેલા છે. અધોલોકમાં સાત નારકીઓ આવેલી છે. આપણો આત્મા અનાદિકાળથી આ સમગ્ર લોકમાં પરિભ્રમણ કરી રહ્યો છે. અનન્ત અનન્ત આત્માઓ પરિભ્રમણ કરી રહ્યા છે.

આ રીતે ચૌદ રાજલોકનું ચિંતન પારમાર્થિક દૃષ્ટિએ કરવું જોઈએ. પારમાર્થિક દૃષ્ટિએ ચિંતન કરવાથી પરિભ્રમણની નિરર્થકતા સમજાશે અને એ પરિભ્રમણને રોકવાનો શુભ મનોરથ પ્રગટશે. ચૌદ રાજલોકની ટોચે રહેલી સિદ્ધ શિલા તરફ દૃષ્ટિ ખૂલશે, ત્યાં પહોંચેલા અને કાયમ માટે વસી ગયેલા અનન્ત અનન્ત પૂર્ણ આત્માઓ તરફ અનુરાગ જન્મશે. એમની દિવ્ય આત્મજ્યોતિમાં જ્યોતિસ્વરૂપ બની વિલીન થઈ જવાની તમન્ના પ્રગટશે. અનન્ત જન્મોમાં અનન્ત વાર ભોગવી લીધેલાં સુખોને પુનઃ પુનઃ ભોગવવાની ભાવનાઓ મરણતોલ થઈ જશે.

અનિત્ય, અશરણ આદિ બાર ભાવનાઓમાં 'લોકસ્વરૂપ' પણ એક ભાવના છે. આ બાર ભાવનાઓને, પ્રતિદિન મોક્ષમાર્ગનો સાધક આત્મા ભાવતો રહે. આ કર્તવ્ય બતાવાયેલું છે મુનિઓ માટે. આ લોકસ્વરૂપનું ચિંતન કરવાથી મુનિની દૃષ્ટિ ખૂબ વિશાળ બને છે, ચૌદ રાજલોકવ્યાપી બને છે. તેથી મહાત્માઓને આ સંસારમાં કોઈ કુતૂહલ નથી થતું. કોઈ આકર્ષણ નથી જાગતું. અનન્ત જન્મોમાં જે જોયેલું છે, જાણેલું છે, ભોગવેલું છે, એના આકર્ષણ શાનાં ! એનાં કુતૂહલ શાનાં ! વિરક્ત અને અનાસક્ત બનેલો યોગી ચૌદરાજલોકના ચિંતનમાંથી આત્મચિંતનમાં ઊતરી આવે છે....અને પોતાનામાં જ એ ચૌદ રાજલોકનાં દર્શન કરે છે!

**૭ : અઢાર હજાર શીલાંગના ધારક અને એનું પાલન કરવાની પ્રતિજ્ઞા કરનાર :**

શીલાંગ એટલે ચારિત્રના અંશ. 'શીલ' એટલે ચારિત્ર અને 'અંગ' એટલે અંશ. ચારિત્રધર્મના અઢાર હજાર અંશ છે. આ અંશો ચારિત્રધર્મના કારણ પણ બની શકે. જે મહાત્મા વિશુદ્ધ અધ્યવસાયોમાં વર્તતા હોય છે, જેઓ ભાવ–શ્રમણ હોય છે, તેઓ આ અઢાર હજાર અશ્વોના ભવ્ય રથમાં આરુઢ થયેલા હોય છે !

અઢાર હજાર શીલાંગ આ પ્રમાણે હોય છે :

૧૦ **યતિધર્મ** [ક્ષમા, મૃદુતા, સરળતા, મુક્તિ, તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન્ય, બ્રહ્મચર્ય]

× ૪ **સંજ્ઞા** [આહાર, ભય, મૈથુન, પરિગ્રહ]

૪૦

× ૫ **ઇન્દ્રિય** [સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત]

૨૦૦

× ૧૦ **કાય** [પૃથ્વીકાય, અપ્., તે., વા., વ, દ્વિન્દ્રિય, ત્રિ., ચઉ., પંચે., અજીવ. (વસ્ત્ર, પાત્ર, પુસ્તકાદિ)]

૨૦૦૦

× ૩ **યોગ** [મન, વચન, કાયા]

૬૦૦૦

× ૩ **કરણ** [કરવું, કરાવવું, અનુમોદવું]

**૧૮૦૦૦ શીલાંગ.**

દસ પ્રકારના સાધુધર્મનું પાલન, ચાર સંજ્ઞાઓથી વિરક્તિ, પાંચ ઇન્દ્રિયોનો નિરોધ, દસ કાયની રક્ષા, ત્રણ યોગથી અને ત્રણ કરણથી કરવાની. શીલાંગની પાલનાનું એક રૂપ જોઇએ.

**'ક્ષમાગુણમાં વર્તતો હું આહારસંજ્ઞાથી વિરામ પામીને, શ્રોત્રેન્દ્રિયનો નિગ્રહ કરીને, પૃથ્વીકાયનો આરંભ મનથી નથી કરતો.'**

આ પ્રમાણે અઢાર હજાર રૂપો બને. શુભ અધ્યવસાયોમાં વર્તતા ભાવ શ્રમણો આ શીલાંગોના પાલનમાં તત્પર હોય. શ્રમણોની પ્રતિજ્ઞા હોય છે શીલાંગોના પાલનની. અપ્રમત્ત જીવન જીવનારા એ વીર અને ધીર મહાત્માઓ અઢાર હજાર અશ્વોના રથમાં આરૂઢ થઈને મુક્તિમાર્ગે આગળ વધતા રહે છે. એ મુસાફરીમાં તેઓ અપૂર્વ આનંદ અનુભવતા હોય છે. નિરંતર તેમનો ઉલ્લાસ વૃદ્ધિ પામતો હોય છે....

આ શીલાંગોનું પાલન સર્વતોમુખી આરાધના તરફ સાધકનું ધ્યાન દોરે છે. ક્ષમા વગેરે યતિધર્મનું પાલન કરનાર સંજ્ઞાઓને છૂટો દોર આપે તો ન ચાલે! સંજ્ઞાઓને કાબૂમાં રાખે, પરંતુ ઇન્દ્રિયોનો નિગ્રહ ન કરે તો ન ચાલે! ઇન્દ્રિયોનો પણ નિગ્રહ કરે, છતાં જો પૃથ્વીકાયાદિ જીવોની રક્ષા ન કરે તો સાધના અપૂર્ણ રહે. માટે પૃથ્વીકાયાદિ જીવોની રક્ષા કરવી અનિવાર્ય છે. આ બધું માત્ર મનથી કરે કે વચનથી કરે અથવા કાયાથી કરે તો ન ચાલે. મન, વચન અને કાયા ત્રણેથી કરવાનું! કરણ, કરાવણ અને અનુમોદન–ત્રણે કરણથી યથા-યોગ્ય કરે. કોઈ એક–બે અંગોની આરાધના કરીને "હું મોક્ષમાર્ગની આરાધના કરી રહ્યો છું." એવો મિથ્યા આત્મસંતોષ માનનારાઓએ આ અઢાર હજાર શીલાંગોનું ગંભીર ચિંતન કરવું આવશ્યક છે.

૮ : મનના અપૂર્વ પરિણામ પ્રાપ્ત કરનાર :

અપૂર્વ પરિણામ! અપૂર્વ વિચારો! પૂર્વે ક્યારેય ચંચળ ચિત્તે ન કર્યા હોય તેવા શુભ અને શુદ્ધ વિચારો! અઢાર હજાર શીલાંગના રથમાં આરૂઢ થનારા મહામુનિને આવા ઉત્તમ વિચારો જ આવે. જન્મજન્માંતરમાં ક્યારેય ન અનુભવ્યા હોય તેવા વિચારો પ્રગટે એ મહાત્માના અંતઃકરણમાં.

પરમ વિશુદ્ધ વિચારધારા બાહ્ય જગતના પદાર્થોના આધારે નથી પ્રગટતી, તે પ્રગટે છે પોતાના જ આત્મામાંથી. આહારાદિ સંજ્ઞાઓથી અને ક્રોધાદિ કષાયોથી મુક્ત થયેલા મનમાં કેવા કેવા દિવ્ય વિચારો પ્રગટે

છે, તેની કલ્પના સંજ્ઞાઓમાં ગળાબૂડ ડૂબેલાઓને અને કષાયોમાં ભડકે બળી રહેલાઓને ન જ આવી શકે. ક્ષમા, મૃદુતા વગેરે ઉત્તમ ગુણોની રમણતામાંથી પ્રગટતો આનંદ તો એ જ અનુભવીઓ જાણે ! તે બુદ્ધિથી સમજાય નહીં. આનંદ સમજવાનું તત્ત્વ નથી, અનુભવવાનું તત્ત્વ છે.

૯ : શુભ ભાવનાઓના અધ્યવસાયવાળા :

+ પાંચ મહાવ્રતોની ૨૫ ભાવનાઓ અને અનિત્ય–અશરણ આદિ ૧૨ ભાવનાઓ જ સાધક આત્માના અધ્યવસાય બની ગયા હોય ! ગમે તે સમયે ગમે તે એક ભાવના એમના ચિત્તમાં ચાલુ જ હોય. ૨૫ અને ૧૨ ભાવનાઓથી બહારના વિચારો ન પ્રવેશે એમના ચિત્તમાં. મહાવ્રતોને ધારણ કરનાર મહામુનિ એ મહાવ્રતોનું તો જ સુંદર પાલન કરી શકે જો એ મહાવ્રતોની ભાવનાઓ ભાવતો રહે. સંસાર પ્રત્યે એનું હૃદય તો જ અનાસક્ત બન્યું રહે, જો એ અનિત્યાદિ ભાવનાઓથી પોતાના વિચારોને ભાવિત કરતો રહે. સંસારનો ત્યાગ કરી દેવો સહેલો છે, એ ત્યાગને ટકાવવો સરળ નથી. જો સાધક અનિત્યાદિ ભાવનાઓથી પોતાના વિચારોને પ્રભાવિત કરતો ન રહે તો જેનો એણે ત્યાગ કર્યો છે, એ સંસારનાં આકર્ષણ એના ચિત્તમાં જાગ્યા વિના ન રહે. મહાવ્રતોનું જીવન એને અકળાવનારું લાગે. મહાવ્રતો એને અકારાં બંધન લાગે. એક બાજુ સંસારનાં આકર્ષણ જાગ્યાં હોય અને બીજી બાજુ મહાવ્રતોનું જીવન અકળાવનારું લાગે, એટલે જીવનું અધઃપતન થઇ જાય. લીધેલાં મહાવ્રતોનો ભંગ કરી એ સંસારમાર્ગે ચાલ્યો જવાનો.

અનંત અનંત દોષોનો ઉચ્છેદ કરવા કટિબદ્ધ બનેલો, દર્શન–ચારિત્ર–તપ–સ્વાધ્યાય અને ધ્યાનનો ધરખમ પુરુષાર્થ કરનારો, હિંસાદિ પાપોથી વિરક્ત થયેલો, શુદ્ધ ભિક્ષાચરીથી સંયમયાત્રા કરનારો, જિન-વચન ઉપર અખંડ શ્રદ્ધાને સ્થાપિત કરનારો, ચૌદ રાજલોકના સ્વરૂપને

---

+ જુઓ પરિશિષ્ટ

સમજનારો, અઢાર હજાર શીલાંગના રથમાં આરૂઢ થનારો અને નિત્ય શુદ્ધ અધ્યવસાયોથી પવિત્ર મનવાળો મહાત્મા, તેની વિચારધારા કેવી ઉદાત્ત હોય ! એ વિચારધારા એની મહાવ્રતપાલનની દૃઢતાને અને સંસારવૈરાગ્યને પરિપુષ્ટ કરનારી જ હોય.

**૧૦ : સિદ્ધાન્તોમાં ભાવનાજ્ઞાનથી ગુણવત્તા જોનારા :**

શ્રુતજ્ઞાન, ચિન્તાજ્ઞાન અને ભાવનાજ્ઞાન ! આગમનાંસૂત્રો અને તેના અર્થ ગ્રહણ કરવા, એને સ્મૃતિના ભંડારમાં ભરવા, તેનું નામ શ્રુતજ્ઞાન. સ્મૃતિના ભંડારમાં ભરેલા સિદ્ધાન્તોના જ્ઞાનને નય અને પ્રમાણથી કસીને બુદ્ધિગમ્ય કરવું તે ચિન્તાજ્ઞાન અને બુદ્ધિગમ્ય કરેલા સિદ્ધાન્તોને આત્મસાત્ કરી એના પરમાર્થનો પ્રકાશ પામવો તે ભાવનાજ્ઞાન.

ભાવનાજ્ઞાન દિવ્ય પ્રકાશરૂપ હોય છે. શબ્દોના અર્થ અને ભાવાર્થથી ખૂબ આગળ....ખૂબ ઊંડાણમાં જઈને એના પરમાર્થને જ્યારે સાધક આત્મા પામે છે ત્યારે એ અપૂર્વ જ્ઞાનાનંદ અનુભવે છે. જ્ઞાનમાર્ગની સાચી મસ્તી ભાવનાજ્ઞાની માણે છે. સ્વદર્શન–પરદર્શનના સિદ્ધાન્તોની તરતમતા અને ગુણવત્તા એના ચિત્તમાં સ્પષ્ટ થાય છે. માત્ર સિદ્ધાન્તોના શબ્દાર્થ પકડીને 'હું જે અર્થ કરું છું એ જ સાચો.' આવો હઠાગ્રહ સેવનારાઓ ભાવનાજ્ઞાનીની દૃષ્ટિમાં કરુણાપાત્ર બનતા હોય છે.

પૂરું શ્રુતજ્ઞાન પણ જેમની પાસે નથી, વર્તમાનકાળમાં ઉપલબ્ધ આગમોનું પણ જેમની પાસે શ્રુતજ્ઞાન નથી, જે કંઈ શ્રુતજ્ઞાન છે એના ઉપર કોઈ ચિંતાજ્ઞાન નથી અને ભાવનાજ્ઞાનની તો કલ્પના પણ જેમને નથી, તેવા બાલ જીવો માત્ર અહંકારથી ઉન્મત્ત બનીને 'હું શાસ્ત્રવિશારદ છું, હું પ્રકાંડ વિદ્વાન છું....હું શાસ્ત્રજ્ઞ છું....' આવા પ્રલાપો કરે છે. જિનશાસનની વિડંબણા કરનારા આ સાધુવેશધારીઓને કોઈ પૂછનાર પણ નથી કે 'તમે કેટલું શ્રુતજ્ઞાન મેળવ્યું છે ?' આવા જીવો સિદ્ધાન્તોના પરમાર્થને જાણ્યા વિના સિદ્ધાન્તોની પ્રરૂપણા કરી સંસારના ભોળા જીવોને ઉન્માર્ગે દોરે છે.

૧૧ : વૈરાગ્યમાર્ગ ઉપર રહેલા :

રાગનો કોઈ વલવલાટ નહીં, રાગની કોઇ અગનઝાળ નહીં, રાગનો કોઈ આલાપ નહીં કે વિલાપ નહીં ! વૈરાગ્યનો તરવરાટ ! વૈરાગ્યની શીતળતા ! વૈરાગ્યનું અમૃતપાન! મુનિજીવનનો પ્રાણ એટલે વૈરાગ્ય. મુનિ એ પ્રાણનાં જતન કમર કસીને કરે. વિરતિધર્મ જુદો અને વૈરાગ્ય જુદો. વિરતિધર્મ પામ્યા પછી વૈરાગ્યને પુષ્ટ કરવા માટે મુનિ મન–વચન–કાયાથી મચી પડે.

ગમે તેવાં રાગનાં પ્રબળ નિમિત્તો એની સામે આવે, વૈરાગી મુનિરાજ ઉપર એ નિમિત્તોની કોઈ અસર ન થાય. કમલપત્ર ઉપર જેમ ઓસબિંદુ ન ટકે તેમ મુનિરાજ ઉપર રાગ ન ટકે. કોઈ જડ પદાર્થો એને આકર્ષી ન શકે. સોહામણા અને મધુર શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એના વૈરાગ્યને હચમચાવી ન શકે. વૈરાગ્યના માર્ગ ઉપરથી નીચે ઊતરવાનું જ નહીં. ઊતરે પણ શા માટે ? વૈરાગ્યમાર્ગ ઉપર એ સાધક આત્માને એવી તૃપ્તિ હોય છે, એવો ઇચ્છાઓનો અભાવ હોય છે કે રાગના આગ જેવા માર્ગ ઉપર એ જાય જ નહીં. જ્ઞાન અને ધ્યાનમાં નિરંતર ઓતપ્રોત રહીને વૈરાગ્યભાવનાને વૈરાગ્ય-વાસનારૂપ બનાવી દેતા મુનિવરો, દેવલોકના દેવેન્દ્ર કરતાં પણ ઉત્તમ સુખ અનુભવતા હોય છે.

૧૨ : સંસારવાસથી ત્રાસેલા :

સંસારનાં દુઃખોથી નહીં, સંસારનાં સુખોથી ત્રાસેલા ! 'સંસાર-સુખોના રાગમાંથી સંસારનાં દુઃખો જન્મે છે. પાંચે ઇન્દ્રિયોનાં વિષય-સુખોના ભોગ–ઉપભોગનું પરિણામ છે દુઃખ, ત્રાસ અને વિટંબણાઓ. જ્ઞાનદૃષ્ટિથી આ સત્યને પામેલા આત્માઓ સંસારસુખોનો ત્યાગ કરી, એ સુખો તરફ વિરક્ત બની સંયમમય જીવન સ્વીકારે છે અને જ્યારે જ્યારે સંસાર–સ્વરૂપનું ચિંતન કરે છે ત્યારે ત્યારે ઘેરી વેદના અનુભવે છે. 'ઓહો! મારા જીવે સંસારની ચાર ગતિઓમાં કેટકેટલાં દુઃખો સહ્યાં છે! અનન્ત અનન્ત જીવો રાગ–દ્વેષ અને મોહને પરવશ પડી

કેવી કેવી ઘોર વેદનાઓ અનુભવી રહ્યા છે....!' એમની કલ્પનામાં રૌરવ નરકનાં દૃશ્યો ઉભરાઈ આવે છે....તિર્યંચગતિના જીવોની અપાર વેદનાઓના ચિતાર તાદૃશ થાય છે....ને એ કરુણાવંત આત્માઓ ત્રાસ અનુભવે છે. દિવ્ય ભોગસુખોમાં ભાન ભૂલીને રાચતા–માચતા દેવોનું ભાવિ પતન જુએ છે ને ધ્રુજી ઊઠે છે! આધિ, વ્યાધિ અને ઉપાધિથી ઘેરાયેલા માનવોનાં જીવન એ જ્ઞાનસિદ્ધ મહાપુરુષોનાં હૃદયને દ્રવિત કરી દે છે. સમગ્ર સંસારવાસથી એમનું ચિત્ત ઉઠી જાય છે. ઉપરથી રૂડો–રૂપાળો અને રળિયામણો દેખાતો સંસાર પણ એમને આકર્ષી શકતો નથી. એમનું ચિત્ત તો અજર, અમર, શાશ્વત્ મોક્ષસુખ તરફ જ આકર્ષાયેલું હોય છે. 'હવે જો સુખ જોઈએ તો મોક્ષનું જ સુખ જોઈએ. સંસારનાં સુખો તો ન જ જોઈએ.' આ એમનો દૃઢ સંકલ્પ હોય છે. મોક્ષસુખોને મેળવવા સંસારનાં જીવલેણ કષ્ટો પણ સહવા તેઓ તૈયાર હોય છે.

૬૩ : સ્વહિતાર્થ મુક્તિમાર્ગમાં મનથી રમણ કરનારા :

'મોક્ષ'નું યથાર્થ અને વિસ્તૃત સ્વરૂપ જાણનારા યોગીપુરુષોનાં મન મોક્ષમાં જ રમતાં રહે! જ્યાં જવાની અને કાયમ માટે વસી જવાની તમન્ના હોય, મન ત્યાં પહેલાં જ પહોંચી જતું હોય છે. ભારતમાંથી અમેરિકા જવાની અને ત્યાં વસી જવાની ઇચ્છાવાળાઓનાં મન તો અમેરિકાની ક્લબોમાં, ગાર્ડનોમાં....અને હોટેલોમાં રમતાં થઈ જ જતાં હોય છે....ભલે પછી અમેરિકા વહેલા પહોંચે કે મોડા! જ્યાં જવું છે ત્યાંનું યથાર્થ જ્ઞાન જોઈએ, ત્યાંનું પ્રબળ આકર્ષણ જોઈએ અને જવાની પૂરી તૈયારી જોઈએ.

સંસારવાસથી ત્રાસેલા અને મોક્ષસુખ ચાહનારાઓની મનઃસ્થિતિનું "યોગબિંદુ"માં આચાર્યશ્રી હરિભદ્રસૂરિજીએ કેવું સાચું દર્શન કરાવ્યું છે! 'मोक्षे चित्तं भवे तनुः' એ યોગીનું ચિત્ત મોક્ષમાં રમતું હોય, તેમનું તન સંસારમાં હોય! અને મન જ્યાં જવા તડપતું હોય ત્યાં પહોંચવામાં વિલંબ થતો હોય, પહોંચાતું ન હોય, એટલે હૃદય

કેવી અપાર વ્યથા અનુભવે ? એને કેટલી બધી ચિંતા થાય ? 'હું ત્યાં ક્યારે પહોંચીશ ? હજુ શું મારો પુરુષાર્થ ઓછો છે ? જલદીથી જલદી ત્યાં પહોંચવા માટે મારે શું કરવું જોઈએ ?' આ રીતે તે આત્મનિરીક્ષણ કરે જ. જ્યાં રહેલો છે, જે સંસારવાસમાં રહેલો છે ત્યાં મન જરાય માનતું નથી, ઠરતું નથી અને જ્યાં જવું છે ત્યાં પહોંચાતું નથી....ત્યારે એનું મનોમંથન કેવું હોય છે, એનું ચિત્રણ ગ્રન્થકાર સ્વયં કરે છે.



## આત્મસાધકની ચિંતા

भवकोटीभिरसुलभं मानुष्यं प्राप्य कः प्रमादो मे ।
न च गतमायुर्भूयः प्रत्येत्यपि देवराजस्य ॥६४॥
आरोग्यायुर्बलसमुदयाश्चला वीर्यमनियतं धर्मे ।
तल्लब्ध्वा हितकार्ये मयोद्यमः सर्वथा कार्यः ॥६५॥

अर्थ : કરોડો (અનન્ત) ભવો (નરક, તિર્યંચ, દેવના) એ પણ દુર્લભ મનુષ્યભવ મેળવીને આ મારો કેવો પ્રમાદ ? ગયેલું આયુષ્ય ઈન્દ્રને પણ પાછું આવતું નથી. (તો પછી મનુષ્યને તો પાછું આવે જ શાનું !) ૬૪.

ધર્મમાં આરોગ્ય, આયુષ્ય, બળ, સમુદાય (ધન-ધાન્યાદિના) ક્ષણભંગુર છે, વીર્ય (ઉત્સાહ) વિનશ્વર છે. તે (આરોગ્ય, આયુષ્ય, બળ, ધનધાન્ય, વીર્ય) મેળવીને હિત-કાર્યમાં (જ્ઞાન-દર્શન-ચારિત્રમાં) મારે સર્વ પ્રકારે (વિશ્રામ વિના) પુરુષાર્થ કરવો જોઈએ. ૬૫.

विवेचन : માનવજીવન કેટલું બધું દુર્લભ છે ! અનન્ત અનન્ત જીવોની સૃષ્ટિમાં સહુથી થોડા મનુષ્યો ! તિર્યંચગતિના જીવો અનન્ત, દેવગતિના જીવો અસંખ્ય અને નરકના જીવો પણ અસંખ્ય ! મનુષ્યો ગણી

શકાય તેટલા! તેમાં આપણો સમાવેશ થયો છે. મળેલા દુર્લભ જીવનનું ઉચ્ચ મૂલ્યાંકન કરવું જરૂરી છે. મનુષ્ય જે વસ્તુને દુર્લભ સમજે છે, તેનું ઉચ્ચ મૂલ્ય આંકે છે અને એનો દુરુપયોગ કરતો નથી. જેને દુર્લભ સમજતો નથી તેને તુચ્છ ગણી તેનો દુરુપયોગ કરે છે.

પેલા ખેડૂતને ખેતરમાં ખેતી કરતાં એક કળશ મળ્યો. કળશ ઉપર શ્રીફળ મૂકેલું હતું અને રેશમી વસ્ત્રથી બાંધેલું હતું. ખેડૂતે કળશ ખોલીને જોયું તો અંદર પથરા હતા! તેની કલ્પના ઊંધી પડી એની ધારણા હતી સોનાના કે ચાંદીના સિક્કાઓની. તેણે એ પથરાઓથી પક્ષીઓને ઉડાડવા માંડ્યા. મધ્યાહ્ન સમયે એનો નાનો પુત્ર ભાત લઈને ખેતરે આવ્યો, તેણે કળશમાં એક પથરો જોયો. પથરો ચળકતો હતો, તેણે તે લઈને રમવા માંડ્યું. રમતો રમતો તે પોતાના ઘરે જવા નીકળ્યો. બજારમાંથી તે પસાર થાય છે, પથરો ઉછાળતો ઉછાળતો તે જાય છે, દુકાને બેઠેલા એક ઝવેરીએ એ પથરો જોયો. તેણે છોકરાને બોલાવીને તે પથરો જોવા માંગ્યો. છોકરાએ પથરો આપ્યો. ઝવેરીએ પથરો જોઈને રાખી લીધો અને છોકરાને મીઠાઈ આપીને રાજી કરી દીધો. ઝવેરીએ પથરાની કિંમત સવા લાખ રૂપિયા આંકી. તેણે બીજા દિવસે ખેડૂતના ઘેર જઈને ખેડૂતને પૂછ્યું: 'તમારી પાસે આવા બીજા પથરાઓ છે?' ખેડૂતે કહ્યું: 'ઘણા હતા, મેં ફેંકી દીધા....' જ્યારે ઝવેરીએ ખેડૂતને પચીસ હજાર રૂપિયા આપ્યા ત્યારે ખેડૂત હેબતાઈ ગયો! 'શું એક પથરાના આટલા બધા રૂપિયા? હું કેવો મૂર્ખ? મેં પથરા ફેંકી દીધા....'

ખેડૂતે રત્નોને પથરા માન્યા. રત્નોનું મૂલ્ય ન સમજી શક્યો.... મળેલાં રત્નોને ગુમાવી દીધાં. આવી ગંભીર ભૂલ આપણી ન થઈ જાય, નહીંતર પસ્તાવાનો પાર નહીં રહે. માનવજીવનને પરખનારા સર્વજ્ઞ પરમાત્માએ માનજીવનને અમૂલ્ય રત્ન કહ્યું છે.

તેર વિશેષતાઓથી વિભૂષિત મહાત્માઓ આ સત્ય સમજતા હોય છે....તેઓ જીવનનાં વીતેલાં વર્ષો તરફ જુએ છે....તેમાં થયેલી

ભૂલો, આચરેલા પ્રમાદો, લાગેલા અતિચારો....આ બધું તેમના સાધના-પ્રિય હૃદયને અકળાવે છે. વર્તમાનકાળમાં પણ થઈ જતા સૂક્ષ્મ પ્રમાદો તેમને વ્યથિત કરી દે છે....'આ મારો કેવો પ્રમાદ?' હૃદય કાળો કકળાટ કરે છે. 'મારો આટલો સમય જ્ઞાન–દર્શન–ચારિત્રની આરાધના વિનાનો ગયો....' બહુ મોટું નુકસાન તેમને લાગે છે.

'ગયેલો સમય પાછો મળતો નથી.' આ સત્યને સમજેલા મહાપુરુષો સમયના દુરૂપયોગને મોટું નુકસાન માનતા હોય છે. 'અપ્રમત્ત જીવન'નો આદર્શ સામે રાખીને મોક્ષમાર્ગે ચાલનારા સાધકોને નાનકડો પણ પ્રમાદ શાનો પાલવે? નિદ્રા, વિકથા અને વિષય–કષાયને કટ્ટર દુશ્મનો માનનારા સાધકો, એ દુશ્મનો સાથે ક્ષણવાર પણ બેસવાનું શાના પસંદ કરે? ક્યારેક રસ્તામાં એ દુશ્મનો મળી જાય અને પૂર્વકાળની મૈત્રી યાદ આવી જાય....તેથી બે ઘડી વાતો કરી લીધી.... હસી લીધું, રમી લીધું....પરંતુ પછી તુરત જ ભાન આવી જાય કે 'આ મિત્ર નહીં, શત્રુ છે!' કે તુરત રસ્તો પકડી લે પોતાનો. પોતાના આત્મભાવમાં પાછો ફરે. થઈ ગયેલી ભૂલ તેને બેચેન કરી દે. 'कः प्रमादो मे?' મારો કેવો પ્રમાદ?'

એ જ્ઞાની છે, શાસ્ત્રજ્ઞ છે. એ જાણે છે કે 'દેવલોકનો દેવેન્દ્ર કેમ ન હોય, એના પણ વીતેલા જીવનની પળો એને પાછી મળતી નથી. ગયેલું રાજ્ય પાછું મળી શકે, ગયેલું આરોગ્ય પાછું મળી શકે, ગયેલી ઇજ્જત પાછી મળી શકે....પરંતુ ગયેલી જીવનની પળો પાછી મળતી નથી.' માટે જે પળો એની પાસે હોય છે, એ પળોનો સદુપયોગ કરવા તે જાગ્રત રહે છે. જીવનની એક એક પળનો એ સમ્યગ્ જ્ઞાન–દર્શન અને ચારિત્રમાં વિનિયોગ કરતો રહે છે. એ જ્ઞાનદૃષ્ટિવાળા યોગીપુરુષો એ પણ જાણતા હોય છે કે 'ભૂતકાળ વીતી ગયો છે, ભવિષ્ય આવવાનો છે, હાથમાં છે વર્તમાન!' 'વર્તમાનની પળ'ને તેઓ અતિ મૂલ્યવાન સમજે છે અને તે 'પળ'ની આરાધના કરતા રહે છે.

જે મનુષ્ય વર્તમાન પળનો આરાધક હોય છે તે જ સમગ્ર માનવજીવનની દુર્લભતા સમજનારો છે. માત્ર ભૂતકાળની ભૂલોને યાદ કરી રૂદન કરનારો અને ભવિષ્યની કલ્પનાઓમાં રાચનારો મનુષ્ય માનવ-જીવનનું મૂલ્ય સમજતો નથી. સદૈવ જાગ્રત આત્મા વર્તમાનપળમાં જીવતો હોય છે. એનું ભૂતકાળનું અવલોકન અને ભવિષ્યકાળનું અનુ-ચિંતન પણ વર્તમાન પળને ચેતનવંતી બનાવવા માટે હોય છે.

ધર્મપુરુષાર્થની આરાધના માટે જ જીવન જીવતા મહાપુરુષો, એ ધર્મપુરુષાર્થનાં સાધનો તરફ પણ સજાગ હોય છે. તેઓ જાણતા હોય છે કે આરોગ્ય, આયુષ્ય, બળ, વીર્ય અને સાનુકૂળ સંયોગો હોય ત્યાં સુધી જ ધર્મપુરુષાર્થ થઈ શકે. આ સાધનોની વિનશ્વરતાનું, ક્ષણિકતાનું પણ તેમને પૂરું ભાન હોય છે.

'ગમે ત્યારે નળનું પાણી આવતું બંધ થાય છે....' આવું જાણનારા સ્ત્રીપુરુષો પાણી ભરી લેવામાં જરાય પ્રમાદ નથી કરતા! 'નળ આવે છે અત્યારે, બીજાં કામ પડતાં મૂકીને પાણી ભરી લો!' કારણ કે પાણી વિના ચાલે એમ નથી, આ વાત બરાબર સમજાયેલી છે. જ્યાં ગમે ત્યારે 'લાઇટ' ચાલી જતી હોય છે, ત્યાં, 'જ્યાં સુધી લાઇટ છે ત્યાં સુધી ઘરનું કામ પતાવી લો! વાંચવાનું વાંચી લો!' ચંચળ વસ્તુ જ્યાં સુધી પાસે હોય ત્યાં સુધી તેનો ઉપયોગ કરી લેવામાં માણસો સાવધાન હોય છે. 'અત્યારે તેલ સસ્તું છે, ખરીદી લો.... ગમે ત્યારે તેલ મોંઘું થઈ શકે છે...સોંઘવારી ચંચળ છે! જ્યાં સુધી છે, કામ કરી લો!'

'અત્યારે શરીર નીરોગી છે, કોઈ રોગ નથી. પાંચે ઇન્દ્રિય કાર્યક્ષમ છે, કોઈ ઈન્દ્રિય શિથિલ નથી. ધર્મપુરુષાર્થ કરી લો. તપ-શ્ચર્યા કરી લો, સેવા-ભક્તિ કરી લો. જ્ઞાન અને ધ્યાન કરી લો! શરીરમાં જ્યારે રોગ પેદા થશે, ઈન્દ્રિયો શિથિલ બની જશે ત્યારે ધર્મ-પુરુષાર્થ નહીં થઈ શકે.' આ યથાર્થતાથી જ્ઞાની પુરુષ પૂર્ણ પરિ-ચિત હોય. તેઓની કલ્પનાસૃષ્ટિમાં સનત્કુમાર ચક્રવર્તી જેવાં પાત્ર

વિચરતાં જ હોય. સ્નાન કરતી વખતે શરીરમાં એકેય રોગ નહીં અને રાજસભામાં આવીને સિંહાસન પર બેસે છે કે શરીરમાં એક સાથે સોળ સોળ રોગ! અત્યારે પણ શું આવી રીતે અણધાર્યો હુમલો રોગોનો નથી થતો? રાત્રે સૂતો ત્યારે સાજો–સારો અને સવારે ઉઠે છે ત્યારે ગળું બંધ! નથી બોલાતું, નથી કંઇ ગળે ઊતરતું. દુકાનેથી નીકળીને ઘરે આવવા નીકળે છે ત્યારે નખસાંય રોગ નહીં અને ઘરનાં પગથિયાં ચઢતાં જ ઢળી પડે છે....હાર્ટફેઇલ! ગાડીમાં બેસે છે ત્યારે હસતો ને ખીલતો હોય છે....અને ઊતરે છે માત્ર એનું પ્રાણ વિનાનું કલેવર!

આરોગ્ય ચંચળ અને આયુષ્ય પણ ચંચળ. ક્યારે કાળનો ઝપાટો લાગે અને આ દેહ છોડી જવો પડે આત્માને....અજ્ઞાની જીવાત્માને ખબર નથી પડતી. એને એટલી ખબર પડી શકે કે 'મૃત્યુ ગમે ત્યારે અને ગમે ત્યાં આવી શકે છે!' માટે એ આત્મહિતની સાધનામાં પ્રતિપળ સાવધાન રહે. જેમ આરોગ્ય અને આયુષ્ય અસ્થિર છે, તેમ શરીરની શક્તિઓ પણ અસ્થિર છે. સવારનો બળવાન પુરુષ સાંજે નિર્બળ બની જતો નથી જોયો? વિશ્વમાં 'ચેમ્પિયન' બનેલા પહેલવાનોને ટાંટિયા ઘસીઘસીને જિંદગી પૂરી કરતા નથી સાંભળ્યા? માટે જ્યાં સુધી શરીરમાં બળ છે, શક્તિ છે, ત્યાં સુધી આત્મશુદ્ધિનું કાર્ય કરી લેવા માટે એ મહાત્મા તત્પર હોય છે.

સાધુઓ, શ્રમણો તો પરિભ્રમણશીલ હોય. દરેક ગામમાં, દરેક નગરમાં તેમને ધર્મ–આરાધના માટે અનુકૂળ નિવાસ, ભિક્ષા, ઔષધાદિ ન મળે, અનુકૂળ વાતાવરણ ન મળે. જ્યારે એ મળ્યું હોય ત્યારે ક્ષમાદિના ધર્મપુરુષાર્થમાં પ્રમાદ ન કરાય. મળેલા અનુકૂળ સંયોગોનો સદુપયોગ કરી લેવાની હોંશિયારી હોવી જોઈએ.

આ બધી વાતોમાં મહત્ત્વપૂર્ણ વાત છે વીર્યોલ્લાસની, આંતર ઉત્સાહની! હૃદયના ઉલ્લાસની! પ્રવર્દ્ધમાન અધ્યવસાયો જ્યારે હોય ત્યારે ધરખમ ધર્મપુરુષાર્થ ખેડી લેવાનો, કારણ કે વીર્યોલ્લાસ પણ ચંચળ હોય છે! કાયમ ટકતો નથી....આરોગ્ય હોય, જીવન હોય,

બળ હોય અને અનુકૂળ સામગ્રી હોય, છતાં જો વીર્યોલ્લાસ ન હોય, આંતર ઉત્સાહ ન હોય, તો ધર્મપુરુષાર્થ નથી થતો. અલબત્, જ્યારે આંતર ઉત્સાહ પ્રગટે છે ત્યારે પ્રમાદ ટકી શકતો નથી અને સહજ ભાવે જ્ઞાનાદિ ધર્મપુરુષાર્થ થતો હોય છે....કોઈ અવરોધો ટકી શકતા નથી. ઉલ્લાસ–ઉમંગ....ઉત્સાહ અવરોધોને અવગણી નાંખે છે, વિઘ્નો પર વિજય મેળવે છે અને નિર્ધારિત લક્ષ્યે પહોંચવા જીવને ગતિ આપે છે.



## વિનીત બનો

**शास्त्रागमादृते न हितमस्ति न च शास्त्रमस्ति विनयमृते ।**
**तस्माच्छास्त्रागमलिप्सुना विनीतेन भवितव्यम् ॥६६॥**

અર્થ : **શાસ્ત્રાગમ (શાસ્ત્ર એ જ આગમ) વિના બીજું કોઇ હિત નથી અને વિનય વિના શાસ્ત્રલાભ નથી, માટે શાસ્ત્રાગમનો લાભ ઇચ્છનારે વિનીત થવું જોઇએ.**

વિવેચન : જે શાસન કરે તે **શાસ્ત્ર** કહેવાય. શાસન એટલે ઉપદેશ. જે ઉપદેશ આપે તે શાસ્ત્ર! શાસ્ત્રને જ આગમ કહેવાય છે. સર્વજ્ઞ પરમાત્માના મુખમાંથી **અર્થનિર્ગમ** થાય છે અને વિશિષ્ટજ્ઞાની ગણધરોના મુખમાંથી **સૂત્રનિર્ગમ** થાય છે. આ રીતે તીર્થંકર અને ગણધરો પાસેથી પરંપરાએ જે જ્ઞાનનું આગમન થયું તે 'આગમ' કહેવાયાં. 'परंपरया आगत इत्यागम ।'

'હવે મારે આત્માનું અહિત નથી કરવું, આત્મહિતની જ આરાધના કરવી છે.' જે મનુષ્ય આત્મહિતસન્મુખ બને છે તે આત્મહિત અંગે ચિંતન કરે છે, આત્મહિતનો માર્ગ શોધે છે, અનન્ત જન્મોથી એ આત્માનું અહિત થતું જુએ છે. વર્તમાન જીવનમાં અહિત ન થઈ જાય, એ માટે સજાગ બને છે. જ્ઞાનદૃષ્ટિ ખૂલી ગયા પછી અગોચર તત્ત્વો તરફ આકર્ષણ જન્મે છે. એ ઇન્દ્રિયાતીત તત્ત્વોને

સમજવા અને પામવા 'શાસ્ત્રાગમ' તરફ જુએ છે. કારણ કે એ ઇન્દ્રિયાતીત પરમ તત્ત્વોને પામેલા શ્રેષ્ઠ પુરુષોની રચના છે. એ શાસ્ત્રાગમો સિવાય ક્યાંય સ્પષ્ટ અને સત્ય માર્ગદર્શન મળે નહીં.

આત્મા, કર્મ, પરમાત્મા....આદિ ઇન્દ્રિયાતીત તત્ત્વોને શાસ્ત્રો વિના કોણ સમજાવે ? એ તત્ત્વોને સમજ્યા વિના આત્મહિતની આરાધના કેવી રીતે થઈ શકે ? માટે આત્મહિતાર્થી મનુષ્યનો શાસ્ત્રો તરફ આદર પ્રગટે છે, શાસ્ત્રોની ઉપાદેયતા સમજાય છે. એ શાસ્ત્રોને હાથમાં લે છે, પરંતુ જ્યારે એ શાસ્ત્રોની ભાષા, પરિભાષા સમજાતી નથી, એનો અર્થ-ભાવાર્થ સમજાતા નથી, તાત્પર્યાર્થ–ઐદંપર્યાર્થ સમજાતા નથી ત્યારે તે મૂંઝાય છે, 'શાસ્ત્રો છે, પરંતુ હું એ શાસ્ત્રોને સમજી શકતો નથી, મને કોણ સમજાવે આ શાસ્ત્રો ?' એના મનમાં આ પ્રશ્ન ઊઠે છે. એને જાણવા મળે છે કે 'આ શાસ્ત્રો તો જ્ઞાની–ગુરુદેવો સમજાવી શકે. કારણ કે તે ગુરુજનો સ્વયં પરમ આત્મહિતના આરાધક હોય છે અને શરણે આવેલા જીવોને કરુણાભર્યા હૃદયે આત્મહિતની આરાધનાનું માર્ગદર્શન આપે છે, શાસ્ત્રોનું અધ્યયન કરાવે છે, સૂત્ર, અર્થ, ભાવાર્થ અને તાત્પર્યાર્થ સમજાવે છે....'

એ આત્મહિતાર્થી સાધકના હૃદયમાં શિષ્યભાવ જાગ્રત થાય છે. વિનમ્રતાનો ઉત્તમ ભાવ જાગ્રત થાય છે. વિનમ્રતામાંથી વિનયનું સૌન્દર્ય પ્રગટે છે. સુવિનીત બનેલો આત્મા સદ્ગુરુની કૃપાનું પાત્ર બને છે અને શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે.

એ સમજવું જોઈએ કે વિનયનો ભાવ સ્વયંભૂ પ્રગટે છે. બાહ્ય વિનયના પ્રકારો ભલે શીખવા પડતા હોય, આંતર બહુમાન શીખવાથી નથી શીખાતું. આત્મ–હિતની પ્રબળ ઇચ્છા જીવાત્માને શાસ્ત્રો તરફ આદરવાળો બનાવે છે અને એ આદર ગુરુજનો પ્રત્યે વિનમ્ર બનાવે છે. જ્યાંથી જે વસ્તુ મળવાની હોય, અને એ વસ્તુ મેળવવાની તીવ્ર ઇચ્છા હોય, ત્યાં મનુષ્ય વિનમ્ર અને વિનીત બની જાય છે. એ વિના એ વસ્તુ એને મળી શકતી નથી.

कुलरुपवचनयौवनधनमित्रैश्वर्यसंपदपि पुंसाम् ।
विनयप्रशमविहीना न शोभते निर्जलेव नदी ॥६७॥

अर्थ : પુરુષોની વિનય અને પ્રશમરહિત કુળ (ક્ષત્રિયાદિ) રૂપ (લક્ષણયુક્ત શરીર), વચન (પ્રિયવાદિતા), યૌવન, ધન, મિત્ર અને ઐશ્વર્ય (પ્રભુતા)ની સંપત્તિ, પાણી વિનાની નદીની જેમ શોભતી નથી.

विवेचन : આટલું બધું અભિમાન શા માટે? તમે ઉચ્ચ કુળમાં જન્મ્યા છો તે માટે? આટલી બધી અક્કડતા શા માટે? તમે લાખો આંખોને આકર્ષનારું રૂપ ધરાવો છો તે માટે? આટલી બધી ઉદ્દંડતા શા માટે? વસંતની મદઘેલી મોસમ જેવું છલકાતું યૌવન છે, તે માટે? આટલો બધો ઘમંડ શા માટે? હજારોના હૃદયને ગમી જાય તેવી પ્રિય વાણી છે તે માટે? ધરતીથી વેંત વેંત ઉપર ચાલો છો, શા માટે? કુબેરના ધનભંડારો તમારી તિજોરીઓમાં છલકાયા છે, તે માટે? આટલી બધી ઉન્મત્તતા શા માટે? અનેક મિત્રોથી વીંટળાયેલા રહો છો તે માટે? આટલો બધો ઠસ્સો અને દમામ શા માટે? કોઈ સત્તાના સિંહાસને આરૂઢ થયા છો, તે માટે?

તમે નથી શોભતા, જરાય નથી શોભતા. જનગણની આંખોમાં તમે જરાય સારા નથી લાગતા. તમે અકળાશો નહીં, તમે ઈચ્છો છો કે તમે જનસમૂહમાં શોભો! અને શોભવા માટે જ તમે અભિમાન અને અક્કડતાનો આશરો લીધો છે. તમે તમારા મનથી ભલે માનતા હો કે 'હું શોભી રહ્યો છું,' પરંતુ હું કહું છું કે તમે નથી શોભતા. હું ચાહું છું કે તમારી શોભા ખૂબ ખૂબ વધે. મહાન પુણ્યોદયે મળેલી તમારી આ વિશાળ સંપત્તિ સંસારમાં તમારી અપરંપાર શોભા વધારે, પરંતુ તે માટે તમારે તમારા જીવનવ્યવહારમાં એક પરિવર્તન કરવું પડશે. હા, એક જ પરિવર્તન. જો તમે મને ચાહો છો, મારા પ્રત્યે તમને શ્રદ્ધા છે; તો તમે મારી વાત શાન્ત ચિત્તે સાંભળો અને એના પર વિચાર કરો.

તમે વિનમ્ર બનો. સુવિનીત બનો. અભિમાન ત્યજી દો. ઉદ્દંડતાનો ત્યાગ કરો. લોકોને એવું સમજવા દો કે તમને તમારી સંપત્તિનો ગર્વ નથી. લોકો તમારા માટે એમ બોલતા ફરે કે 'જુઓ તો ખરા, આ પુણ્યશાળીને, અઢળક સંપત્તિ હોવા છતાં એમને જરાય અભિમાન છે? ગરીબ માણસો સાથે પણ પ્રેમથી વાતો કરે છે. એમની સાથે બેસે છે અને એમની પણ કદર કરે છે...' બસ, આ છે તમારી શોભા. એ ન ભૂલશો કે આ વિશ્વમાં, આ દેશમાં મોટી સંખ્યા છે ગરીબોની. તમે વસો છો એ નગરમાં પણ વધારે ગરીબો છે. વૈભવ અને સંપત્તિ બહુ થોડા માણસો પાસે છે. તમારી સમાન કક્ષાના શ્રીમંતોની દૃષ્ટિમાં તો તમારી કિંમત છે જ નહીં. ત્યાં તો ઇર્ષ્યાની આગ જ સળગતી હોય છે. તમારી ઇજ્જત, તમારી શોભા ગરીબ અને મધ્યમકક્ષાના મનુષ્યો વધારશે, પણ તે માટે તમારે વિનમ્ર અને વિનીત બનવું પડશે.

જેમ તમારે કોઈ મનુષ્યનો અનાદર નહીં કરવાનો, તેમ કોઈ મનુષ્ય તમારો અનાદર કરે ત્યારે ઊકળી નહીં જવાનું! મુખ પર સ્મિત રાખીને એ અનાદર વધાવી લેવાનો. 'આણે મારું અપમાન કર્યું.' આ વિચાર આવવો ન જોઈએ, આવી જાય તો પણ એની અભિવ્યક્તિ ન કરવી જોઈએ. તમે જો જો, તમારા કુળની કેવી શોભા વધે છે! તમારું રૂપ કેવું સોળે કળાએ ખીલી ઊઠે છે! તમારી વાણી લોકો કેવી ઝીલી લે છે! તમારું યૌવન કેવો ભવ્ય આદર પામે છે! તમારું વિશાળ મિત્રમંડળ કેવી અપૂર્વ પ્રશંસા પામે છે! તમારી શ્રીમંતાઇ ઉપર કેવી દિવ્ય દુઆ ઊતરે છે! તમારી પ્રભુતા કેવી પૂજાય છે!

વિનય અને પ્રશમનો આ અવનવો જાદુ છે. દુનિયાના કોઈ મોટા જાદુગર આવો ચમત્કાર સર્જી શકતા નથી. શત્રુને પણ મિત્ર બનાવનાર વિનય છે, પ્રશમ છે. ઉજ્જડ, વેરાન બની ગયેલી જિંદગીને નવપલ્લિત કરનાર વિનય છે, પ્રશમ છે. તૂટી ગયેલા, બગડી ગયેલા સંબંધોને જીવંત કરનાર વિનય છે, પ્રશમ છે. માટે કહું છું કે

જીવનમાં વિનયને સ્થાન આપો, પ્રશમને પ્રવેશ આપો.

તમારા દ્વારે આવેલાઓને મધુર સ્વરે આદર આપો. બેસવા માટે આસન આપો. તેમનો ઉચિત સત્કાર કરો. શિષ્ટ ભાષામાં વાર્તાલાપ કરો. જો આવનારને તમારી સહાય જોઈએ છે, સહયોગ જોઈએ છે, તો તમારી શક્તિ મુજબ સહાય આપો, સહયોગ આપો. સહાય કે સહયોગ આપવાની તમારી ઇચ્છા ન હોય તો ન આપશો, પરંતુ અનાદર કે તિરસ્કાર તો ન જ કરશો.

જીવનસરિતાનાં પવિત્ર પાણી છે વિનયનાં અને પ્રશમનાં. પાણી વિનાની સરિતા શોભતી નથી. સરિતામાં પાણી ન હોય તો હંસ ત્યાં ક્રીડા કરવા નહીં આવે! સારસ–સારસીનાં જોડલાં ત્યાં સ્વેચ્છાવિહાર કરતાં જોવા નહીં મળે! ચક્રવાક અને ચક્રવાકી....એક બીજાની ચાંચમાં ચાંચ પરોવી પ્રણયની અભિવ્યક્તિ કરતાં દૃષ્ટિગોચર નહીં થાય. પછી એવી ઉજ્જડ....વેરાન નદીની શોભા શી? ભલે એ 'સરિતા' કહેવાય, પરંતુ શોભારહિત, સૌન્દર્યરહિત!

જીવનસરિતામાં વિનય–પ્રશમનાં શાંત શીતળ પાણી ખળખળ વહેતાં હોય, એમાં બાલ, તરુણ, યુવાન અને વૃદ્ધ મનુષ્યો નિર્ભય, નિશ્ચિંત બનીને હસતાં ખીલતાં હોય, થાકેલા–પાકેલા પથિકો એ સરિતાના કાંઠે વિસામો લઈ, ખોબે ખોબે એ શીતળ જળ પીતા હોય. રસિકજનો નાનકડી હોડીમાં બેસી એ સરિતાના શાંત જળપ્રવાહમાં સહેલ કરતા હોય....દૂર દૂરથી તમારી 'જીવનસરિતા'ની કીર્તિ, પ્રશંસા સાંભળીને, હજારો, લાખો સ્ત્રીપુરુષો જીવનસરિતાના ઘાટે આવતાં હોય. આનંદ, ઉલ્લાસ અને અભિનવ ચૈતન્ય પામીને હરખાતાં હરખાતાં પાછાં વળતાં હોય....

આ છે તમારી શોભા. આ છે તમારી સુંદરતા. તમને ગમી ગઈને આ શોભા? તો તમે દૃઢ સંકલ્પ કરો વિનીત બનવાનો, પ્રશાન્ત બનવાનો. શ્રદ્ધા રાખજો, તમે વિનીત અને પ્રશાન્ત બની શકશો. તમે ગૃહસ્થ છો કે સાધુ છો, તમારે વિનયની અને પ્રશમની આરાધના

કરવી જ રહી. ધર્મનું મૂળ વિનય છે. 'विणयमूलो धम्मो.' આર્યસંસ્કૃતિનો પાયો વિનય છે.

न तथा सुमहार्घ्यैरपि वस्त्राभरणैरलंकृतो भाति ।
श्रुतशीलमूलनिकषो विनीतविनयो यथा भाति ॥६८॥

અર્થ : ખૂબ કીમતી એવાં વસ્ત્ર અને આભૂષણોથી અલંકૃત (મનુષ્ય) એવો નથી શોભતો, જેવો શ્રુત અને શીલના નિકષ (કસોટીનો પાષાણ) રૂપ વિશિષ્ટ વિનયવાળો (મનુષ્ય) શોભે છે.

વિવેચન : તમારા શ્રુતજ્ઞાનને અને તમારા ચારિત્રને તમે વિનયધર્મના કસોટી–પાષાણ ઉપર ચકાસી જોયું છે? સોનું સાચું છે કે ખોટું એનો નિર્ણય કસોટીના પાષાણ ઉપર થાય છે ને? તેમ શ્રુતજ્ઞાન ખરેખર સમ્યગ્જ્ઞાન છે કે કેમ, તેનો નિર્ણય વિનયના પાષાણ ઉપર થાય છે. ચારિત્ર ખરેખર સમ્યક્ચારિત્ર છે કે કેમ, તેનો નિર્ણય વિનયના પાષાણ ઉપર થાય છે! જો તમે વિનીત છો તો તમે જ્ઞાની છો, જો તમે વિનીત છો, તો ચારિત્રવંત છો!

ભલે તમે ઘણા ગ્રંથોનું અધ્યયન કર્યું હોય અને નિરતિચાર ચારિત્રનું પાલન કરતા હો, પરંતુ જો તમે વિનયધર્મનું પાલન નથી કરતા તો તમે જ્ઞાની નથી, તમે ચારિત્રી નથી! ભણેલા હોવા છતાં મૂર્ખ છો. ચારિત્રધર્મની ક્રિયાઓ કરવા છતાં અચારિત્રી છો. હા, આ વાત કદાચ તમને કડવી લાગશે, કદાચ અતિશયોક્તિભરેલી લાગશે; પરંતુ એમ નથી. કડવી હોવા છતાં પથ્ય છે, અતિશયોક્તિ વિનાની છે, તમે ઊંડાણમાં જઈને વિચારશો તો આ કથન યથાર્થ લાગશે.

વિનયના કસોટીપાષાણ ઉપર જેમનું જ્ઞાન અને ચારિત્ર સાચું અને શુદ્ધ ઠરે છે, તેવા સુવિનીત આત્માઓની દિવ્ય શોભા આગળ મૂલ્યવાન વસ્ત્રો અને મૂલ્યવાન આભૂષણોથી અલંકૃત પુરુષ પણ ફિક્કો લાગે છે, શોભાવિહીન લાગે છે. ભલે મનુષ્ય નિત નવી ફેશનનાં કપડાં

પહેરીને, નિત નવી ડીઝાઈનનાં અલંકારો સજીને સુંદર દેખાવા ધમપછાડા કરે, જો એ વિનીત નથી, વિનમ્ર નથી તો એ શોભતો નથી. જ્યારે, સાદાં અને સ્વચ્છ વસ્ત્ર પરિધાન કરનાર, ભલે એકેય આભૂષણ એના શરીર ઉપર ન હોય, પરંતુ જો એ વિનીત છે, તો એ શોભે છે, જનમનને મોહી લે છે. એક સત્ય સમજી લેવું જોઈએ કે સુંદર વસ્ત્રો અને મૂલ્યવાન અલંકારો લોકોની આંખોને હજુ આકર્ષી શકશે, પરંતુ લોકોના મનને તો તમારા વિનયમૂલક ગુણો જ આકર્ષી શકશે. એ આકર્ષણ ક્ષણિક નથી હોતું, સ્થાયી હોય છે. વિનયમૂલક ગુણો ભૌતિક અને આધ્યાત્મિક સંપત્તિના શિખરે મનુષ્યને આરૂઢ કરે છે.

સંસારક્ષેત્રે પણ વિનયની અને નમ્રતાની આવશ્યકતા બુદ્ધિમાન પુરુષો સમજે છે, તો આધ્યાત્મિક ક્ષેત્રમાં તો એ ગુણોની અનિવાર્યતા સ્વીકાર્યા વિના ચાલી શકે એમ જ નથી. સદ્‌ગુરુ પાસેથી સમ્યગ્‌જ્ઞાન પ્રાપ્ત કરવા અને ગુરુચરણે સમ્યક્‌ચારિત્રની આરાધના કરવા તમારા હૃદયમાં વિનયધર્મ હોવો અનિવાર્ય છે. માત્ર બાહ્ય ઔપચારિક વિનય નહીં, આંતરિક બહુમાનરૂપ વિનય હોવો જરૂરી છે. એ વિનયથી તમે સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રના શ્રેષ્ઠ આરાધક બનશો.



## ગુરુ—આરાધના કરો

> गुर्वायत्ता यस्माच्छास्त्रारम्भा भवन्ति सर्वेऽपि ।
> तस्माद् गुर्वाराधनपरेण हितकांक्षिणा भाव्यम् ॥६९॥

**અર્થ :** સર્વેય શાસ્ત્રપ્રવૃત્તિઓ ગુરુને આધીન હોય છે. માટે હિતકામીએ ગુરુની આરાધનામાં ઉપયુક્ત રહેવું જોઈએ.

**વિવેચન :** જ્ઞાનમાર્ગમાં ગુરુનું અદ્વિતીય સ્થાન છે. જ્ઞાનમાર્ગની સર્વે પ્રવૃત્તિઓમાં ગુરુનું માર્ગદર્શન જરૂરી હોય છે. સૂત્રપાઠના ઉચ્ચારણમાં અને સૂત્રાર્થના અવધારણમાં, શંકાઓના સમાધાનમાં અને તાત્પર્યાર્થના પર્યાલોચનમાં ગુરુ જ પ્રામાણિક હોય છે. કોણે કયું શાસ્ત્ર

ભણવું, કોણે ભણાવવું, ક્યારે ભણવું, ક્યારે ભણાવવું....આ બધી જ પ્રવૃત્તિમાં ગુરુ નિર્ણાયક હોય છે.

તમારે શાસ્ત્રજ્ઞાન મેળવવું છે? 'શાસ્ત્રજ્ઞાન વિના આત્મકલ્યાણની મંગલ આરાધના શક્ય નથી.' આ વાત તમને જચી ગઈ છે? 'આ માનવજીવનમાં મારે આત્મકલ્યાણ સાધી જ લેવું છે.' આવો તમારો દૃઢ નિરધાર છે? તો તમારે એવા ગુરુદેવ શોધવા જોઈએ કે જેઓ તમને શાસ્ત્રજ્ઞાન આપે, શાસ્ત્રોમાં કહેલો મોક્ષમાર્ગ બતાવે. પરંતુ ગુરુ પાસેથી 'મને શાસ્ત્રો ભણાવો.' એમ કહેવા માત્રથી શાસ્ત્રજ્ઞાન મળતું નથી. તમારે તમારી યોગ્યતા, પાત્રતા સિદ્ધ કરવી પડશે. ગુરુની દૃષ્ટિમાં તમારે 'વિનીત' બનવું પડશે. ગુરુની દૃષ્ટિમાં તમારે 'શાન્ત પ્રશાન્ત-ઉપશાન્ત' બનવું પડશે. તમે વિનીત અને પ્રશાન્ત બન્યા, એટલે ગુરુની દૃષ્ટિમાં તમે શાસ્ત્રજ્ઞાન મેળવવા સુયોગ્ય બન્યા, પાત્ર બન્યા.

વિનયગુણ જ્યારે આત્મામાં પ્રગટશે ત્યારે તમે સ્વયં ગુરુની ચરણસેવામાં પ્રવૃત્ત થશો. ગુરુદેવના પુણ્યદેહને કેમ શાતા રહે, સુખાકારિતા રહે, એ રીતે તમે સેવા કરવાના. તેઓ પોતાના આસનેથી ઊભા થશે કે તમે ઊભા થઈ જ જવાના. તેઓ શું ઇચ્છે છે, એ એમની મુખાકૃતિ જોઈને તમે જાણી જવાના. તેઓ નિવાસસ્થાનની બહાર જશે તો તમે સાથે જવાના. તેઓ નિવાસસ્થાનમાં આવશે કે તમે તેમના હાથમાંથી દંડ લઈ લેવાના. તેઓના ચરણોનું પ્રક્ષાલન કરવાના. તમે સમજી જવાના કે 'અત્યારે ગુરુદેવને શયન કરવું છે.' તમે સંસ્તારક પાથરી દેવાના. તમે એમના સહવાસથી જાણી જવાના કે ગુરુદેવની પ્રકૃતિને કયા ભોજ્ય પદાર્થો અનુકૂળ છે અને કયા ભોજ્ય પદાર્થો પ્રતિકૂળ છે. તે મુજબ તમે ગોચરીની ગવેષણા કરવાના. તમે ગુરુદેવના મિજાજને પણ ઓળખી લેવાના. તેમને અણગમતી પ્રવૃત્તિ તમે નહીં કરવાના. તમે સતત ખ્યાલ રાખવાના કે 'ગુરુદેવને શું પ્રિય છે, શું અપ્રિય છે.' પ્રિય આચરવાના, અપ્રિય નહીં આચરવાના.

વિનય અને બહુમાનના દિવ્ય ગુણો તમારા મતિજ્ઞાનની વૃદ્ધિ કરવાના, બુદ્ધિની વૃદ્ધિ કરવાના. તે બુદ્ધિ તમને ગુરુ–આરાધનામાં નિપુણ બનાવશે. ગુરુના મનોગત ભાવોને જાણવામાં વિચક્ષણ બનાવશે. ગુરુ પાસેથી મળતા શાસ્ત્રજ્ઞાનને ગ્રહણ કરવામાં અને સમજવામાં દક્ષ બનાવશે. ગુરુકૃપા તમારા શાસ્ત્રજ્ઞાનમાં નિરંતર વૃદ્ધિ કરશે.

આ ગુરુ–આરાધનાના માર્ગમાં એક ભયસ્થાન છે, તે પણ તમે જાણી લો. 'ગુરુ કાયમ તમને મીઠા–મધુરા શબ્દો સંભળાવે.' એવી અપેક્ષા ન રાખશો. તમારી ક્યારેક ભૂલો થઈ જવી સ્વાભાવિક છે, એ ભૂલો સુધારવા ગુરુ તમને કડવા શબ્દો પણ સંભળાવે ! અપ્રિય શબ્દો પણ સંભળાવે ! અને ક્યારેક શિક્ષા પણ કરે. એ વખતે જો તમે ગુરુદેવ ઉપર રોષે ભરાયા તો ખેલ ખલાસ ! એ વખતે તમે પ્રશાન્ત રહેજો. તમારા મુખ ઉપરથી પ્રશમ ભાવની રેખાઓને ભૂંસાવા ન દેશો. બસ તમે ગુરુકૃપાના પાત્ર બની જશો. ગુરુના પુણ્યપ્રકોપને જો તમે શાન્ત–પ્રશાન્ત બની સહન કરશો તો પ્રસન્ન થયેલા ગુરુ પોતાનું હૈયું ખોલીને તમને સમ્યગ્જ્ઞાનના પ્રકાશથી ભરી દેશે.

જ્યારે ગુરુદેવ તમને કોઈ કાર્ય બતાવે, તમે સહર્ષ એમની આજ્ઞાને શિરોધાર્ય કરજો અને ખંતથી એ કાર્ય કરજો. કદાચ એ કાર્ય કરવાની તમારી શકિત ન હોય તો ખૂબ નમ્રતાથી હાથ જોડીને કહેજો : 'ગુરુદેવ, આપે મને આ કાર્ય બતાવ્યું, મારું અહો-ભાગ્ય સમજું છું, પરંતુ આ કારણે....હું એ કાર્ય કરવા શક્તિમાન નથી....માટે મને ક્ષમા કરજો.' જ્ઞાની ગુરુદેવ તમારી વાત સાંભળશે અને સમજશે.

વિનય અને ભકિતથી પ્રસન્ન થયેલા એ પૂજનીય ગુરુદેવ તમને સંબુદ્ધ બનાવી દેશે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રમણ ભગવંત મહાવીર દેવે કહ્યું છે :

पूज्जा जस्स पसीयंति संबुद्धा पुव्वसंथुया ।
पसन्ना लंभइस्संति विउलं अट्ठियं सुयं ॥
अ. १ श्लो. ४६

'સંબુદ્ધ, પૂર્વસંસ્તુત અને પ્રસન્ન પૂજ્ય પુરુષો શિષ્યને વિપુલ શ્રુતજ્ઞાન આપે છે.' ગુરુ સ્વયં શાસ્ત્રજ્ઞ અને મર્મજ્ઞ હોય છે. તેમની પાસે જ્ઞાનનો ભંડાર હોય છે. તે મેળવવા માટે તમારે એમને પ્રસન્ન કરવા પડશે. તે માટે તમારે તે પૂજ્યમાં રહેલા વિશિષ્ટ ગુણોની સ્તવના કરવાની. માત્ર અધ્યયન કરતી વખતે જ નહીં, એ પૂર્વે જ્યારે ગુરુ સ્વસ્થ ચિત્તે બેઠા હોય, કોઈ વિશેષ કાર્યમાં વ્યગ્ર ન હોય ત્યારે તેઓના ચરણોમાં બેસીને, તમારા હૃદયમાં રહેલો ભક્તિભાવ શબ્દોમાં વ્યક્ત કરવાનો. એ શબ્દો સહજ અને સ્વાભાવિક જોઈએ. અધ્યયન કરતાં પણ વિનયથી શ્રુતજ્ઞાન ગ્રહણ કરવાનું.

ગુરુતત્ત્વની આ રીતની સર્વાંગસંપૂર્ણ આરાધનાનું પરંપરાએ ફળ મુક્તિ છે. દૃઢ સંકલ્પ કરીને એ આરાધનામાં આત્માર્થીએ લાગી જવું જોઈએ. એમાં સ્થિર થવા માટે તમે 'ઉત્તરાધ્યયનસૂત્ર'ના પ્રથમ અધ્યયન 'વિનયશ્રુત'નું વારંવાર અનુશીલન કરજો. 'દશવૈકાલિક સૂત્ર'ના વિનય-અધ્યયનનું પુનઃ પુનઃ ચિંતન કરજો. સાથે સાથે એક સાવધાની રાખજો, અવિનીતોનો પરિચય ન કરશો. અવિનીતોના અવિનયનું અનુકરણ ન કરશો. તમે તમારાં કર્તવ્યોની કેડીએ ચાલતા રહેજો.

સહુ પ્રથમ તો તમારે ગુરુની પસંદગી સમજી વિચારીને કરવી પડશે. જ્યાંથી તમને સદૈવ સમ્યગ્જ્ઞાનનાં અમીપાન મળતાં રહે, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ચારિત્રની આરાધનામાં સતત સત્પ્રેરણાઓ અને માર્ગદર્શન મળતું રહે. જો ગુરુતત્ત્વની પસંદગીમાં ભૂલથાપ ખાઇ ગયા તો માનવજીવન એળે જશે!

धन्यस्योपरि निपतत्यहितसमाचरणधर्मनिर्वापी ।
गुरुवदनमलयनिसृतो वचनसरसचन्दनस्पर्शः ॥७०॥

અર્થ : અહિતકારી ક્રિયાનુષ્ઠાનના તાપને દૂર કરવા સમર્થ, ગુરુના મુખરૂપ મલયાચલમાંથી નીકળેલો વચનરૂપ ભીનો ચન્દનનો સ્પર્શ, ધન્ય (પુણ્યશાળી) ઉપર પડે છે.

વિવેચન : અસહિષ્ણુ શિષ્યના ચિત્તમાં ક્યારેક આવા વિકલ્પો ઊભરાય છે : 'ગુરુદેવ મને જ કેમ ઠપકો આપે છે? વાતવાતમાં મને કેમ ટોકે છે? શું મારે જિંદગીભર આ રીતે સહન જ કર્યા કરવાનું? ના, મારાથી હવે આવાં આકરાં અને કડવાં વચન સહન નથી થતાં....'

જો કે કરુણાવંત જ્ઞાની ગુરુદેવ શિષ્યોની માનસિક સ્થિતિનો વિચાર કરીને, તેની યોગ્યતા જાણીને એને મોક્ષમાર્ગની આરાધનામાં પ્રેરણા આપતા હોય છે. ખૂબ કોમળ શબ્દોમાં કરુણાભર્યા હૈયે માર્ગ-દર્શન આપતા હોય છે. પ્રાયઃ તો સર્વ શિષ્યોને એ પ્રેરણા—વાણી ગમતી હોય છે, એ માર્ગદર્શન પ્રિય લાગતું હોય છે; પરંતુ જે શિષ્યો ઉપર પ્રમાદનું પ્રભુત્વ છવાયેલું હોય છે, ઇષ્ટ વિષયોનું આક-ર્ષણ જાગેલું હોય છે, એવા શિષ્યો ગુરુદેવની પ્રેરણા ઝીલી શકતા નથી, માર્ગદર્શન મુજબ જીવન જીવી શકતા નથી. તેઓ પોતાના મહાવ્રતોને પ્રમાદના આચરણથી દૂષિત કરતા હોય છે....આ પરિસ્થિતિ જોઈને ગુરુના હૃદયમાં ગ્લાનિ અને ચિંતા થાય છે : 'મારા શરણે આવેલો આત્મા, આ રીતે સંયમજીવન હારી જશે....માનવજીવન નિષ્ફળ જશે....માટે મારે એને અહિતકારી આચરણથી રોકવો જોઈએ.' આ હોય છે ગુરુની કરુણાદૃષ્ટિ. આ દૃષ્ટિથી ગુરુ શિષ્યને પ્રમાદથી દૂર રહેવા પ્રેરણા આપતા હોય છે. તે પ્રેરણામાં વપરાતા શબ્દો મીઠા હોય અને કડવા પણ હોય. આંખોમાં વાત્સલ્ય પણ હોય અને કઠોરતા પણ હોય. સહાનુભૂતિ હોય અને છણકો પણ હોય.

ગુરુના કરુણાભર્યા હૃદયને નહીં સમજનારો શિષ્ય, પોતાનું

આત્મનિરીક્ષણ નહીં કરનારો શિષ્ય, ગુરુનાં કડવાં અને કઠોર વચનો સાંભળીને ગુરુ પ્રત્યે નારાજ થાય છે, ગુરુ પ્રત્યે રોષે ભરાય છે. આવા શિષ્યને ગ્રન્થકાર મહર્ષિ કહે છે :

'તું તારી જાતને ધન્ય સમજ, પુણ્યશાળી સમજ કે તારા ગુરુ તને હિતકારી, કલ્યાણકારી વચનો કહે છે. તું યોગ્ય છે, પાત્ર છે માટે તને કહે છે. જે આત્માઓનું પુણ્ય પરવારી ગયું હોય છે, તેઓને ગુરુ કંઈ કહેતા નથી, મૂર્ખ માણસને ઉપદેશ આપતા નથી. તું સમજદાર છે, વિવેકી છે, માટે તને ગુરુ ઉપદેશ આપે છે. તું શાન્ત ચિત્તે જો એમનાં પ્રેરણા-વચનો સાંભળીશ તો તને ચન્દનના શીતળસ્પર્શનો અનુભવ થશે. ગુરુજનોનાં મુખ હંમેશાં મલયાચલ હોય છે. મલયાચલ ઉપર ચંદનનાં જ વૃક્ષો હોય છે....એના ઉપરથી આવતો વાયુ સુગંધિત અને શીતળ હોય છે. તું એને ગ્રહણ કર. તારા મનને એ વાયુનો સ્પર્શ થવા દે. મન ઉપરથી રોષ અને રીસનાં આવરણ દૂર કરી દે એટલે મનને એ શીતળ વાયુનો સ્પર્શ થશે. એ સ્પર્શ થતાં જ તારા મનનો ધામ-ધખારો દૂર થઈ જશે. તું પ્રશમરસનો અનુભવ કરીશ.'

ગુરુના ઉપદેશને સરસ ચંદનની ઉપમા આપીને, ગ્રન્થકારે ગર્ભિત રીતે ગુરુજનોને પણ સુંદર માર્ગદર્શન આપ્યું છે. 'તમારી વાણી ચંદન જેવી શીતળ જોઈએ.' આત્મસ્નેહથી છલોછલ વાણી શિષ્યના અંતરતમને સ્નિગ્ધ કરે છે, શિષ્યના મનોભાવોને ભક્તિભીના રાખે છે. ભક્તિભીના મનોભાવો ગુરુના ઉપદેશને ગ્રહણ કરી શકે છે અને આત્મસાત્ બનાવે છે. ક્યારેક ગુરુને પોતાની વાણીમાં ઉષ્ણતા લાવવી પડે, તો પણ તેઓનું હૃદય તો ચન્દનના વિલેપનથી શીતળ જ હોય. કઠોર શબ્દો માત્ર અભિનયના જ શબ્દો હોય !

રોજિંદા જીવનમાં ગુરુદેવની શીતળ વાણીના અમૃતઘુંટ પીનારા શિષ્યો, ક્યારેક ગુરુના ગરમ શબ્દોને સહી શકે છે, કારણ કે ગુરુના

કરુણાભીના હૃદયની શિષ્યોની ઓળખાણ થઈ ગઇ હોય છે. ગુરુના અપાર વાત્સલ્યના સરોવરમાં નિત્ય સ્નાન કરનારો શિષ્ય ગુરુના ક્યારેક બોલાતા કઠોર શબ્દોની 'ક્વીનાઇન' ગળી શકે છે. ગુરુ-શિષ્યના સાપેક્ષ સંબંધોમાં ઉભયપક્ષે કેટલીક સાવધાનીઓ, કેટલીક તકેદારીઓ રાખવાનું માર્ગદર્શન પરમજ્ઞાની પુરુષોએ આપ્યું છે

શાસ્ત્રજ્ઞાનની તીવ્ર ક્ષુધાથી વ્યાકુળ શિષ્ય ગુરુના કઠોર અનુશાસનને પણ માન્ય કરવાનો જ. પૈસાની તીવ્ર તંગી અનુભવનારો ક્રૂર શેઠની પણ નોકરી નથી કરતો ? એને પૈસા જોઇએ છે એટલે શેઠ પાસેથી એની અપેક્ષા માત્ર પૈસાની જ હોય છે, એ માટે શેઠનો કટુવ્યવહાર પણ સહન કરે છે, પરન્તુ એ પૂર્ણ રીતે વફાદાર અને સમર્પિત તો કોમળ વ્યવહારવાળા અને ઉદારતાને વરેલા શેઠને જ થઈ શકે છે. લોકોત્તર ધર્મમાર્ગે ચાલી રહેલા સાધકો તો 'તિતિક્ષા' ને પણ 'આરાધના' જ માનતા હોય છે. કષ્ટોને સહવામાં તેઓ 'કર્મનિર્જરા' નો લાભ જોતા હોય છે. છતાં જ્યારે એનાથી કષ્ટો સહન નથી થતાં ત્યારે એ આર્ત્તધ્યાનમાં ચાલ્યો જાય છે, વિકલ્પોની જાળમાં ફસાય છે. એવા વ્યાકુળ આત્માને ગ્રન્થકાર આશ્વાસન આપે છે. ગુરુતત્ત્વ પ્રત્યે સ્નેહ અને સદ્ભાવ અખંડ રાખનારી દિવ્ય દૃષ્ટિ આપે છે.

"તારા પ્રત્યે ગુરુદેવને કરુણા છે, વાત્સલ્ય છે, માટે તને હિતકારી વચનો કહે છે, તું તારી જાતને ધન્ય માન. જે જીવો પુણ્યશાળી નથી હોતા, તેઓ ગુરુનાં વચન તો શું, દર્શન પણ નથી પામી શકતા. જે લોકો દર્શન પામે છે, તે બધા જ ગુરુનો ઉપદેશ નથી પામી શકતા. જેઓ ઉપદેશ પામે છે તેઓ બધા જ ગુરુકૃપા નથી પામી શકતા. તું ધન્ય છે કે તને ગુરુકૃપા પ્રાપ્ત થઈ છે. એ સિવાય ગુરુ તને કડવાં વેણ ક્યારેય ન કહે."

આત્માનું અહિત કરનારી મન-વચન-કાયાની પ્રવૃત્તિઓને ગુરુ વિના કોણ સમજાવે? કોણ અટકાવે? સંસારના સ્નેહી-સ્વજન અને

મિત્રોને તમારા આત્માના હિત–અહિત સાથે કોઈ સંબંધ નથી. તેઓને તો પોતાના ઈહલૌકિક ભૌતિક હિત–અહિત સાથે જ સંબંધ હોય છે. પારલૌકિક આત્મહિતનો વિચાર તો માત્ર નિઃસ્વાર્થ કરુણાવંત ગુરુજનો જ કરતા હોય છે.

## ૭ દુષ્પ્રતિકાર્ય ઉપકારીઓ

दुष्प्रतिकारौ मातापितरौ स्वामी गुरुश्च लोकेऽस्मिन् ।
तत्र गुरुरिहामुत्र च सुदुष्करतरप्रतीकारः ॥७१॥

અર્થ : આ લોકમાં માતા, પિતા, સ્વામી (રાજા વગેરે) અને ગુરુ દુષ્પ્રતિકાર્ય છે, તેમાં ગુરુ આ લોકમાં અને પરલોકમાં ખૂબ જ દુર્લભ પ્રતિકાર્ય છે.

વિવેચન : ઉપકારીના ઉપકારો માન્યા વિના ધર્મક્ષેત્રમાં જીવનો પ્રવેશ જ થઈ શકતો નથી. પરસ્પર જીવોના ઉપકાર વિના જીવનની કલ્પના થઈ શકે નહીં. કૃતજ્ઞ હૃદય એમ વિચારે છે : 'મારા ઉપર કોના કોના ઉપકારો છે? હું એ ઉપકારોનો બદલો ક્યારે અને કેવી રીતે વાળી શકીશ?' પોતાના ઉપકારીઓ પ્રત્યે એના હૃદયમાં સ્નેહની સરવાણી ફૂટેલી હોય, આદરભાવનાં અમૃત છલકતાં હોય.

જીવનના પ્રારંભથી જ ઉપકાર શરૂ થાય છે. જીવનનો પ્રારંભ થાય છે માતાના ઉદરમાં. માતાને ખ્યાલ આવે છે કે "મારા પેટે કોઈ જીવ આવ્યો છે.' એ આર્યમાતાનું હૃદય પ્રેમાર્દ્ર થઈ જાય છે. એ નવા આવેલા જીવને કોઈ દુઃખ ન પડે એ રીતે એ પોતાનો જીવનવ્યવહાર બનાવે છે. નવ–નવ મહિના સુધી ઉદરમાં આવેલા જનમજનમના એ યાત્રિકનાં જતન કરે છે. જ્યારે એ સંસારનો પ્રવાસી ઉદરમાંથી બહાર આવે છે, માતા પોતાનાં તમામ કાર્યો છોડી એ પ્રવાસીને 'પુત્ર' રૂપે કે 'પુત્રી' રૂપે જુએ છે....અને આખર સ્નેહથી નવરાવતી રહે છે, પોતાનાં વાત્સલ્યનાં દૂધ પાય છે. એના મેલા શરીરને

ધૂએ છે, એને ખવડાવે છે, એને વસ્ત્ર પહેરાવે છે....પોતાની છાતીએ વળગાડી એને સુવડાવે છે....એનું પાલન–પોષણ કરે છે. માતાનો આ કેવો મહાન ઉપકાર છે સંતાનો ઉપર, એ તરફ ગંભીરતાથી વિચારવાનો ગ્રંથકાર નિર્દેશ કરે છે.

એ ઉપકારની સાથે જ પિતાના ઉપકારો સંકળાયેલા હોય છે. વાત્સલ્યથી ભરેલો આર્યદેશનો પિતા પોતાનાં સંતાનોના ઉછેર માટે, જીવનનિર્વાહ માટે, શિક્ષણ અને સંસ્કાર માટે કષ્ટો સહીને પણ પુરુષાર્થ કરે છે. સંસારનો તમામ જીવનવ્યવહાર અર્થવ્યવસ્થા ઉપર નભેલો છે. પોતાના પરિવારના જીવનનિર્વાહ માટે અને જીવનવિકાસ માટે એ અર્થોપાર્જનનો પુરુષાર્થ કરે છે. પરિવારનાં સુખ–દુઃખનો એ સહભાગી બને છે. આ રીતે પિતાના ઉપકારો સંતાનો ઉપર થતા જ રહે છે.

બાહ્ય જીવનના ચણતરમાં અને ઘડતરમાં ત્રીજું ઉપકારક તત્ત્વ છે સત્તાના સિંહાસને બેઠેલા પ્રજાવત્સલ સત્તાધીશો. એ રાજા હોય કે મંત્રી હોય, રાષ્ટ્રપ્રમુખ કે પ્રધાનમંત્રી હોય; જો પ્રજાનાં દુઃખ દૂર કરવા માટે અને પ્રજાને સુખી કરવા માટે સતત પ્રયત્નશીલ હોય તો તેઓ ઉપકારી છે. પ્રજાએ એમના ઉપકારો ભૂલવા ન જોઈએ. જે દુઃખો દૂર કરે છે અને સુખો આપે છે, એ ઉપકારી છે. માતા, પિતા અને રાજા વગેરે ભૌતિક દૃષ્ટિએ ઉપકારી બનતાં હોય છે, જ્યારે ધર્મગુરુ પારલૌકિક દૃષ્ટિએ, આધ્યાત્મિક દૃષ્ટિએ ઉપકારી બને છે. ઉપકારીની ક્યારેય અવગણના તો કરાય જ નહીં. આ બધા ઉપકારીઓનો બદલો વાળી શકાતો નથી, છતાં કૃતજ્ઞ મનુષ્ય એ બદલો વાળવા જાગ્રત હોય છે, ઉદ્યમશીલ હોય છે.

તમે માતા, પિતા, માલિક, રાજા વગેરેના ઉપકારોનો બદલો કેટલો વાળી શકવાના? એ પણ પ્રત્યુપકારરૂપે બદલો વાળવા પ્રયત્ન કરવાના, પરંતુ એ બધા જે ઉપકાર કરે છે, તે તો કોઈ ઉપકારના બદલારૂપે નહીં, સહજ પ્રેમથી અને વાત્સલ્યથી, કરુણાથી અને કર્તવ્યથી

ઉપકાર કરે છે. ભલે સંતાનો મોટાં થઈને માતા-પિતાની ભોજન, વસ્ત્ર, શરીરસેવા....ઇત્યાદિથી ભક્તિ કરે, પરંતુ માતા-પિતાના ઉપકારની તોલે તો ન જ આવી શકે. નોકરો પોતાના માલિકની ખાતર પ્રાણ પણ પાથરીને માલિકની સેવા કરે, પરંતુ માલિકના ઉપકારોનો સંપૂર્ણ બદલો વળતો નથી.

તે છતાં, આ ભૌતિક ઉપકારોનો બદલો થોડો પણ વાળવાનો સંતોષ માની શકાય, પરંતુ ગુરુના ઉપકારોનો બદલો વાળવો તો સંભવ જ નથી. કોઈ સ્વાર્થ વિના, પ્રત્યુપકારની કોઈ જ આશા વિના, અપૂર્વ કરુણાથી અને વાત્સલ્યથી ગુરુ જે આધ્યાત્મિક ઉપકાર કરે છે, તે ઉપકારોનું મૂલ્ય આંકી શકાતું નથી, તે અમૂલ્ય હોય છે. તેઓ જે સન્માર્ગનો ઉપદેશ આપે છે, શાસ્ત્રોનું જ્ઞાન આપે છે અને ભવ-સાગરથી પાર ઉતારવાનો પુરુષાર્થ કરે છે તે ઉપકારો સામાન્ય નથી, અસાધારણ છે. યોગીશ્વર આનંદઘનજી પરમાત્મા સંભવનાથની સ્તવનામાં કહે છે :

"પરિચય પાતકઘાતક સાધુ શું રે અકુશળ અપચય ચેત."

સાધુપુરુષોનો પરિચય જનમજનમનાં પાપોનો નાશ કરે છે, અશુદ્ધ ચિત્તને શુદ્ધ કરે છે. પાપનાશ અને ચિત્તશુદ્ધિ–આ બે મહાન ઉપલબ્ધિઓ છે. આવી દુર્લભ ઉપલબ્ધિઓ કરાવનારા ગુરુદેવ પ્રત્યે અખંડ આંતર બહુમાન બન્યું રહે તો જન્માંતરમાં પરમ ગુરુની પ્રાપ્તિ થાય. ગુરુ-બહુમાન પરમ-ગુરુની પ્રાપ્તિનું બીજ છે. ગુરુ-બહુમાનથી તેવી પુણ્યસંપત્તિ પ્રાપ્ત થાય છે અને એ પુણ્યસંપત્તિ મનુષ્યને સર્વજ્ઞ પરમાત્માનો પરિચય કરાવી દે છે. એ પરિચય નિષ્ફળ નથી જતો. મોક્ષપ્રાપ્તિ કરાવી દે છે. પરમ સુખ અને પરમાનંદ પમાડી દે છે.

મહાન શ્રુતધર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી કહે છે : 'ભવ-ક્ષયનું અસાધારણ કારણ છે મારા આ ગુરુ.' આવો શોભન ચિત્ત-પરિણામ ગુરુ પ્રત્યેનું સાચું બહુમાન છે. શિષ્ય સદૈવ પરમ ઉપકારી ગુરુદેવના ગુણોનું દર્શન કરે, ગુણોનું સ્મરણ કરે. ગુણમય વ્યક્તિત્વ

પ્રત્યે બહુમાન ધારણ કરે. આ રીતે મોક્ષબીજનો સંગ્રહ કરે. ગુરુના ઉપકારોને ભક્તિભર્યા હૈયે સંભાળે. મોક્ષમાર્ગની યાત્રામાં 'ગુરુતત્ત્વ'ની મહત્તા સમજનારો શિષ્ય ક્યારેય એ તત્ત્વની અવગણના ન કરે. જો કે ગુરુનો એવો પુણ્યપ્રકર્ષ હોય કે શિષ્યો એમના ચરણકમળે ભ્રમર બનીને ગુંજારવ કરતા જ રહે. ગુરુના મુખચન્દ્રની એવી શીતળતા હોય કે શિષ્યોનાં હૃદય મયૂર બનીને નૃત્ય કરતાં રહે.

ગુરુના અનંત લોકોત્તર ઉપકારોનો બદલો વાળવા શિષ્ય કમર કસે....ભલે ગુરુ દુષ્પ્રતિકાર્ય હોય, છતાં કૃતજ્ઞ શિષ્ય મન–વચન–કાયાથી પ્રત્યુપકાર કરવા તત્પર જ રહે. વિનય અને બહુમાનને સદૈવ હૃદયસ્થ કરીને ગુરુની આરાધનામાં ઉજમાળ રહેનાર શિષ્ય કેવી દિવ્ય આત્મસંપત્તિ પામે છે, એ વાત ગ્રન્થકાર સ્વયં જ હવે બતાવે છે.



## સર્વકલ્યાણનું ભાજન : વિનય

विनयफलं शुश्रूषा गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम् ।
ज्ञानस्य फलं विरतिर्विरतिफलं चाश्रवनिरोधः ॥७२॥
संवरफलं तपोबलमथ तपसो निर्जराफलं दृष्टम् ।
तस्मात् क्रियानिवृत्तिः क्रियानिवृत्तेरयोगित्वम् ॥७३॥
योगनिरोधाद् भवसन्ततिक्षयः सन्ततिक्षयान्मोक्षः ।
तस्मात्कल्याणानां सर्वेषां भाजनं विनयः ॥७४॥

અર્થ : વિનયનું ફળ શ્રવણ, શ્રવણ [ગુરુ પાસે કરેલા]નું ફળ આગમજ્ઞાન, આગમજ્ઞાનનું ફળ વિરતિ [નિયમ], વિરતિનું ફળ સંવર [આશ્રવનિવૃત્તિ] ૭૨
સંવરનું ફળ તપ:શક્તિ, તપનું ફળ નિર્જરા, નિર્જરાનું ફળ ક્રિયાનિવૃત્તિ, ક્રિયાનિવૃત્તિથી યોગનિરોધ. ૭૩.
યોગનિરોધ થવાથી ભવપરંપરાનો ક્ષય થાય છે. પરંપરા [જન્માદિની]ના ક્ષયથી મોક્ષપ્રાપ્તિ થાય છે, માટે સર્વે કલ્યાણોનું [પરંપરાએ] ભાજન વિનય છે. ૭૪

**વિવેચન :** હવે તમારે શું સાંભળવું છે? પરનિન્દાનાં પારાયણો ઘણાં સાંભળ્યાં, હવે એનાથી કંટાળ્યા છો ને? સ્વપ્રશંસાની ઘણી પ્રશસ્તિઓ સાંભળી, હવે ધરાઈ ગયા છો ને? પરપુદ્‌ગલો, પરપદાર્થો, પરભાવોની ઘણી ઘણી કથા–વાર્તાઓ સાંભળી, તૃપ્ત થઈ ગયા છો ને? આ બધું સાંભળીને કેવાં કેવાં કુકર્મોનાં પોટલાં બાંધ્યાં, એનો તમે વિચાર કર્યો છે? એનાં કેવાં દુષ્પરિણામો આવશે, એનું ચિંતન કર્યું છે? બંધ કરો હવે એ બધું સાંભળવાનું. હવે તો એવું શ્રવણ કરો કે અંતઃકરણ તત્ત્વપ્રકાશથી આલોકિત થાય. એવું શ્રવણ કરો કે અન્તરાત્મદશા પ્રગટે. એવું શ્રવણ કરો....કે અનંત અનંત કર્મોની નિર્જરા થઈ જાય

આવું તત્ત્વશ્રવણ તમારે જ્ઞાની ગુરુદેવના ચરણોમાં વિનયપૂર્વક બેસીને કરવું પડશે. બસ, તમે તમારે વિનયનાં કામણ કરો ગુરુદેવ ઉપર, તેઓના મુખેથી જ્ઞાનગંગા વહેવા માંડશે. વિનયથી રીઝેલા ગુરુદેવ તમને અગમ–અગોચરની વાતો સંભળાવશે. સાકર અને શેરડીથી પણ વધુ મીઠી ગુરુવાણી તમારા હૃદયની વિષય–કષાયની કડવાશને દૂર કરી નાંખશે. તમારો વિનય–બહુમાનભર્યો વ્યવહાર તમને ધર્મશ્રવણની પાત્રતા આપશે. તમે ગુરુદેવ પાસેથી અનેક શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરવાના. એકાગ્ર ચિત્તે જિજ્ઞાસુ હૃદયથી અને જ્ઞાનપ્રાપ્તિના ઉમળકાથી તમે માત્ર શાસ્ત્રોના શબ્દાર્થ જ નહીં, શાસ્ત્રોનાં રહસ્ય પામવાના. તમારા વિનયથી ઉઘડી ગયેલાં ગુરુહૃદયનાં દ્વારોમાંથી એવી અવનવી, ગંભીર અને રહસ્યભૂત વાતો તમને મળવાની, કે જે મેળવીને તમે નાચી ઉઠવાના.

અવિનીત શિષ્યની સમક્ષ ગુરુનું હૃદય ખૂલતું જ નથી. શાસ્ત્રોની રહસ્યભૂત વાતો હૃદયમાંથી નીકળતી જ નથી. માત્ર કર્તવ્યનું પાલન કરવા જ ગુરુ જ્ઞાન આપે.

શાસ્ત્રજ્ઞાનના પ્રકાશમાં તમે હેય, જ્ઞેય અને ઉપાદેય તત્ત્વોને જોવાના. "મારે શાનો ત્યાગ કરવો જોઈએ? મારે શાનો સ્વીકાર કરવો જોઈએ? મારે શું શું જાણવું જોઈએ?" આ સમજણ

મળવાની શાસ્ત્રજ્ઞાનમાંથી. જે અહિતકારી તત્ત્વો છે, એને અહિતકારીરૂપે સમજાવે છે શાસ્ત્રો. જે હિતકારી તત્ત્વો છે, એને હિતકારીરૂપે ઓળખાવે છે શાસ્ત્રો.

વિનયપૂર્વક સદ્ગુરુ પાસેથી મેળવેલું શાસ્ત્રજ્ઞાન મનુષ્યની સુષુપ્ત ચેતનાને ઢંઢોળે છે, એના અન્તરાત્માને સ્પર્શ કરે છે. માત્ર થોથામાંથી માથામાં જ્ઞાન ઠલવાતું નથી, પરંતુ હૃદયની કોમળ ભૂમિમાં એ જ્ઞાન-વારિ પહોંચે છે અને એ ભૂમિમાં પચી જાય છે. ત્યાજ્યનો ત્યાગ કરવાની ભાવના માત્ર જાગીને જ નથી અટકી જતી, પરંતુ ત્યાજયનો ત્યાગ કરાવીને જ અટકે છે. સ્વીકાર્યનો સ્વીકાર કરવાની ભાવના ભાવનારૂપે જ નથી રહેતી, એ ભાવના કાર્યરૂપે પરિણત થઈ જાય છે. આત્માનું સંકલ્પબળ જાગ્રત થાય છે. પાપોનો ત્યાગ કરવાનો તે સંકલ્પ કરે છે, પ્રતિજ્ઞા કરે છે, આશ્રવોનાં દ્વાર બંધ કરે છે.

પાપોથી વિરામ પામવું તેનું નામ વિરતિ. પાપોમાં કોઇ રતિ નહીં ! ખુશી નહીં. હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મસેવન અને પરિગ્રહ; આ પાંચ મહાપાપોનો એ મન, વચન અને કાયાથી ત્યાગ કરે છે. આ વિરતિધર્મનું ફળ છે આશ્રવોનો નિરોધ. જો કે વિરતિનું સ્વરૂપ જ આશ્રવોના નિરોધરૂપ છે, પરંતુ અહીં ગ્રન્થકારે વિરતિના ફળરૂપે આશ્રવોનો નિરોધ બતાવ્યો છે, તે ગ્રન્થકારની પોતાની એક દૃષ્ટિ છે. વિરતિધર્મ સ્વીકાર્યો એટલે અવિરતિના આશ્રવને રોકયો. અવિરતિના આશ્રવ દ્વારા થતો અભિનવ કર્મબંધ અટકી ગયો.

આશ્રવોનાં દ્વારોમાંથી કર્મો આત્મામાં વહી આવે છે. કર્મોને આત્મામાં પ્રવેશવાના માર્ગો આશ્રવ છે....એક આશ્રવ નથી, અનેક છે. મુખ્ય આશ્રવો છે પાંચ : મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદ. સમ્યગ્ શાસ્ત્રજ્ઞાનની ઉપસ્થિતિમાં મિથ્યાત્વ રહી શકતું નથી. વિરતિ-ધર્મનો સ્વીકાર કર્યો એટલે અવિરતિનો દરવાજો બંધ થઇ જાય છે. વિરતિધર્મનો પ્રભાવ કષાયોના પ્રભાવને ક્ષીણ કરે છે. મન–વચન–કાયાની પ્રવૃત્તિ શુભ બને છે અને પ્રમાદનો ઉન્માદ ઓગળવા માંડે છે.

આ રીતે આશ્રવોનાં દ્વાર બંધ થયાં. નવાં કર્મોનો આત્મપ્રવેશ નહીંવત્ બન્યો; એટલે તપઃશક્તિનો આવિર્ભાવ થાય છે. આત્મામાંથી તપશ્ચર્યાની શક્તિ સ્વયંભૂ પ્રગટે છે, કારણ કે જે અનંત અનંત કર્મો આત્માને ચોંટેલાં છે, તે કર્મોનો નાશ તપશ્ચર્યાથી જ થઈ શકે છે. નવાં કર્મોનો આત્મપ્રવેશ અટકી ગયા પછી, પૂર્વબદ્ધ કર્મોનો ખાતમો કરવા તપશ્ચર્યા જ સમર્થ બને છે.

ઘણી અગત્યની વાત અહીં ફલિત થાય છે. પહેલાં નવાં કર્મોનો આત્મપ્રવેશ અટકાવો, પછી પ્રવેશી ગયેલાં કર્મોનો નાશ કરો. નવાં કર્મોને આત્મામાં પ્રવેશવાનાં દ્વાર ખુલ્લાં રાખીને, ગમે તેટલી તપશ્ચર્યા કરશો, એનું કોઈ વિશેષ મહત્ત્વ નથી. એ તપશ્ચર્યાથી જેટલાં કર્મો બળશે, એનાથી અનેકગુણા કર્મો આશ્રવદ્વારોમાંથી આત્મામાં પ્રવેશતાં રહેવાનાં ! કર્મક્ષય કરતાં કર્મબંધ વધારે થવાનો !

શું તમારે તપઃશક્તિ જાગ્રત કરવી છે ? તપશ્ચર્યા કરવાનો ભાવોલ્લાસ પ્રગટ કરવો છે ? તો તમારે આશ્રવોનાં દ્વાર બંધ કરવાં પડશે. આશ્રવોનાં દ્વાર બંધ થયાં કે તપઃશક્તિ જાગ્રત થઈ સમજો. કારણ કે સંવરનું ફળ તપોબળ છે. જો તમારે કર્મનિર્જરા કરવી છે તો તપોબળ જોઈશે જ. નિર્જરાનું અસાધારણ કારણ તપશ્ચર્યા છે. બાહ્ય અને અભ્યંતર તપશ્ચર્યાથી સમયે સમયે અનંત કર્મોનો નાશ થાય છે. કર્મનિર્જરાના અભિકાંક્ષી ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી તપશ્ચર્યાનાં ચરણે ભાવવિભોર બનીને નમસ્કાર કરે છે :

> निकाचितानामपि कर्मणां यद् गरीयसां भूधरदुर्धराणाम् ।
> विभेदने वज्रमिवातितीव्रम् नमोऽस्तु तस्मै तपसेऽद्भुताय ॥

તપઃશક્તિનો કેવો યથાર્થ પરિચય આપ્યો છે ! ‘ વિરાટ પહાડ જેવા ભારે અને નિકાચિત એવાં પણ કર્મોને, અત્યંત તીક્ષ્ણ વજ્રની જેમ તપશ્ચર્યા ભેદી નાંખે છે, તોડી નાંખે છે, તેવા અદ્ભુત તપને નમસ્કાર હો ! ’

નિરાશંસભાવે, કોઈ આશંસા, કામના, તૃષ્ણા વિના કરેલો તપ આત્મામાં કેવું અપૂર્વ પરિવર્તન કરે છે, તેનું વર્ણન આ જ ઉપાધ્યાયજી કરે છે :

> शमयति तापं गमयति पापम्, रमयति मानसहंसम् ।
> हरति विमोहं दूरारोहम्, तप इति विगताशंसम् ॥

તપશ્ચર્યાથી કર્મોની નિર્જરા થાય છે, એટલે શું થાય છે? એનું રમણીય ચિત્ર ઉપાધ્યાયજીએ ઉપસાવ્યું છે. વિષયતૃષ્ણા અને કષાયોના આકરા તાપ શમી જાય છે, જીવન નિષ્પાપ બનતું જાય છે. મનોહંસ આત્મભાવમાં રમણતા કરે છે, અને મિથ્યા વ્યામોહ દૂર થઈ જાય છે.

ભલેને આકાશમાં ઘનઘોર વાદળ આવ્યાં હોય અને જોરશોરથી ગર્જતાં હોય, પરંતુ જ્યાં પ્રચંડ વાયુના સૂસવાટા શરૂ થાય છે, ઘનઘોર વાદળો વેરવિખેર થઈ ચઢી જાય છે; તેમ અનંત અનંત કર્મો ભલેને આત્મા ઉપર છવાઈ ગયાં હોય, જ્યાં તમે ઘોર, વીર અને ઉગ્ર તપશ્ચર્યા આદરી, કે કર્મોનાં વાદળાં વિખરાયાં સમજો ! બસ, આનું જ નામ નિર્જરા. તપના બાર પ્રકાર છે એટલે નિર્જરાના પણ બાર પ્રકાર કહેવામાં આવ્યા છે. બાર પ્રકારના તપને 'ટીમ–પાવર'થી કામે લગાડી દો. કર્મોને આત્મભૂમિમાંથી ઉખાડીને ફેંકી દેશો. બાહ્ય–અભ્યંતર તપોમાંથી જે વખતે જેટલા તપોને મેદાનમાં ઉતારવાં જરૂરી હોય, ઉતારતાં રહો. તમારી પાસે વેધક દૃષ્ટિ જોઈએ, કયાં તપને ક્યારે અને ક્યાં સુધી આચરવો, લક્ષ્ય જોઈએ કર્મોનાં મૂળિયાં ઉખેડી નાંખવાનું.

'સંવર'થી નવાં કર્મોનો આત્મપ્રવેશ બંધ કર્યો અને 'નિર્જરા'થી પ્રવેશી ગયેલાં કર્મોને સાફ કરી નાંખ્યાં એટલે મન–વચન–કાયાની ક્રિયાઓ બંધ ! જ્યાં સુધી આત્મા સાથે કર્મનો સંયોગ હોય છે ત્યાં સુધી મન–વચન–કાયાની ક્રિયાઓ હોય છે. કર્મો નાશ પામે એટલે ક્રિયાઓ વિરામ પામે. આત્મા મન–વચન–કાયાની ક્રિયાઓથી મુક્ત બને.

આત્મા પૂર્ણ સ્વાધીન બને. અલબત્, ક્રિયાનિવૃત્તિથી જે+ 'યોગ-નિરોધ' થાય છે, તેની પણ એક પ્રક્રિયા હોય છે, થોડા સમયની તે પ્રક્રિયા સહજભાવે થાય છે અને આત્મા 'અયોગી' બની જાય છે.

મનના વિચારો નહીં, વચનપ્રયોગ નહીં, કાયાની પ્રવૃત્તિ નહીં, આત્માને હવે આ ઉપકરણોની જરૂર જ નહીં. મન, વચન અને કાયાના કોઈ જાતના સહયોગ વિનાનું આત્માનું સ્વતંત્ર જીવન! છે આવું જીવન! આત્માની અનંત શક્તિઓ પ્રગટ થઈ ગયા પછી એ શક્તિઓ, એ ગુણો અને એ પર્યાયોનું જ સ્વાધીન જીવન! એવું જીવન મળ્યા પછી ક્યારેય અનંત કાળે પણ મન–વચન–કાયાનું જીવન જીવવાનું નહીં. સમગ્ર ભવપરંપરાનો અંત આવી જાય છે. એને 'નિર્વાણ' કહેવામાં આવે છે. નિર્વાણ થયા પછી નહીં જન્મ કે નહીં મૃત્યુ. જ્યાં સુધી આત્મા કાયાના બંધનમાં જકડાયેલો હોય ત્યાં સુધી જ જન્મ અને મૃત્યુ હોય છે. કાયાનું બંધન સર્વથા તૂટી ગયા પછી અજર અને અમર બની જાય છે આત્મા.

સર્વે કર્મોનો ક્ષય થઈ ગયો એટલે મોક્ષની પ્રાપ્તિ થઈ ગઈ. ક્યારેય નાશ ન પામે તેવા અનન્ત ગુણો પ્રગટી જાય આત્મામાં. ગુણોનું જ જીવન! પૂર્ણાનન્દી જીવન! અનંત અવ્યાબાધ સુખનું જીવન!

એક પછી એક....સર્વ કલ્યાણોની પ્રાપ્તિ કરાવનાર 'વિનય' છે. ગુરુમુખે તત્ત્વ–શ્રવણ, આગમજ્ઞાન, સર્વપાપોથી વિરતિ, આશ્રવોનો નિરોધ, તપઃશક્તિ, કર્મનિર્જરા, ક્રિયાનિવૃત્તિ, યોગનિરોધ, ભવપરંપરાનો અન્ત....આ બધાં કલ્યાણોનું ભાજન છે વિનય.

માષતુષ મુનિ, જેમને બે પદ પણ યાદ નહોતાં રહી શકતાં, તેમને કેવળજ્ઞાન મળી ગયું હતું, એ જાણો છો ને? શું હતું એમની પાસે? એક માત્ર વિનય! બાર બાર વર્ષ સુધી ગુરુદેવે એ મુનિને 'મા રુષ, મા તુષ' બે પદ રટાવ્યે રાખ્યાં....ભૂલ સુધારતા રહ્યા....છતાં

+ જુઓ પરિશિષ્ટ

એ મુનિ કંટાળ્યા નહીં. વારંવાર ભૂલ સુધારનારા ગુરુ પ્રત્યે અરુચિ કે રોષ કર્યો નહીં. 'મને યાદ નથી રહેતું, હું હવે યાદ નહીં કરું.... મને વારંવાર ટોકશો નહીં....' આવું સ્પષ્ટ સંભળાવી દેવાનો અવિનય પણ એ મહામુનિએ કર્યો ન હતો. ભલે બે પદ યાદ ન રહ્યાં પરંતુ સમગ્ર આગમગ્રન્થોનો સાર 'રાગ ન કરવો, દ્વેષ ન કરવો.' આ ભાવાત્મક જ્ઞાન તેમને ગુરુદેવ પાસેથી એવું મળેલું હતું કે એ મુનિએ ક્યારેય દ્વેષ ન કર્યો, ક્યારેય રાગ ન કર્યો! પાપોથી તેઓ વિરામ પામ્યા. આશ્રવદ્વારોને બંધ કર્યાં. તપઃશક્તિ પ્રગટી, કર્મોની વિપુલ નિર્જરા કરવા લાગ્યા....અને તે મહામુનિએ ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન મેળવી લીધું! અઘાતી કર્મોનો ક્ષય કરી મોક્ષને પામ્યા. આ શ્રેષ્ઠ કલ્યાણની પ્રાપ્તિ એમને કોણે કરાવી? વિનયે!

ગુરુતત્ત્વની આરાધના વિનયથી જ થાય છે. વિનયવંત શિષ્ય જ ગુરુના ચિત્તને રીઝવીને આગમજ્ઞાન મેળવી શકે છે. જો તમારે નિઃશ્રેયસ–પદના ભોમિયા ગુરુભગવંતોનો સાથ, સહયોગ લેવો છે, તો તમારે સુવિનીત બનવું પડશે. ગૌરવવંતા ગુરુદેવ પ્રત્યે આંતર બહુમાન જોઈશે જ. એમની શરણાગતિ તમારે સ્વીકારવી જ પડશે. તેઓનાં પાવન ચરણે તમારું સર્વસ્વ સમર્પણ કરી દેવું પડશે. તમારે તમારી સમગ્ર જાત એ પરમોપકારીના ચરણે ધરી દેવી પડશે.



## અવિનીતોની મનઃસ્થિતિ

विनयव्यपेतमनसो गुरुविद्वत्साधुपरिभवनशीलाः ।
त्रुटिमात्रविषयसंगादजरामरवन्निरुद्विग्नाः ॥७५॥

અર્થ : વિનયરહિત મનવાળા, ગુરુઓનો વિદ્વાનોનો સાધુઓનો અનાદર કરવાના સ્વભાવવાળા (જીવો) અતિ અલ્પ માત્ર વિષયાસક્તિથી અજર–અમરની જેમ ઉદ્વેગરહિત હોય છે.

**વિવેચન** : 'હવે મને શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શમાં નહીંવત્ રાગ છે. કોઈ ગાઢ વિષયાસક્તિ નથી....હવે મારું ભવભ્રમણ મટી ગયું....હવે મારે કંઈ મેળવવાનું બાકી રહ્યું નથી, મેં મેળવવા જેવું મેળવી લીધું છે....સાધવા જેવું સાધી લીધું છે....' સાધનાકાળમાં સિદ્ધિની આવી કલ્પનાઓમાં રાચતો મૂઢ જીવાત્મા નિશ્ચિંત અને નિર્ભય બનીને જ્યારે જીવન જીવે છે, ત્યારે તે મિથ્યા અભિમાનમાં તણાતો જાય છે.

વિનયરહિત, બહુમાનરહિત એ જીવાત્મા મોક્ષમાર્ગપ્રદર્શક આચાર્યને અવગણી નાંખે છે. ચૌદ પૂર્વધર, દશ પૂર્વધર અને એવા મહાન શ્રુતધર જ્ઞાની પુરુષોને તુચ્છકારી કાઢે છે. મોક્ષમાર્ગની આરાધનામાં નિરત સાધુપુરુષોનો અનાદર કરી નાંખે છે. નથી આ મહાત્માઓને વંદન કરતો, નથી એમનું સ્વાગત–સન્માન કરતો, નથી એમની સેવા–ભક્તિ કરતો. ઉત્તમ પુરુષોની અવગણના કરવાનો એનો સ્વભાવ બની ગયો હોય છે.

એ આન્તરનિરીક્ષણ તો કરે જ નહીં. અલ્પ પણ વિષયરાગ જીવને દુર્ગતિમાં કેવો પછાડી દે છે, એનું એને ભાન નથી હોતું. યૌવનના ઉન્માદમાં એને વિચાર નથી આવતો કે 'વૃદ્ધાવસ્થા આવી રહી છે! મૃત્યુ મોં ફાડીને બેઠું છે....' એ તો જાણે અજર–અમર બની ગયો હોય એમ જ માનતો હોય છે. "હવે મને વૃદ્ધત્વ આવવાનું નથી, હું મૃત્યુ પામવાનો નથી....' એમ સમજીને જીવન જીવતો હોય છે.

આવા ઉન્મત્ત, મિથ્યાભિમાની અને અવિનીત મનુષ્યોને આ ઉપદેશ છે જ નહીં, તેઓને તો ઉપદેશ આપવાની જ જ્ઞાનીપુરુષો ના પાડે છે; પરંતુ જે આત્માઓને પોતાનું શુદ્ધ સ્વરૂપ પામવું છે, જેઓને સાધનાના, આરાધનાના માર્ગે પ્રયાણ કરવું છે, તેઓને ગ્રન્થકાર મહાપુરુષ એક ભયસ્થાન બતાવી રહ્યા છે. 'આરાધનાના માર્ગે ચાલતાં, થોડી–ઘણી ધર્મ–આરાધના કરીને, થોડી ઘણી વિષયાસક્તિથી **વિરક્તિ મેળવીને જોજો, એમ માની ન લેતા કે 'હવે હું પૂર્ણ થઈ ગયો!**

હુવે મારે ગુરુની જરૂર નથી, હવે મારે જ્ઞાની પુરુષોની જરૂર નથી.... હવે મને સાધુઓના સહયોગની જરૂર નથી....' જો આમ માની લેશો તો એ ઉત્તમ પુરુષોની અવગણુના કરનારા બની જશો. સ્વોત્કર્ષ અને પરાપકર્ષ સાધક મનુષ્યને પતનની ઊંડી ખીણુમાં પછાડે છે. તમે જેવા ઉચ્ચ આત્મસ્થિતિવાળા નથી, જેવા જ્ઞાની નથી, જેવા આત્મસાધક નથી, તેવી ઉચ્ચ આત્મસ્થિતિવાળી તમારી જાતને જો માની લીધી, તેવી જ્ઞાની અને આત્મસાધક તમારી જાતને સમજી લીધી તો તમે ભૂલા પડી જશો. વિનયનો ભાવ ચાલ્યો જશે, અવિનય તમને ભરડો લેશે. આદર અને બહુમાનના ઉચ્ચ ભાવ નાશ પામશે, અનાદર અને અભિમાન તમને ભરખી જશે.

નિરાકુલ, ઉદ્વેગરહિત સ્થિતિ તો વિનીત આત્માની હોય છે. એ ઉત્તમ આત્માઓ આરાધનાની મસ્તીમાં ગાઈ ઊઠે છે :

'અબ હમ અમર ભયે ! ન મરેંગે !'

આ અભિવ્યક્તિ હોય છે આત્માના શુદ્ધ બુદ્ધ, મુક્ત સ્વરૂપના સંવેદનાત્મક જ્ઞાનની ! 'મારો આત્મા તો એના શુદ્ધ સ્વરૂપમાં અજર અને અમર છે....જન્મ અને મૃત્યુ તો કર્મ પ્રેરિત છે.' આ દિવ્યજ્ઞાન જ્યારે આત્મામાં જાગે છે, ત્યારે અપૂર્વ આનંદ થાય છે અને એ આનંદમાં ઝુમી ઊઠતો આત્મા ગાઈ લે છે :

'અબ હમ અમર ભયે ! ન મરેંગે !'

આ ભાવુક આત્મા તો આ દિવ્યજ્ઞાન, દિવ્યદૃષ્ટિ આપનાર ગુરુદેવ પ્રત્યે, જ્ઞાની પુરુષો પ્રત્યે અને સાધુ મહાત્માઓ પ્રત્યે અનહદ આદરભાવવાળો હોય છે. 'આ જ્ઞાન એ કૃપાવંત ગુરુજનોની કૃપાનું ફળ છે.' આવા કૃતજ્ઞ ભાવને ધારણ કરનારો હોય છે. આવો આદરભાવ અને કૃતજ્ઞભાવ ધારણ કરનારો પુણ્યાત્મા એ ગુરુદેવોની, જ્ઞાની પુરુષોની અને સાધુસંતોની સેવા અને ભક્તિ ભૂલે ખરા ? એ તો સેવા–ભક્તિના અવસર શોધે.

અવિનીત શિષ્યો જે નિશ્ચિંત અને નિરાકુલ બનીને ફરતા હોય છે, તેમની મસ્તી આરાધનાની નથી હોતી પરંતુ અહંકારની હોય છે. જાણે કે મૃત્યુ પર વિજય મેળવી લીધો ન હોય, તેવા મદમાં મહાલતા તેઓ પણ ગાય—

**'અબ હમ અમર ભયે! ન મરેંગે!'**

અમર–અજર થઈ ગયેલાઓને પછી ગુરુની શી જરૂર? જ્ઞાનીની શી પરવા? સાધુઓની શું પડી હોય? પછી આ બધાનો આદર શા માટે? અનાદર! અનૌચિત્ય! અને ઉદ્ધતાઈ! શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના વિષયોનો થોડો ઘણો ત્યાગ કર્યો એટલે જાણે પૂર્ણતા મળી ગઈ! જાણે સર્વજ્ઞ–વીતરાગ થઈ ગયા! આવા મૂઢ જીવોનું પતન કેવું થાય છે અને વિનાશ કેવો થાય છે, તેનું વર્ણન ગ્રન્થકાર હવે કરે છે:



## અવિનીતનું પતન

**केचित्सातर्द्धिरसातिगौरवात् सांप्रतेक्षिणः पुरुषाः ।**
**मोहात्समुद्रवायसवदामिषपरा विनश्यन्ति ॥७६॥**

અર્થ : શાતા, ઋદ્ધિ અને રસમાં અતિ આદરના કારણે વર્તમાન-કાળને જ જોનારા કેટલાક પુરુષો [પરમાર્થને નહીં જાણનારા] અજ્ઞાનથી [અથવા મોહનીય કર્મના ઉદયથી] સમુદ્રના કાગડાની જેમ માંસલોલુપી, વિનાશ પામે છે.

વિવેચન : એશ–આરામ!
વૈભવ–સંપત્તિ!
અને ખાન–પાન!
જીવનનાં આ જ દૃષ્ટિબિંદુઓ! આ જ લક્ષ્ય અને આ જ ધ્યેય!

માત્ર વર્તમાનકાળનો જ વિચાર ! શરીરની સુખાકારિતાનો વિચાર, વૈભવ અને સંપત્તિનો વિચાર, રસનેન્દ્રિયના પ્રિય રસોનો જ વિચાર. આ જ વિચારો અને આ જ આચારો. ભવિષ્યકાળનો કોઈ વિચાર નહીં. મૃત્યુ પછીનાં જીવનનો કોઈ વિચાર નહીં.

વિચાર આવે પણ ક્યાંથી ? જ્યાં પ્રગાઢ અજ્ઞાનનો અંધકાર છવાઈ ગયો હોય, તીવ્ર રાગ-દ્વેષનાં આકાશઊંચાં મોજાં ઉછળતાં હોય, ત્યાં પરલોકનો વિચાર આવે ક્યાંથી ? રાગ-દ્વેષ અને મોહના પ્રબળ પ્રભાવ નીચે માત્ર વર્તમાનકાળનો જ વિચાર જીવ કરી શકે છે. વર્તમાનકાળના વિચારોમાં પણ મુખ્યતા હોય છે આ ત્રણ પ્રકારના વિચારોની :

૧. શરીરને સુગંધી જળથી નવરાવવું, સુગંધી પદાર્થોથી સુવાસિત બનાવવું, મનગમતાં વસ્ત્રોથી શરીરને સજાવવું, પ્રિય અલંકારોથી શણગારવું, શરીરને કષ્ટ થાય એવું કંઈ પણ ન કરવું. વધુમાં વધુ આરામ કરવો. પાંચ ઇન્દ્રિયોના પ્રિય વિષયોના ઉપભોગ કરી શરીરને સુખ આપવું....શરીરની બધી જ સુખ-સગવડતાઓ પૂરી કરવી....આ જ વૃત્તિ અને આ જ પ્રવૃત્તિમાં એ રાચતો રહે !

૨. દુનિયાની દૃષ્ટિમાં ઉચ્ચ દેખાવા વૈભવોનું પ્રદર્શન કરતો રહે. "હું સંપત્તિશાળી છું, વૈભવશાળી હું...." આ દેખાવ કરવામાં એ રચ્યોપચ્યો રહે. હંમેશાં ભવ્ય ડોળ-દમામથી બીજાઓને આંજી નાંખવા તત્પર રહે. ભલે એની પાસે એવા વૈભવો ખરેખર ન હોય, પરંતુ વૈભવશાળીનો દેખાવ કરવામાં પાવરધો હોય.

૩. દિવસ ને રાત સારા સારા મનગમતા મીઠા, તીખા, ખારા રસોનો આસ્વાદ કરવામાં લીન રહે. કોઈ વ્રત નહીં, કોઈ નિયમ નહીં, ભક્ષ્ય-અભક્ષ્યનો વિવેક નહીં, દિવસ-રાતનો ભેદ નહીં. વિવિધ મીઠાઈઓ, અનેકવિધ વ્યંજનો, વિવિધ ફરસાણો અને જુદી જુદી જાતના સરબતોની લિજ્જત ઉડાવતો રહે. આ ખાનપાનથી પુષ્ટ થયેલાં શરીરમાં વિષયવાસનાની ચળ ઊપડે એટલે રૂપસુંદરીઓનાં રૂપ જોવામાં એની

આંખો ભટકયા કરે....એ રૂપને ભેટી લેવા તલસ્યા કરે અને અવસર મળતાં વાસનાની આગમાં હોમાઈ જાય. સર્વવિનાશ થઇ જાય.

સમુદ્રના કિનારે એક મરેલો હાથી પડયો હતો. ગીધડાં અને સમડીઓએ એના શરીરને કોચી નાંખ્યું હતું. એક કાગડાને પણ હાથીનું માંસ ખાવાના કોડ થયા. એને તાજું માંસ ખાવું હતું! તે હાથીના શરીરમાં દાખલ થઈ ગયો....શરીરના પોલાણમાં બેસીને નિર્ભયપણે માંસ ખાવા લાગ્યો....એટલામાં સમુદ્રમાં ભરતી આવી....બીજી બાજુ ધોધમાર વરસાદ પડવા માંડયો....હાથીનું શરીર સમુદ્રમાં તણાયું. કાગડો પોતાની જાતને સલામત સમજે છે! માંસ ખાઇખાઈને જ્યારે ધરાઈ ગયો, એ બહાર નીકળે છે....પણ ચારેબાજુ સમુદ્રનાં ઘુઘવાતાં પાણી જુએ છે....પાછો કલેવરમાં ઘુસી જાય છે. થોડા સમયમાં અકળાય છે....ફરી બહાર નીકળે છે....કયાં જાય? કોઇ વૃક્ષ દેખાતું નથી, કોઈ મકાન દેખાતું નથી....કયાંય ધરતી દેખાતી નથી....પુનઃ કલેવરમાં પ્રવેશે છે....અને મૃત્યુ પામે છે.

અવિનય, અનાદર અને ઉદ્ધતાઈમાંથી સર્જાતી ભયંકર હોનારતનું આ કલ્પનાચિત્ર છે. રસ, ઋદ્ધિ અને શાતા ગારવમાં ફસાતા અવિનીતોના જીવનના કરુણ નાટકનું આ એક હૃદયવિદારક દશ્ય છે.

> ते जात्यहेतुदृष्टान्तसिद्धमविरूद्धमजरसमभयकरम् ।
> सर्वज्ञवागुरसायनमुपनीतं नाभिनन्दन्ति ॥७७॥

અર્થ : શ્રેષ્ઠ હેતુઓ અને દૃષ્ટાંતોથી સિદ્ધ (પ્રતિષ્ઠિત), અવિરુદ્ધ (સંવાદી), અમર કરનાર અને અભય કરનાર એવું સર્વજ્ઞવાણીનું રસાયણ મળવા છતાં તેઓ [રસ-ઋદ્ધિ અને શાતામાં આસક્ત] પરિતુષ્ટ થતા નથી. [તે રસાયણનો ઉપયોગ કરી શકતા નથી.]

विवेचन : સર્વજ્ઞની વાણી !

અદ્‌ભુત રસાયણ!

કેવાં શ્રેષ્ઠ દ્રવ્યોનું સંયોજન છે આ રસાયણમાં!

અવિનીતોના ભાગ્યમાં આ અદ્‌ભુત રસાયણ હોતું નથી. એશ-આરામી અને આળસુઓની નજરે પણ આ રસાયણ ચઢતું નથી. વૈભવ-વિલાસમાં આળોટનારા આ રસાયણના અસ્તિત્વને પણ જાણતા નથી. કદાચ આવા મનુષ્યોને આ રસાયણ મળી પણ જાય, તો એનો ઉપયોગ કરતા નથી, અવગણના કરે છે.

તે જ વાણી સત્ય અને ઉપાદેય બને કે જેમાં સ્વાભાવિક શ્રેષ્ઠ હેતુઓ હોય, જેમાં ઉત્તમ દૃષ્ટાન્તો હોય, જેમાં તત્ત્વોનો પરસ્પર વિરોધ આવતો ન હોય. સર્વજ્ઞની વાણી સિવાય આવી વાણી બીજા કોની હોઇ શકે? આવી વાણી જેની હોય, તેને સર્વજ્ઞ કહેવાય. સર્વજ્ઞ-વાણીમાં હેતુઓની શ્રેષ્ઠતાને સમજીએ.

૧. જે સાચો હેતુ હોય તે પોતાના સાધ્યની સાથે જ રહે!' "साध्याविनाभाविनो हेतव:' સાધ્ય વિના હેતુઓ બીજે ક્યાંય ન રહે. સર્વજ્ઞ પરમાત્માઓએ પદાર્થમાત્રના અસ્તિત્વને સિદ્ધ કરનારા હેતુઓ બતાવ્યા: ઉત્પત્તિ, સ્થિતિ અને વ્યય.

"यदस्ति तदुत्पद्यतेऽवतिष्ठते विनश्यति च"

વસ્તુના....પદાર્થના અસ્તિત્વને સિદ્ધ કરનારા સ્વાભાવિક હેતુઓ બતાવી દીધા! દરેક પદાર્થમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય હોય જ. દરેક પદાર્થ ઉત્પન્ન થાય છે, સ્થિર રહે છે અને નાશ પામે છે! દાર્શનિક ભાષામાં આ કહી શકાય:

सन्ति जीवादयः पदार्थाः उत्पत्तिमत्वाद् विनाशवत्त्वात् स्थितिमत्त्वाच्च ।

'ઉત્પત્તિવાળા, વિનાશવાળા અને સ્થિતિવાળા હોવાથી જીવાદિ પદાર્થો છે.' જીવ, અજીવ વગેરે પદાર્થોના અસ્તિત્વને ઉત્પત્તિ, સ્થિતિ અને લયના હેતુઓથી સિદ્ધ કર્યું. સાધ્ય છે જીવ-અજીવાદિ પદાર્થો, હેતુઓ છે ઉત્પત્તિ, સ્થિતિ અને લય. આ હેતુઓ તમામ સાધ્યમાં

વ્યાપ્ત છે! સાધ્યાભાવમાં આ હેતુઓ હોતા નથી અને સાધ્યમાં ક્યાંય પણ એનો અભાવ હોતો નથી!

૨. આ હેતુને સિદ્ધ કરનારું એક દૃષ્ટાન્ત જુઓ. આપણા હાથની એક આંગળી તમે સીધી રાખો. આંગળી મૂર્ત છે, રૂપી છે. એ આંગળીને હવે તમે વાળો, વાંકી કરો. આંગળીમાં શું થયું? તેના ઋજુપણાનો નાશ થયો, વક્રપણાનો જન્મ થયો અને મૂર્તપણે તે કાયમ રહી! આંગળીમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું તમે દર્શન કર્યું! આંગળીનું અસ્તિત્વ આ રીતે સિદ્ધ થયું.

બીજું એક દૃષ્ટાંત જુઓ. તમારી પાસે સોનાનો હાર છે, તમે તેને તોડાવી નાંખ્યો અને ઘડિયાળનો સુંદર પટ્ટો બનાવ્યો....આ કઈ પ્રક્રિયા થઈ? ઉત્પત્તિ, સ્થિતિ અને લયની આ પ્રક્રિયા છે. સોનું કાયમ રહ્યું, હાર તરીકે એનો નાશ થયો, પટ્ટા તરીકે એની ઉત્પત્તિ થઈ!

હવે આત્મામાં આ ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો હેતુ ઘટાવીએ. આપણો આત્મા અત્યારે મનુષ્યરૂપે છે, તેનું મૃત્યુ થાય અને તે દેવરૂપે જન્મે. કોઈ દેવ મૃત્યુ પામે ને તે મનુષ્યરૂપે જન્મે. કોઈ પશુ મૃત્યુ પામે અને મનુષ્યરૂપે જન્મે....જીવોનું ચાર ગતિમાં જે નિરંતર પરિભ્રમણ ચાલી રહ્યું છે; તેમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયની પ્રક્રિયા જ જોવા મળે છે. મનુષ્ય તરીકે લય અને દેવ તરીકે ઉત્પત્તિ, આત્મારૂપે સ્થિતિ! દેવ તરીકે લય, મનુષ્યરૂપે ઉત્પત્તિ અને આત્મા કાયમ! આત્મતત્ત્વ શાશ્વત્ છે, આત્મદ્રવ્યની ઉત્પત્તિ કે નાશ થતા નથી. એ આત્મદ્રવ્યના પર્યાયોની ઉત્પત્તિ થાય છે ને નાશ થાય છે. એ પર્યાયો, એ અવસ્થાઓ આત્માની છે, એટલે 'આત્માની ઉત્પત્તિ', 'આત્માનો નાશ,' એમ બોલાય છે.

આ રીતે આંગળી, સોનું અને આત્માનાં ઉદાહરણ–દષ્ટાંત આપીને ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ, આ હેતુને પુષ્ટ કરવામાં આવ્યા, સર્વજ્ઞ-

વાણી આવા શ્રેષ્ઠ હેતુઓવાળી અને ત્રિકાલાબાધિત દૃષ્ટાન્તોથી ભરપૂર છે, માટે તે ઉત્તમ રસાયણ છે.

૩. સર્વજ્ઞવાણીમાં કોઈ વિરોધાભાસ નથી. એ વાણી જે પ્રતિપાદનો કરે છે, તે પરસ્પર વિરોધી હોતાં નથી. જેમ, સર્વજ્ઞ પરમાત્માએ કહ્યું : 'આત્મા નિત્યાનિત્ય છે.' આમ જોઈએ તો 'નિત્યત્વ' અને 'અનિત્યત્વ' પરસ્પર વિરોધી તત્ત્વ છે. વસ્તુ જો નિત્ય હોય તો તે અનિત્ય ન હોય અને અનિત્ય હોય તો તે નિત્ય ન હોય. આવું સામાન્ય બુદ્ધિમાં સમજાય છે. એક જ વસ્તુમાં નિત્યત્વ અને અનિત્યત્વ બંને રહે! આ વિરોધાભાસ લાગે છે ને? ના, વિરોધાભાસ નથી, આપણે સૂક્ષ્મ બુદ્ધિથી વિચારીશું તો વિરોધાભાસ દૂર થઈ જશે!

આત્મા દ્રવ્યથી નિત્ય છે.

આત્મા પર્યાયથી અનિત્ય છે.

આત્માના દેવ, મનુષ્ય, તિર્યંચ, નારક....આ પર્યાયો છે. આ પર્યાયો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, માટે આત્મા 'અનિત્ય' કહેવાય. પરંતુ પર્યાયોના નાશ સાથે દ્રવ્ય (આત્મા) નાશ પામતું નથી, માટે આત્મા 'નિત્ય' કહેવાય. આ રીતે એક આત્મદ્રવ્યમાં નિત્યત્વ અને અનિત્યત્વ–બંને રહે છે! કોઈ વિરોધ આવતો નથી.

નિત્યત્વનું નિમિત્ત દ્રવ્ય છે.

અનિત્યત્વનું નિમિત્ત પર્યાય છે.

ભિન્ન નિમિત્તોવાળા પરસ્પર વિરોધી તત્ત્વો પણ એક સાથે રહી શકે છે, એક વસ્તુમાં રહી શકે છે. આત્મામાં નિત્યત્વ દ્રવ્ય–નિમિત્તે છે, અનિત્યત્વ પર્યાય–નિમિત્તે છે.

'भिन्ननिमित्तत्वाच्च न सहावस्थानलक्षणो विरोधः ।'

કહો, સર્વજ્ઞ સિવાય આ વાસ્તવિકતા કોણ બતાવી શકે? સર્વજ્ઞવાણીના રસાયણમાં એવાં તત્ત્વોનું સંમિશ્રણ થયેલું છે, કે જે એનું સેવન કરે છે, તે અજર અને અભય બને છે.

૪. સર્વજ્ઞવાણીના રસાયણનું પૃથક્કરણ કરીને, એ રસાયણની ઉપાદેયતા સિદ્ધ કરી. 'આ રસાયણ પ્રયોગસિદ્ધ છે, તમારા ઉપર અજમાયશ કરવા આ રસાયણ બતાવતો નથી; આ રસાયણનું સેવન કરીને અસંખ્ય મનુષ્યો અજર અને અભય બન્યા છે. તમે પણ તમારા આત્માને અજર–અભય બનાવવા આ રસાયણનું સેવન કરો.'

ભગવાન ઉમાસ્વાતી એવા જીવાત્માઓને આ રસાયણનું સેવન કરવાની પ્રેરણા આપી રહ્યા છે કે જેમને વૃદ્ધાવસ્થા હવે નથી જોઈતી, જેમને વારંવાર મોતના ડાચામાં નથી ચવાઈ જવું, વૃદ્ધત્વ અને મૃત્યુથી જેમને છૂટકારો મેળવવો છે. આ રસાયણ ચોક્કસ વૃદ્ધત્વને સદાકાળ માટે દૂર કરે છે, આ રસાયણ કાયમ માટે મૃત્યુનો ભય દૂર કરી દે છે.

સર્વજ્ઞવાણીને વિધિપૂર્વક સેવવામાં આવે, આરાધવામાં આવે તો આત્મા અશરીરી બને છે, શરીરના બંધનથી મુક્ત બને છે. શરીર જ નહીં, પછી વૃદ્ધાવસ્થા કોની!! શરીર જ નહીં, પછી ભય કોનો!! સર્વજ્ઞવાણીનું રસાયણ આત્મામાં ઘર કરી ગયેલા કર્મરોગને ખોદી–ખોદીને બહાર કાઢે છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ કર્મવિકારોને મૂળથી નાબૂદ કરે છે.

પરંતુ આ રસાયણનું તમારે એના વિશેષજ્ઞના માર્ગદર્શન મુજબ સેવન કરવું પડશે. જો મનમાની રીતે સેવન કરશો તો તે ફૂટી નીકળશે. આ રસાયણનાં વિશેષજ્ઞ હોય છે આગમજ્ઞ–શાસ્ત્રજ્ઞ એવા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુપુરુષો. ગમે તે આચાર્ય નહીં. ગમે તે ઉપાધ્યાય કે સાધુ ન ચાલે. માત્ર પદવીધર ન ચાલે. સર્વજ્ઞવાણી જે શાસ્ત્રોમાં, જે આગમોમાં, જે ગ્રંથોમાં સંઘરાયેલી છે, તે શાસ્ત્રોના, આગમોના, ગ્રંથોના વિશિષ્ટ અભ્યાસી અને અનુસરી જોઈએ. તેઓનું સતત માર્ગદર્શન લઈને એ રસાયણનું સેવન કરવાનું.

એવા નિઃસ્વાર્થ ઉપકારી મહાપુરુષોની બીજી કોઈ 'ફી' હોતી નથી, તેઓને માત્ર તમારો વિનય, તમારા હૃદયનું બહુમાન અપેક્ષિત હોય છે. તમારી વિનમ્રતા અને વિનયપરાયણતા તેઓનાં હૃદયને તમારા

પ્રત્યે આકર્ષિત કરશે. ખૂબ જ ધૈર્ય ધારણ કરીને, તેઓ જેમ સૂચવે તેમ રસાયણનો પ્રયોગ કરતા રહેવાનું! એક ધન્ય દિવસે તમે શાશ્વત યૌવન પ્રાપ્ત કરવાના, આત્માનું અવિનાશી અનંત યૌવન પામી જવાના.

આ સૌભાગ્ય પેલા અવિનીતોનું નથી હોતું. એશ-આરામી, વૈભવ-વિલાસી અને રસલોલુપી મનુષ્યો પણ આ રસાયણનું સેવન નથી કરી શકતા. તેમના ભાગ્યમાં તો આધિ, વ્યાધિ અને ઉપાધિ જ હોય છે. જન્મ, જીવન અને મૃત્યુનું કાળચક્ર જ હોય છે. અનાદિ-કાલીન કાળચક્રમાં જીવ પીસાતો આવ્યો છે છતાં જો એની આંખો નથી ઊઘડતી તો એને શું કહેવાનું? ગ્રન્થકાર મહાત્મા દુઃખી હૃદયે કહે છે: 'આવું સર્વજ્ઞવાણીરૂપ અદ્ભુત રસાયણ મળવા છતાં બિચારા મનુષ્યો એનું સેવન કરી શકતા નથી. એમનો અવિનય એમને આ મહાન લાભથી વંચિત રાખે છે.'



## હિતકારી વચનની અવગણના

यद्वत् कश्चित् क्षीरं मधुशर्करया सुसंस्कृतं हृद्यम् ।
पित्तार्दितेन्द्रियत्वाद्वितथमतिर्मन्यते कटुकम् ॥७८॥
तद्वन्निश्चयमधुरमनुकंपया सद्भिरभिहितं पथ्यम् ।
तथ्यमवमन्यमाना रागद्वेषोदयोद्वृत्ताः ॥७९॥
जातिकुलरूपबललाभबुद्धिवाल्लभ्यकश्रुतमदान्धाः ।
क्लीबाः परत्र चेह च हितमप्यर्थं न पश्यन्ति ॥८०॥

અર્થ : મીઠી સાકરવાળા, સંસ્કાર કરેલા (મસાલા નાંખીને ઉકાળેલા) અને હૃદયને ઈષ્ટ દૂધને, ઈન્દ્રિયો પિત્તથી વ્યાકુળ હોવાથી વિપરીત બુદ્ધિવાળો કોઈ (પુરુષ) જેમ કડવું માને (મધુર હોવા છતાં) ૭૮

તેમ સજ્જનો (ગણધર વગેરે) દ્વારા કૃપાથી કહેવાયેલા પરિણામે સુંદર, યોગ્ય અને સત્યનો અનાદર કરનારા, રાગ-દ્વેષથી સ્વચ્છંદાચારી ૭૯

જાતિ, કુળ રૂપ, બલ, લાભ, બુદ્ધિ, જનપ્રિયત્વ અને
શ્રુતના મદથી આંધળા અને નિઃસત્ત્વ, આ ભવમાં કે પરભવમાં
ઉપકારી એવા પણ અર્થને [સર્વજ્ઞવાણીરૂપ] જોતા નથી. ૮૭

વિવેચન : શરીરમાં જ્યારે વાત, પિત્ત અને કફ વિષમ બને છે ત્યારે શરીરમાં રોગ જન્મે છે, શરીર અસ્વસ્થ અને બેચેન બને છે. જ્યારે પિત્તનો પ્રકોપ થાય છે ત્યારે શરીરમાં જે જે વિક્રિયાઓ જન્મે છે તેમાંની એક વિક્રિયા જિહ્વેન્દ્રિયની હોય છે, મીઠો–મધુરો પણ પદાર્થ જીભને કડવો લાગે છે.

ગાયનું મીઠું દૂધ હોય, સાકર, પિસ્તાં, ઇલાયચી, બદામ, કેસર વગેરે પદાર્થો નાંખીને ઉકાળેલું હોય, હૃદયને ગમતું પણ હોય, પરંતુ પિત્તના પ્રકોપથી કડવી બની ગયેલી જીભને એ દૂધ કડવું જ લાગે! જો એ પિત્તના પ્રકોપની અસર મન ઉપર થઈ ગઈ હોય તો બોલી ઊઠે : 'આ તે દૂધ છે? કડવું વખ છે....મારે નથી પીવું, લઈ જાઓ અહીંથી....' એ મધુર દૂધનો આસ્વાદ નથી કરી શકતો.

જેમ આ શારીરિક વિક્રિયા છે, તેમ જ્યારે માનસિક વિક્રિયા જન્મે છે ત્યારે એ મનુષ્યને સર્વજ્ઞવાણી કડવી લાગે છે! એ માનસિક વિક્રિયા હોય છે રાગ અને દ્વેષની. રાગ–દ્વેષનો પ્રકોપ પિત્તના પ્રકોપને પણ ટપી જાય તેવો હોય છે. રાગ–દ્વેષનો આ પ્રકોપ મનુષ્યને સ્વચ્છંદાચારી બનાવી દે છે. જાતિમદ, કુળમદ, રૂપમદ, બળમદ, લાભમદ, બુદ્ધિમદ, લોકપ્રિયતા–મદ અને શ્રુતમદથી આંધળો બનાવી દે છે. સત્ત્વવિહોણો પાંગળો બનાવી દે છે.

રાગની પ્રબળતા અને દ્વેષની પ્રબળતા તીર્થંકરોની પણ અવગણના કરાવી દે છે, ગણધરોની અને મહાન્ શ્રુતધરોની પણ આશાતના કરાવી દે છે. વાત્સલ્યપૂર્ણ હૃદયે કહેવાયેલી સત્ય, સુયોગ્ય અને સુંદર વાતોનો પણ તિરસ્કાર કરાવી દે છે.

ઉપસર્ગ સહન કરવા, પરિષહો સહન કરવા, ઇન્દ્રિયોનો નિરોધ કરવો....કષાયો ઉપર કાબૂ રાખવો, આ બધી સાધના આકરી તો છે

જ. કડવી વખ દવા પીવા જેવી છે, પરંતુ એનું પરિણામ કેવું મીઠું હોય છે! અનેક અચિન્ત્ય સુખોને આપનારી એ સાધના હોય છે.... પરંતુ વૈષયિક સુખોના તીવ્ર રાગમાં ફસાયેલો જીવાત્મા અવગણી નાંખે છે આ સાધનાને.

ભવ્ય જીવો પ્રત્યેની અનન્ત કરુણાથી મહાત્મા પુરુષો જે પરમ હિતકારી, અવિસંવાદી વાતો કહે છે, તે વાતોને રાગ અને રોષથી સળગી રહેલા જીવાત્માઓ સાંભળતા જ નથી. જમાલીમાં જ્યારે રોષથી ઉદ્ધતાઇ જાગી, પરમાત્મા મહાવીરસ્વામીનાં યથાર્થ વચનોને એણે અવગણી નાંખ્યાં. પોતાની બુદ્ધિનાં ઘોર અભિમાને, પોતાની સમજની મિથ્યા પકડે એને જગદ્‌ગુરુની અવગણના કરવા પ્રેરિત કર્યો.

ભગવાને કહ્યું : જે કામ થતું હોય તે કામ થઈ ગયું, એવી વ્યવહાર ભાષા છે. અને સાધુઓ એ વ્યવહાર ભાષા બોલ્યા, તે અસત્ય નથી. સંથારો બીછાવી રહ્યા હતા અને તેમણે કહ્યું : 'સંથારો થઇ ગયો, તે બરાબર છે.'

જમાલીએ કહ્યું : જે કામ સંપૂર્ણ થઈ ગયું હોય તેને જ "કામ થઇ ગયુ" એમ કહેવાય.

ભગવાન મહાવીરે દિવસો સુધી 'कडेमाण कडे' નો સિદ્ધાંત સમજાવ્યો પણ જમાલી તે ન સમજ્યો. કેવી રીતે સમજે? મિથ્યા અભિમાને સમજણના દરવાજા બંધ કરી દીધા હતા. ભગવાનનો તત્ત્વ-માર્ગ એ કેવી રીતે જુએ? મદનાં મરચાં ભર્યાં હતાં આંખોમાં. અંધ બની ગયો હતો. આંધળો માર્ગ જુએ કેવી રીતે? ભલે એ ભગવાનનો જમાઇ હતો, ભગવાનનો શિષ્ય હતો, પરન્તુ એ સંબંધોને આંધળું મન ન જ જોઈ શકે. એણે ભગવાનનો ત્યાગ કરી દીધો.

સાધ્વી પ્રિયદર્શનાને પતિરાગનો અંધાપો આવી ગયો હતો! પરમાત્મા એવા પિતાનો ત્યાગ કરી એ છદ્મસ્થ એવા પતિને અનુસરી. પતિના સિદ્ધાન્તનો પ્રચાર કરતી ફરવા લાગી. એ તો એનું સદ્‌ભાગ્ય

હતું કે કુંભકાર શ્રાવકે યુક્તિપૂર્વક એને ભગવાન મહાવીરનો સિદ્ધાંત સમજાવી દીધો અને એ પરમાત્માના ચરણે પાછી ફરી.

આરાધનાના માર્ગે જ્યારે પોતાની જાતિનો અને કુળનો વિચાર પ્રબળ બને છે, ત્યારે મનુષ્યનો આધ્યાત્મિક વિકાસ સ્થગિત થઈ જાય છે. આધ્યાત્મિક વિકાસ જાતિ અને કુળ સાથે સંકળાયેલો નથી: ઉચ્ચ જાતિ અને ઉચ્ચ કુળમાં જન્મેલા એવા મનુષ્યો આધ્યાત્મિક વિકાસનું પહેલું પગથિયું પણ ન ચઢી શકે, એવું બને છે.

'આ આચાર્ય તો હીન કુળમાં જન્મેલા છે, મારી જાતિ કરતાં હીન જાતિના છે, એમની પાસે હું જ્ઞાન મેળવું ? એમનું માર્ગદર્શન હું લઉં ? ના, એ ન બની શકે.' આ છે જાતિ અને કુળનું મિથ્યા અભિમાન. આ અભિમાન પારમાર્થિક સત્યને પામવા ન દે. પરમાર્થના પંથને જોવા ન દે.

જ્ઞાનીપુરુષ, આચાર્ય વગેરે રૂપવાન ન હોય અને પોતે રૂપવાન હોય; જો પોતાનાં રૂપનું અભિમાન હશે તો એ આચાર્યને અવગણી નાંખવાનો, ગુરુને તિરસ્કારી નાંખવાનો. એવી રીતે બળનું, લાભનું લોકપ્રિયતાનું, શ્રુતજ્ઞાનનું અભિમાન પારમાર્થિક માર્ગને જોવા પણ દેતું નથી, પછી એ માર્ગે ચાલવાની તો વાત જ શી કરવી ! મદોન્મત્તતા મનુષ્યને ભીષણ ભવભ્રમણમાં ભટકાવે છે.

બીજી એક મહત્ત્વપૂર્ણ વાત ગ્રન્થકાર અહીં કહે છે; આવા રાગ-દ્વેષથી ઉદ્ધત બનેલા મનુષ્યોને 'ક્લિબાઃ' કહી દીધા ! નિઃસત્ત્વ નિર્વીર્ય ! રાગી, દ્વેષી અને અભિમાની મનુષ્યોમાં સત્ત્વ હોતું નથી, વીર્ય હોતું નથી. ઘણી ગંભીર વાત છે આ, કારણ કે આવા જીવોનાં મનમાં એક ભ્રમણા હોય છે : 'અમે શક્તિશાળી છીએ ! અમે બહાદુર છીએ ! અમે જ સત્ત્વશીલ છીએ !' આ મિથ્યા ભ્રમણાને ભાંગીને ભૂક્કો કરી નાખે છે ગ્રન્થકાર.

રાગના ધસમસતા પૂરમાં નિઃસત્ત્વ મનુષ્યો તણાઈ જાય. સાત્ત્વિક મનુષ્ય ભયંકર પૂરમાં પણ તણાતો નથી. તે તો તરીને સામે કાંઠે પહોંચી જાય છે. દ્વેષની ભડભડતી આગમાં નિર્વીર્ય મનુષ્યો સળગી

જાય છે. વીર્યશાળી વીર પુરુષોને એ આગ સ્પર્શ પણ કરી શકતી નથી. મહાત્મા દૃઢપ્રહારીની આસપાસ લોકોએ દ્વેષની આગ સળગાવી હતી ને! એ મહાત્માને એક ઝાળ પણ સ્પર્શી શકી નહીં. કારણ? મહાન સત્ત્વશીલ મહાત્મા હતા એ. મહામુનિ રામચન્દ્રજીની આસપાસ સીતેન્દ્રે રાગનાં પૂર ફેલાવ્યાં હતા....અપૂર્વ સત્ત્વને ધારણ કરનારા મહામુનિ શાના તણાય એ પૂરમાં! રાગનાં પૂરને ઓસરે જ છૂટકો. મહાત્માનું સત્ત્વ ન ઓસરે.

જ્ઞાનીપુરુષોની દિવ્યદૃષ્ટિમાં રાગી-દ્વેષી અને મદોન્મત્ત પુરુષો નિઃસત્ત્વ છે, નિર્વીર્ય છે; રાગ-દ્વેષરહિત અને મદરહિત પુરુષો સત્ત્વશીલ છે. જેઓ ઉચ્ચ જાતિમાં અને ઉચ્ચ કુળમાં જન્મેલા છે છતાં જેમને જાતિ અને કુળનો મદ નથી. અદ્‌ભુત રૂપ ધારણ કરનારા હોવા છતાં રૂપનો ગર્વ નથી. અજેય બળ હોવા છતાં બળનું અભિમાન નથી. તેઓ ઇચ્છે તે વસ્તુઓ તેમને મળતી હોવા છતાં લાભનો ગર્વ નથી, બૃહસ્પતિને શરમાવે તેવી બુદ્ધિ હોવા છતાં બુદ્ધિનું અભિમાન નથી, અત્યંત લોકપ્રિય હોવા છતાં લોકપ્રિયતાનો ગર્વ નથી, અગાધ શ્રુતજ્ઞાન હોવા છતાં જ્ઞાનનો ઉત્કર્ષ નથી. આવા મહાપુરુષો જ સત્ત્વશીલ છે, આવા જ ઉત્તમ પુરુષો પરમાર્થને જાણે છે, જુએ છે અને પામે છે.

મોક્ષમાર્ગની આરાધનામાં આ આઠ મદો કેવા ભયંકર શત્રુઓ છે; એ શત્રુઓને જીતવા અનિવાર્ય છે, અન્યથા આ મદોનો ઉન્માદ જીવોને દુર્ગતિમાં કેવા પછાડે છે, કરોડો જન્મ ભટકાવે છે....આ બધું ગ્રન્થકાર વિસ્તારથી આ ગ્રન્થમાં સમજાવે છે. સમજાવીને મદનો ત્યાગ કરવાની પ્રેરણા આપે છે...પરંતુ આ પ્રેરણા, પેલા રાગ-દ્વેષના પિત્તના ઉછાળા મારતા માનવીઓને તો કડવી જ લાગવાની! તેઓ તો આ અમૃતપ્યાલાને ઠોકરે જ મારવાના, આવા કરુણાપૂર્ણ પ્રેરણાદાતાનો ઉપહાસ જ કરવાના.

ખેર, કરવા દો એમને ગમે તે, આપણે તો આદરભર્યા અંતઃકરણથી ભગવાન ઉમાસ્વાતીની પ્રેરણાને ઝીલનારા બનીએ.

ज्ञात्वा भवपरिवर्ते जातीनां कोटिशतसहस्त्रेषु ।
हीनोत्तममध्यत्वं को जातिमदं बुधः कुर्यात् ॥८१॥
नैकान् जातिविशेषानिन्द्रियनिर्वृत्तिपूर्वकान् सत्वाः ।
कर्मवशाद् गच्छन्त्यत्र कस्य का शाश्वता जातिः ॥८२॥

अर्थ : ભવના પરિભ્રમણમાં ચોર્યાસીલાખ જાતિઓમાં હીનપણું, ઉત્તમપણું અને મધ્યમપણું જાણીને કોણ વિદ્વાન્ જાતિનો મદ કરે? ૮૧

ઇન્દ્રિયરચનાપૂર્વકની અનેક વિવિધ જાતિઓમાં કર્મ-પરવશતાથી જીવો જાય છે. (એવા) આ સંસારમાં કયા જીવની કઈ જાતિ શાશ્વત્ છે? ૮૨

विवेचन : પરાધીનતા! પરવશતા!

અનંત અનંત કર્મોની પરાધીનતા!

અનંત અનંત જન્મોથી પરાધીનતા!

અનંત શક્તિનો પુંજ....પ્રચંડ તાકાતનો માલિક આત્મા પરાધીન છે! પરવશ છે! અનંત જડ કર્મ પુદ્ગલોએ ચૈતન્યસ્વરૂપ આત્માનો સંપૂર્ણ કબજો લઈ લીધો છે. આત્મા સ્વયં સ્વતંત્રતાથી કોઈ પ્રવૃત્તિ ન કરી શકે. અરે, એક વિચાર પણ સ્વતંત્રપણે ન કરી શકે! એક શબ્દ પણ સ્વાધીનતાપૂર્વક ન ઉચ્ચારી શકે! છતાં આશ્ચર્ય એ છે કે આત્માને પોતાની આ સંપૂર્ણ પરાધીનતાનો આછો પણ ખ્યાલ નથી! આ પરાધીનતા એને ખૂંચતી નથી, ખટકતી નથી.

કર્મો આત્માને ભટકાવે છે, ચાર ગતિમાં ભટકાવે છે, ચોર્યાસી લાખ યોનીમાં ભટકાવે છે. અનંતકાળ અવ્યવહારરાશિમાં નિગોદપણે વીત્યો, એક શરીરમાં અનંત અનંત આત્માઓ ભેગા રહ્યા. અવ્યક્ત અપાર વેદના સહી....અનંતકાળ વનસ્પતિકાયમાં વીત્યો....એકેન્દ્રિય જાતિમાં અનંતકાળ વીત્યો, તિર્યંચગતિમાં અનંતકાળ પસાર કર્યો.

ત્યાંથી મનુષ્યગતિ, નરકગતિ....દેવગતિ....ચાર ગતિમાં આત્મા ભટકતો રહ્યો છે. ચાર ગતિમાં ચોર્યાસી લાખ યોની, જેટલી યોની તેટલી જાતિ! પૃથ્વીકાયમાં પણ સાત લાખ જાતિ છે....દરેક જાતિમાં આપણો જીવ જન્મ લઈ ચૂક્યો છે. અપ્કાય, તેઉકાય, વાયુકાય....દરેકની સાત લાખ જાતિ! વનસ્પતિની ચોવીસ લાખ જાતિ! આ રીતે એકેન્દ્રિયની જ બાવન લાખ જાતિમાં જન્મ-મરણ કર્યા છે. બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય, દરેકની બે-બે લાખ જાતિ! પંચેન્દ્રિય તિર્યંચની ચાર લાખ જાતિ. આમ, તિર્યંચગતિની જ બાસઠ લાખ જાતિ થાય છે. દેવોની ચાર લાખ અને નારકીની ચાર લાખ જાતિ. મનુષ્યગતિની ચૌદ લાખ જાતિ. આ રીતે ચોર્યાસી લાખ જાતિમાં જન્મ્યા, જીવ્યા અને મર્યા!

કોઈ હલકી....કોઈ મધ્યમ....કોઈ ઉત્કૃષ્ટ....બધી જાતિ કરેલી છે. તો પછી વર્તમાન મનુષ્યપણાની પંચેન્દ્રિય જાતિનું અભિમાન શું કરવાનું? અભિમાન કરવા લાયક આપણી જાતિ પણ નથી. પંચેન્દ્રિય મનુષ્યજાતિ કરતાં તો પંચેન્દ્રિય દેવોની જાતિ ચઢિયાતી છે. માટે જાતિમદ ન કરશો.

ઊંચી-નીચી જાતિનો સંબંધ ઇન્દ્રિયો સાથે છે. જે જીવોને માત્ર એક ઇન્દ્રિય સ્પર્શેન્દ્રિય હોય છે, તેઓ એકેન્દ્રિય જાતિના કહેવાય છે. જેઓને સ્પર્શેન્દ્રિય અને રસનેન્દ્રિય બે ઇન્દ્રિયો હોય છે તેઓ બેઇન્દ્રિય જાતિના કહેવાય છે. જેઓને આ બે ઈન્દ્રિયો ઉપરાંત ઘ્રાણેન્દ્રિય હોય છે તેઓ તેઈન્દ્રિય જાતિના કહેવાય છે. જેઓને આ ત્રણ ઈન્દ્રિયો ઉપરાંત ચક્ષુરિન્દ્રિય હોય છે તેઓ ચઉરિન્દ્રિય જાતિના કહેવાય છે અને જે જીવોને આ ચાર ઇન્દ્રિયો ઉપરાંત પાંચમી શ્રવણેન્દ્રિય હોય છે તેઓ પંચેન્દ્રિય જાતિના કહેવાય છે.

આ પાંચ જાતિમાં જીવો પરિભ્રમણ કરતા રહે છે. કર્મોની પર-વશતા હોવાથી તેમની મનપસંદ જાતિ કાયમ રહી શકતી નથી. 'ના, મારે તો પંચેન્દ્રિય જાતિ જ જોઈએ....હું બીજી જાતિમાં નહીં જાઉં....' આ હઠ કર્મોની આગળ ચાલતી નથી. કોઈ જીવાત્માની

કોઈ જાતિ શાશ્વત્ નથી, પછી કઈ જાતિ ઉપર ગર્વ કરવાનો? કોની આગળ ગર્વ કરવાનો? દેવોની આગળ ગર્વ ટકે એમ નથી, નારકીના જીવો આપણી સામે નથી! મનુષ્યો આપણી સમાન જાતિના છે....તો શું પશુ–પક્ષીની સમક્ષ અભિમાન કરવાનું? કે 'તમારી જાતિ કરતાં અમારી જાતિ ઉત્તમ છે!'

આ દૃષ્ટિએ તો જાતિમદ થઈ શકે એમ જ નથી. પરંતુ આપણે જે નવી જાતિઓની કલ્પનાઓ બાંધી છે. તે કલ્પનાઓમાંથી જાતિમદ પેદા થવાની પૂરી શક્યતાઓ છે. 'અમે ઓસવાલ જાતિના! અમે પોરવાડ જાતિના! અમે શ્રીમાલ જાતિના....અમે અગ્રવાલ જાતિના! અમારી જાતિ ઉચ્ચ કહેવાય....બીજા બધા નીચ જાતિના!'

વર્ણાશ્રમમાંથી પણ ઉચ્ચ–નીચના ભેદ જન્મ્યા છે. 'અમે બ્રાહ્મણ એટલે ઉચ્ચ જાતિના! અમે ક્ષત્રિય એટલે ઉચ્ચ જાતિના! અમે વૈશ્ય એટલે ઉચ્ચ જાતિના....અને શૂદ્ર એટલે નીચ જાતિના!' ભલે પછી બ્રાહ્મણ હોવા છતાં ચોરી કરતો હોય, વ્યભિચાર કરતો હોય, સુરાપાન કરતો હોય! છતાં જાતિનું અભિમાન પૂરેપૂરું! ભલે ક્ષત્રિય હોય, ભલે એ પ્રજાનું રક્ષણ ન કરતો હોય, પ્રજાને રંજાડતો હોય, એશ-આરામ અને રંગરાગમાં ડૂબેલો હોય, પરંતુ જાતિનું અભિમાન પાર વિનાનું! વૈશ્ય હોય, પોતાની જાતિનો ભારે ગર્વ ધારણ કરતો હોય....અને આચરણ અનીતિ–અન્યાય અને અપ્રામાણિકતાનું હોય!

નથી ઓસવાલપણું કાયમ રહેવાનું કે નથી પોરવાડપણું અને શ્રીમાલીપણું કાયમ રહેવાનું....કર્મો ઉપાડીને પશુયોનિમાં પટકી દેશે, ત્યાં તમારું ઓસવાલપણું નથી રહેવાનું કે પોરવાડપણું નથી રહેવાનું. તો શું ક્ષત્રિયપણું કે બ્રાહ્મણપણું શાશ્વત્ રહે છે? ના રે ના, ક્ષત્રિય મરીને શૂદ્ર જાતિમાં જન્મે છે અને શૂદ્ર મરીને બ્રાહ્મણ થઈ શકે છે. વૈશ્ય મરીને શૂદ્ર બની શકે છે અને શૂદ્ર મરીને વૈશ્ય થઈ શકે છે! કોઈ જાતિ શાશ્વત્ નથી. જે જાતિનો તમે તિરસ્કાર કરશો, ઘૃણા કરશો, એ જ જાતિમાં કર્મો તમને 'ટ્રાન્સફર' કરશે, તમને એ જાતિમાં જન્મ આપશે. માટે જાતિનું અભિમાન ત્યજી દો.

रूपबलश्रुतमतिशीलविभवपरिवर्जितांस्तथा दृष्ट्वा ।
विपुलकुलोत्पन्नानपि ननु कुलमानः परित्याज्यः ॥८३॥
यस्याशुद्धं शीलं प्रयोजनं तस्य किं कुलमदेन ?
स्वगुणालंकृतस्य हि किं शीलवत:कुलमदेन ॥८४॥

अर्थ : લોકપ્રસિદ્ધ મોટા કુળમાં ઉત્પન્ન થયેલાઓને પણ રૂપરહિત, બળરહિત, જ્ઞાનરહિત, બુદ્ધિરહિત, સદાચારરહિત અને વૈભવરહિત જોઈને અવશ્ય કુળનો મદ પરિહરવો જોઈએ. ૮૩
જેનું શીલ (સદાચાર) અશુદ્ધ છે, તેણે કુળમદ કરવાથી શું ? જે પોતાના ગુણોથી વિભૂષિત છે, તે શીલવાનને કુળમદ કરવાથી શું ? ૮૪

विवेचन : શું સમાજમાં, નગરના પ્રસિદ્ધ એવાં કુળોમાં જે જન્મે છે તે રૂપવાન જ જન્મે છે ? બળવાન જ હોય છે ? જ્ઞાનવાન અને બુદ્ધિમાન જ હોય છે ? સદાચારી અને શ્રીમંત જ હોય છે ? તમે ધ્યાનથી અવલોકન તો કરો. જો મનુષ્ય પાસે રૂપ નથી, બળ નથી, જ્ઞાન નથી, બુદ્ધિ નથી, સદાચાર નથી કે શ્રીમંતાઈ નથી....તે શાના પર ગર્વ કરે ? માત્ર પ્રસિદ્ધ કુળમાં જન્મી ગયો, એનો ગર્વ ? પ્રસિદ્ધ કુળમાં જન્મેલો પરંતુ સાવ કદરૂપો કુબડો માનવી તમારી સમક્ષ આવીને કહે : 'અમારું કુળ ઉત્તમ છે ! અમારા જેવું કોઈનું કુળ નહીં !' તો તમને કેવું લાગે ? સાવ નિર્બળ....દુર્બળ અને નિઃસત્ત્વ માનવી એમ કહેતો ફરે કે "અમે તો શ્રેષ્ઠ કુળમાં જન્મેલા છીએ, તમારું કુળ અમારા કુળ કરતાં નીચું....' તો તમને કેવું લાગે ? સાવ મૂર્ખ હોય, કક્કો-બારાખડી પણ ન આવડતી હોય અને પોતાના કુળનાં ગાણાં ગાય : 'આખા ગામમાં અમારા જેવું કુળ કોઈનું નહીં....અમારું કુળ સર્વશ્રેષ્ઠ !' આ સાંભળીને તમને શું થાય ? બુદ્ધિનો છાંટો પણ ન હોય, સારા-નરસાની પરખ ન કરી શકતો હોય,

હિત-અહિતનો વિવેક ન કરી શકતો હોય....અને પોતાના પ્રસિદ્ધ કુળની પ્રશસ્તિ ગાતો હોય : 'અમારા કુળમાં તો અભયકુમાર જેવા બુદ્ધિનિધાન પુરુષો થઈ ગયા. અમારું કુળ એટલે વિશ્વપ્રસિદ્ધ કુળ!' આ સાંભળીને તમને શું થાય? હાસ્યાસ્પદ લાગે કે બીજું કંઈ? એના પ્રત્યે દયા આવે કે બીજું કંઈ?

પૂર્વજોનાં સત્કાર્યોથી, ત્યાગથી અને બલિદાનથી પ્રસિદ્ધિ પામેલા કુળમાં જન્મ થવા માત્રથી પોતાની મહત્તા સમજનારા અભિમાની માણસો સમાજમાં, નગરમાં અને પ્રદેશમાં 'મૂર્ખ' તરીકે ઓળખાય છે. પોતાની કોઈ જ યોગ્યતા કે પાત્રતા પ્રાપ્ત કર્યા વિના, માત્ર પોતાના કુળની પ્રસિદ્ધિની મૂડી ઉપર કૂદનારા શિષ્ટ સમાજમાં સ્થાન પામતા નથી.

જુગાર, પરસ્ત્રીલંપટતા, ચોરી, ડાકુગીરી, સુરાપાન આદિ ઘોર પાપોને આચરનારો પોતાની વાહવાહ ગાતો ફરે "અમે ઉત્તમકુળમાં જન્મેલા છીએ!' તો તમારા મન પર એની કેવી પ્રતિક્રિયા થવાની! ક્ષણભર તમને એવા લોકો પ્રત્યે નફરત થઈ જવાની. 'પોતાના ઉચ્ચ કુળને કલંકિત કરનાર આ મૂર્ખાઓને પોતાના કુળની પ્રશંસા કરતાં શરમ પણ નથી આવતી!'

શા માટે કુળનું અભિમાન કરવાનું? કોઈ પ્રયોજન બતાવશો? કુળનું અભિમાન હૃદયમાં ભરીને તમારે શું મેળવવું છે? સમાજમાં માન-મરતબો મેળવવો છે? ઈજ્જત અને પ્રતિષ્ઠા મેળવવી છે? જો આ બધું મેળવવા તમે કુળનો ગર્વ કરો છો, તો તમે ગંભીર ભૂલ કરો છો. માન-મરતબો અને ઈજ્જત-આબરૂ કુળમદ કરવાથી નથી મળતી, આ વાત તમે ચોક્કસ સમજજો. એ બધું મળે છે સદાચારોના પાલનથી.

જો ખરેખર તમારે સામાજિક પ્રતિષ્ઠા મેળવવી છે, લોકમાનસમાં તમારું સુંદર ચિત્ર ઉપસાવવું છે, તો અત્યારની ક્ષણે જ તમે દુરા-ચારોનો ત્યાગ કરો, જુગારના અડ્ડાઓમાં જવાનું બંધ કરો. વેશ્યા-

ઓના સંગ કરવા ત્યજી દો, પરસ્ત્રીઓ અને કન્યાઓની સામે વિકારી દૃષ્ટિથી જોવાનું બંધ કરી દો, શરાબના નશા કરવાના છોડી દો, ક્રૂરતા અને નિષ્ઠુરતાને તિલાંજલિ આપી દો. બસ, તમારે તમારા મુખે તમારા કુળનાં ગુણગાન ગાતા ફરવું નહીં પડે. સ્વાભાવિક જ તમારી અને તમારા કુળની પ્રશંસા થવાની ! સમાજ તમારા કુળના ગુણ ગાશે. તમારે કુળમદ કરવાની જ જરૂર નહીં રહે ! કુળમદ કરીને તમારે જે જોઈએ છે, તે તમને તમારા સુંદર પવિત્ર આચરણથી મળી જશે.

અને, જો તમારે તમારાં દુર્વ્યસનો છોડવાં નથી, અનાચારોનો ત્યાગ કરવો નથી, તો પછી કુળમદ પણ ન કરશો. શા માટે કરવાનો કુળમદ ? કાંઈ પ્રયોજન રહેતું નથી કુળમદ કરવાનું.

એવી રીતે, જો તમે શીલવાન છો, સદાચારોથી તમારું જીવન સુવાસિત છે, પરમાર્થ અને પરોપકાર તમારા જીવનમંત્ર છે, તો પણ કુળમદ કરવાની જરૂર નથી ! શા માટે કરવાનો કુળમદ ? કુળમદ કર્યા વિના તમારી પ્રશંસા થવાની જ છે. તમારી કીર્તિ ફેલાવાની જ છે ! તમારા રૂપ, બળ, જ્ઞાન, બુદ્ધિ અને વૈભવ વગેરે ગુણો તમારી શોભા વધારવાના જ છે.

બંને દૃષ્ટિએ કુળમદ કરવો જરૂરી નથી. જો શીલ–સદાચાર નથી તો કુળમદનું પ્રયોજન નથી ! અને જો શીલનો શણગાર સજેલો છે, તો પણ કુળમદ કરવો આવશ્યક નથી. દુઃશીલ અને દુરાચારી જો કુળમદ કરે છે, તો એથી દુઃશીલતા અને દુરાચાર જ વૃદ્ધિ પામે છે. એ મદ, એ અભિમાન એને પોતાની દુઃશીલતા સમજવા જ નથી દેતી. એને દુરાચાર વર્જ્ય નથી લાગતો.

એ ન ભૂલશો કે ભૂતકાળમાં તમારા કુળની પ્રસિદ્ધિ જે થયેલી છે તે સત્કાર્યોના પ્રતાપે થયેલી છે. તમારા કુળની ઉચ્ચતા સમાજે જે સ્વીકારી છે, તે તમારા કુળના માણસોની સદાચારપ્રિયતાના કારણે ! જો ખરેખર તમારે એ પ્રસિદ્ધિને, એ ઉચ્ચતાને ટકાવી રાખવી હોય

તો તમારે એવાં જ સત્કાર્યો કરવાં જોઈએ. એવા જ સદાચારોનું પાલન કરવું જોઈએ. પછી તમારે સ્વયં તમારા કુળની પ્રશંસાનાં પડઘમ નહીં વગાડવાં પડે, દુનિયા એનાં પડઘમ વગાડશે.



## રૂપ મદ

कः शुक्रशोणितसमुद्भवस्य सततं चयापचयिकस्य ।
रोगजरापाश्रयिणो मदावकाशोऽस्ति रूपस्य ॥८५॥
नित्यं परिशीलनीये त्वग्मांसाच्छादिते कलुषपूर्णे ।
निश्चयविनाशधर्मिणि रूपे मदकारणं किं स्यात् ॥८६॥

अर्थ : વીર્ય અને લોહીમાંથી ઉત્પન્ન થયેલા, સતત હાનિ-વૃદ્ધિ પામતા અને રોગ તથા વૃદ્ધત્વના સ્થાનભૂત શરીરમાં રૂપના અભિમાનને શો અવકાશ છે? ૮૫

સદા જેનો સંસ્કાર કરવો પડે તેવા, ચામડા અને માંસથી આચ્છાદિત, અશુચિથી ભરેલા અને નિશ્ચિતપણે વિનાશ પામવાના ધર્મવાળા એવા રૂપ ઉપર મદ કરવાનું શું કારણ હોઈ શકે? ૮૬

विवेचन : કોનાં રૂપનો ગર્વ કરો છો? કોનાં રૂપ ઉપર અભિમાન કરો છો? શરીરના રૂપે તમને મદઘેલા કર્યા છે? ન થશો મદઘેલા. શરીરના રૂપ ઉપર જરાય હરખાવા જેવું નથી, તમે એ રૂપવાન શરીરની ઉત્પત્તિનો તો વિચાર કરો. એ ક્યાંથી ઉત્પન્ન થયું છે? કેવા પદાર્થોના સંયોજનથી પેદા થયું છે? વિચારો.

(૧) પિતાના શરીરમાંથી નીકળેલું વીર્ય અને માતાની યોનિનું લોહી, આ બે દ્રવ્યોના સંયોજનથી શરીર બને છે. એક બિન્દુમાંથી તેની વૃદ્ધિની શરુઆત થાય છે. કલલ, અર્બુદ.... માંસ.... લોહી આદિ પદાર્થોથી તે વધતું જાય છે. માતાના પેટમાં જ તેનો એક ચોક્કસ

આકાર ઘડાય છે. મસ્તક, ડોક, હાથ છાતી, ઉદર, પગ...વગેરે અવયવોનો આવિર્ભાવ થાય છે. માતા જે ભોજન કરે છે, એ ભોજનનો રસ ગર્ભસ્થ જીવ ગ્રહણ કરે છે, અને નવ-દસ મહિને જ્યારે એનાં અંગોપાંગ સંપૂર્ણ થાય છે, ત્યારે તે માતાના પેટમાંથી બહાર નીકળે છે. આ થઈ શરીરની ઉત્પત્તિની વાત.

(૨) આ રીતે ઉત્પન્ન થયેલું શરીર વધે છે અને ઘટે છે. શરીરમાં વધ-ઘટ ચાલુ રહે છે. પથ્ય અને પ્રિય આહાર જો પચી જાય તો શરીર વૃદ્ધિ પામે છે. અપથ્ય અને અપ્રિય અન્નપાનથી શરીર હાનિ પામે છે, ઘટે છે. નીરોગી શરીર વૃદ્ધિ પામે છે. શરીરનાં બળ અને રૂપ વધે છે. માંદગીથી શરીર ઘટે છે, બળ ઘટે છે. બિમારી મનુષ્યને નિર્બળ અને નિસ્તેજ બનાવી દે છે. એવા ભયંકર રોગોનો હુમલો થાય છે કે રૂપવાન મનુષ્ય સાવ કદરૂપો બની જાય છે. શરીરની હાનિ-વૃદ્ધિ સાથે શરીરનાં બળ અને રૂપની પણ હાનિ-વૃદ્ધિ થયા કરે છે.

(૩) શરીર ઉપર બે શત્રુઓના હુમલા તો નક્કી જ હોય છે. રોગોનો હુમલો અને વૃદ્ધાવસ્થાનો હુમલો. એમાં રોગોના હુમલા તો ગમે તે અવસ્થામાં ગમે તે સમયે અને ગમે તે સ્થળે થઈ શકે છે. જ્યારે રોગોનો હુમલો થાય છે, ત્યારે શરીર રૂપહીન બની જાય છે; જ્યારે વૃદ્ધાવસ્થાનો હુમલો થાય છે, મૃત્યુપર્યંત એ શરીરને ચૂંથે રાખે છે.

(૪) કેવું અશુચિભર્યું છે શરીર ? નવ દ્વારોમાંથી એ અશુચિ બહાર નીકળ્યા કરે અને એની સફાઈ કર્યા કરવાની. રોજ એ કાયાને સ્નાન કરાવવાનું, રોજ એની સેવા કરવાની ! આવા માનવદેહના રૂપ-રંગ ઉપર શો મોહ કરવાનો ? આત્મા એના સ્વરૂપે કેવો પરમ શુદ્ધ અને શરીર કેવું સાવ અશુદ્ધ ? આત્માનાં કેવાં અનન્ત સૌન્દર્ય અને કાયાની કેવી કદરૂપતા...કેવી અશુચિમયતા !

[ ૫ ] ચામડાથી મઢેલી કાયાની અંદર ડોકિયું કરી જુઓ. એમાં

શું શું ભરેલું છે, તે જુઓ. તમને કમકમી આવી જશે. માંસ, મજ્જા, લોહી, મળ, મૂત્ર અને હાડકાંથી ખચોખચ ભરેલી કાયા ઉપરનો તમારો મોહ ઓસરી જશે. પણ એક પદાર્થ એવો તમને નહીં દેખાય કે જેને જોઈને આનંદ થાય, ખુશી થાય. માત્ર ઉપર ગોરું–કાળું ચામડું મઢેલું છે. એ ચામડી ક્યારે સડી જાય અને એમાં કીડા પડી જાય, કંઈ નક્કી નહીં. એ ચામડીના કાળા–ગોરા રૂપ ઉપર મોહ ન પામો. પુદ્ગલનાં એ ક્ષણમાં વિણસી જાય એવાં રૂપ છે. એક કવિએ ગાયું છે:

'કોઈ ગોરા કોઈ કાલા–પીલા નયણે નિરખન કી,
વો દેખી મત રાચો પ્રાણી, રચના પુદ્ગલ કી.'

માત્ર આંખોથી જોઈને રાચવાનું....એમાંથી મળવાનું કંઈ નહીં. પુદ્ગલની રચના એટલે સંધ્યાના રંગ! સંધ્યાના રંગ જેમ બદલાતા રહે, ચામડીનાં રૂપ બદલાતાં રહે. એવાં લાલ–પીળાં રૂપ ઉપર શા રાગ કરવાના?

(૬) ભલે તમે શરીરે માલિસ કરો, ભલે વ્યાયામ કરીને સ્નાયુઓને સુદૃઢ કરો. ભલે દિવસમાં ત્રણ વાર એને નવડાવો, એના ઉપર સુગંધી દ્રવ્યોનાં વિલેપન કરો, મનપસંદ પૌષ્ટિક આહાર આપો....પરંતુ પરિણામે તો રાખનો જ ઢગલો થવાનો... અથવા કીડાઓથી ભરેલું કલેવર માત્ર રહેવાનું. તમે શાન્ત ચિત્તે, આંખો બંધ કરીને...એ પરિણામની કલ્પના કરો. તમારી કાયાને સ્મશાનમાં ચિતા ઉપર સૂતેલી જુઓ....ભડભડતી આગમાં સળગતી જુઓ....થયેલા રાખના ઢગલાને જુઓ....તમારો દેહરાગ હચમચી જશે. શરીરની વિનશ્વરતાનું યથાર્થ ભાન થશે.

કાચમાં, અરિસામાં તમારું રૂપ જોઈ જોઈને ખૂબ રાજી થયા છો ને? બીજાઓનાં મુખે તમારા રૂપની પ્રશંસા સાંભળીને ખૂબ ખુશ થયા છો ને? આ રૂપનાં દર્શનથી અને રૂપની પ્રશંસાથી તમારી

આંતરદૃષ્ટિ બિડાઈ ગઈ છે. વિચારશક્તિ ક્ષીણ થઈ ગઈ છે. તમે તમારી નજરે બીજાઓનાં અનુપમ રૂપોને પીંખાઈ જતાં નથી જોયાં? ગઈકાલે જેઓ રૂપના ગર્વથી ઉન્નત મસ્તકે ફરતા હતા, આજે એ રૂપનાં નામનિશાન જોવા નથી મળતાં! આ બધું જોઈ ને તમને કોઈ વિચાર નથી આવતો?

આવા ચામડાનાં રૂપ ઉપર કોણ અભિમાન કરે? વિચારશૂન્ય અવિવેકી મનુષ્યો જ અભિમાન કરી શકે. વિચારવંત વિવેકી મનુષ્યો તો રૂપની વિનશ્વરતા જાણીને, એ રૂપનો ધર્મમાર્ગે વિનિયોગ કરે. રૂપવાન ધર્માત્મા અનેક જીવાત્માઓને ધર્મમાર્ગે આકર્ષતો હોય છે. ન હોય એને પોતાના રૂપનું અભિમાન, કે ન હોય રૂપનું પ્રદર્શન કરવાની અભિલાષા.

 બળ મદ

बलसमुदितोऽपि यस्मान्नरः क्षणेन विबलत्वमुपयाति ।
बलहीनोऽपि च बलवान् संस्कारवशात् पुनर्भवति ॥८७॥
तस्मादनियतभावं बलस्य सम्यग्विभाव्य बुद्धिबलात् ।
मृत्युबले चाबलतां मदं न कुर्याद् बलेनापि ॥८८॥

અર્થ : બળસંપન્ન મનુષ્ય પણ ક્ષણવારમાં બળરહિત થઈ જાય છે. બળહીન પણ સંસ્કારવશ ફરીથી બળવાન બને છે. ૮૭

માટે બળના અનિયતભાવનું અને મૃત્યુના બળ આગળ નિર્બળતાનું બુદ્ધિબળથી સમ્યગ્ પર્યાલોચન કરીને, બળ હોવા છતાં મદ ન કરવો જોઈએ. ૮૮

વિવેચન : બળની અનિયતતા!

બળની નિર્બળતા!

પોતાના શારીરિક બળ ઉપર મુસ્તાક, પોતાની જાતને 'વિશ્વ-વિજયી પહેલવાન' માનનારાઓને પણ ગળિયા બળદ જેવા થઈ ને

પડેલા નથી જોયા? તેમના સુદૃઢ સ્નાયુઓને ઢીલાઢસ થઈને લબડી પડેલા નથી જોયા? શું ત્યારે તમારા મનમાં પ્રશ્ન નહોતો ઊઠ્યો કે 'આવો બળવાન માણસ સાવ નિર્બળ કેમ થઈ ગયો? એનું બળ ક્યાં ચાલ્યું ગયું?' પરંતુ તમને આવા પ્રશ્ન ઊઠતા જ નથી!

આવા નિર્બળ માણસને શું તમે મહાબલી બનેલો નથી જોયો? થોડાક મહિનાઓ પૂર્વે જેના શરીરનાં હાડકાં ગણી શકાતાં હતાં, જેના શરીરમાંથી માંસ અને લોહી ક્ષીણ થઈ ગયાં હતાં, આજે એ શરીરને લષ્ટ–પુષ્ટ જોઇને તમને કોઈ વિચાર આવે છે? 'અરે, આ શું? આનું આવું લષ્ટ–પુષ્ટ શરીર કેવી રીતે થઈ ગયું?' કદાચ આ પ્રશ્નનું સમાધાન તમારા મનમાં આ રીતે કરી લીધું હશે : 'આણે કોઈ સારા ડોકટરની દવા કરી લાગે છે. કોઈ કુશળ વૈદ્યના ઉપચાર કર્યા લાગે છે....કઈ દવા લીધી હશે એણે?' અને તમે એવી કોઈ દવા શોધી કાઢી હશે! પરંતુ તમે એમ નહીં વિચાર્યું હોય કે : 'ઓહો, બળનું કોઈ સ્થાયીત્વ છે ખરું? બળવાનને નિર્બળ બનતો જોઉં છું...નિર્બળને બળવાન થતા જોઉં છું...કોઈની પણ પાસે સતત જીવનપર્યંત બળ ટકતું નથી...હે જીવ! માટે તું તારા બળ ઉપર ગર્વ ન કરીશ, અભિમાની ન બનીશ. જ્યારે તારું બળ ચાલ્યું જશે ત્યારે દુનિયા તારા ઉપર હસશે. જેમનો તેં તિરસ્કાર કર્યો હશે, જેમની આગળ તેં તારા બળનાં પ્રદર્શન કર્યાં હશે, જે નિર્બળોને તેં પીડ્યા હશે, તે બધા લોકો તારો ઉપહાસ કરશે, કદાચ તારા મોઢા ઉપર થૂંકશે, તારી છાતી ઉપર લાતો મારશે...તું એનો પ્રતિકાર કરવા ત્યારે સમર્થ નહીં હોય.'

માની લો કે તમારી પાસે અદ્ભુત બળ છે. તમને તમારા બળ ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તમારી જાતને 'વિશ્વવિજેતા' સમજીને તમે ગરજી રહ્યા છો...અને ક્યાંક 'શેરના માથે સવાશેર' મળી ગયો અને તમને એણે પછાડી દીધા, હરાવી દીધા ત્યારે તમારું શું થશે? તમારે તમારું મોં પણ લોકોથી છુપાવવું પડશે. તમારું હૃદય ઘોર પરાજયની વેદનાથી અતિ વ્યાકુળ બની જશે.

જ્યારે રાવણ વાનરદ્વીપ ઉપર રાજા વાલી સામે ધસી ગયો હતો પોતાનું અજોડ ચન્દ્રહાસ ખડ્ગ લઈને, ત્યારે એની કેવી દુર્દશા થઈ હતી, તે તમે જાણો છો ? બાહુબલી વાલીએ ચન્દ્રહાસ ખડ્ગ સાથે રાવણને બગલમાં દબાવી જંબૂદ્વીપની આસપાસ ત્રણવાર ઘુમાવી દીધો હતો ! વાલીની બગલમાં દબાયેલા રાવણનું કલ્પનાચિત્ર તો જુઓ : એના મોઢા ઉપર કેવી કાલિમા છવાઈ ગઈ છે! ઘોર પરાજયના સંતાપથી એનું હૃદય કેવું બળી રહ્યું છે...પોતાની નિર્બળતા ઉપર કેવાં આંસુ સારી રહ્યો છે...વાલીની સામે નતમસ્તક બનીને કેવો ઊભો છે !

અને મહાબલી વાલી ? પોતાના બળનું કોઈ અભિમાન નહીં... સાવ નિરભિમાની અને સાત્ત્વિકતાની મૂર્તિ ! એ જ યુદ્ધભૂમિ ઉપર જીવનપરિવર્તન કરી દીધું. રાજા વાલી રાજર્ષિ વાલી બની ગયા. નાના ભાઈ સુગ્રીવને કહ્યું : ‘ રાવણની આજ્ઞા શિરોધાર્ય કરજે. ’ પરાજિત રાવણના બળની કેવી કદર !

ગમે તેવો બળવાન મનુષ્ય હોય, મૃત્યુની આગળ તો એ નિર્બળ જ છે. વિશ્વવિજેતા ચક્રવર્તીઓ પણ મૃત્યુની સામે પરાજિત થાય છે. મૃત્યુને એ જીતી શકતા નથી. સમુદ્રમાં પટકાઈ ગયેલા અસહાય સુભૂમ ચક્રવર્તીને કલ્પનામાં લાવીને જુઓ. ભરતક્ષેત્રના છ ખંડ જીતીને મદોન્મત્ત બનેલો એ ચક્રવર્તી જ્યારે સમુદ્રના તળિયે પહોંચ્યો હશે... મૃત્યુના જડબામાં ચવાતો હશે ત્યારે એની કેવી દયનીય સ્થિતિ થઈ હશે ?

મહાન સિકંદરના મૃત્યુ સમયના ઉદ્ગારો વાંચો. સેન્ટ હેલીના ટાપુ ઉપર કેદખાનામાં પડેલા મહાન નેપોલિયનનું વસિયતનામું વાંચો. મૃત્યુ સામેની એમની વિવશતા તમને બળનું મિથ્યાભિમાન કરતાં વિચાર કરતા કરી દેશે. તમે બોલી ઊઠશો : ‘ ના રે, મારે બળનાં

અભિમાન નથી કરવાં, ક્યારેય નથી કરવાં.' તમારી પાસે બળ છે, તો એનો સ્વ-પરની ઉન્નતિ માટે, વિકાસ માટે ઉપયોગ કરો. એ બળને, અનિયત....અનિશ્ચિત બળને શાશ્વત્ બનાવી દેવાનો પુરુષાર્થ કરો. ક્ષાયિક અનંત આત્મબળને પ્રગટ કરવાનો ભવ્ય પુરુષાર્થ કરો. શારીરિક બળનો ઉપયોગ આત્મિક શક્તિના જાગરણ માટે કરો.

શારીરિક બળનું અભિમાન તમારી પાસે અકાર્યો કરાવશે. તમે બીજા જીવોને દુઃખ દેવાના, પીડા પહોંચાડવાના, મૃત્યુના મુખમાં ધકેલવાના. આ ઘોર પાપ તમને ભીષણ સંસારમાં અનંતકાળ પીસતું રહેશે. તમે નરકની ભયંકર યાતનાઓના ભોગ બનવાના. માટે ગ્રન્થકાર કહે છે: 'બળનું અભિમાન ન કરો.' તમને સ્વસ્થ બુદ્ધિથી વિચાર કરવાની પ્રેરણા આપે છે. તમે થોડી ક્ષણ માટે સ્વસ્થ બનીને ગ્રન્થ-કારની વાત સમજવા પ્રયત્ન કરો. તમારા બળની પ્રશંસા સાંભળીને પણ ઉન્મત્ત ન બનતા. અનંત અનંત દુષ્ટ કર્મોનો સંહાર કરવા માટે તમારા બળને કામે લગાડી દો. બળનો ધર્મપુરુષાર્થમાં વિનિયોગ કરી દો. તમારું બળ અક્ષય બની જશે.



## લાભ મદ

उदयोपशमनिमित्तौ लाभालाभावनित्यकौ मत्वा ।
नालाभे वैक्लव्यं न च लाभे विस्मयः कार्यः ॥८९॥
परशक्त्यभिप्रसादात्मकेन किंचिदुपभोगयोग्येन ।
विपुलेनापि यतिवृषा लाभेन मदं न गच्छन्ति ॥९०॥

**અર્થ :** લાભાન્તરાય કર્મના ઉદયનિમિત્તક અલાભ અને લાભાન્તરાય કર્મના ક્ષયોપશમનિમિત્તક લાભ—આ રીતે લાભ અને અલાભને અનિત્ય માનીને અલાભમાં દીનતા ન કરવી અને લાભમાં ગર્વ ન કરવો. ૮૯.

**બીજાની (દાતાની) શક્તિરૂપ અને અભિપ્રસાદરૂપ કંઈક ઉપભોગ યોગ્યનો (પદાર્થોનો) ઘણો પણ લાભ થવા છતાં શ્રેષ્ઠ સાધુઓ મદ નથી કરતા. ૯૦**

વિવેચન : લાભાન્તરાય કર્મ !

પ્રાપ્તિમાં વિઘ્ન કરનારું કર્મ !

+પાંચ પ્રકારના 'અંતરાય કર્મ'નો આ એક પ્રકાર છે.

તમે ક્યારેક એવો અનુભવ કર્યો હશે કે તમારે એક વસ્તુની જરૂર હતી, તમારા કોઈ પરિચિત મનુષ્ય પાસે એ વસ્તુ હતી પણ ખરી, એ આપે એવો પણ હતો, તમે એ વસ્તુ માગી, છતાં એણે ના આપી! ત્યારે તમને લાગ્યું હશે કે 'આવા ઉદાર માણસે, એની પાસે મારી જરૂરિયાતની વસ્તુ હોવા છતાં મને કેમ ન આપી?' તમે કોઈ બીજી કલ્પનાઓ પણ એ માણસ માટે કરી હશે. એના પ્રત્યે અણગમો પણ થયો હશે! એની કદાચ નિંદા પણ કરી હશે! ના, એમાં એ ગૃહસ્થનો દોષ નથી. જો તમે 'કર્મ–તત્ત્વજ્ઞાન' પામેલા છો તો તમે સાચું સમાધાન કરી શકશો. 'મારા લાભાન્તરાય કર્મનો અત્યારે ઉદય હોવો જોઈએ, માટે એણે મને મારે જોઈતી વસ્તુ ન આપી, મારા લાભાન્તરાય કર્મે એને દાન દેતાં રોકી દીધો! મારું આ કર્મ ઉદયમાં આવે એટલે દાનેશ્વરીના હૃદયમાં મને દાન આપવાનો ભાવ જાગવા ન દે. જે માણસને આ લાભાન્તરાય કર્મનો ઉદય ન હોય તે માગવા જાય તો તરત જ એને પ્રાપ્તિ થઈ જાય! મને ન આપનાર દાતા, એને આપી દે!'

એટલું જ નહીં, દાન આપવાનું મન પણ ત્યારે થાય કે 'દાનાન્તરાય' કર્મનો ક્ષયોપશમ હોય. દાતાનું ચિત્ત પ્રસન્ન હોય, તમારો લાભાન્તરાય કર્મનો ક્ષયોપશમ હોય અને દાતાનો દાનાન્તરાય કર્મનો ક્ષયોપશમ હોય, બંનેનો સુમેળ થાય ત્યારે તમને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય. તમારો લાભાન્તરાય કર્મનો ઉદય હોય અને દાતાનો દાનાન્તરાય કર્મનો ક્ષયોપશમ પણ હોય, છતાં તમને પ્રાપ્તિ ન થાય! એવા દાતા

---

+ જુઓ પરિશિષ્ટ

પાસેથી એને જ લાભ થાય કે જેનો લાભાન્તરાય કર્મનો ક્ષયોપશમ હોય! એવી રીતે, તમારો લાભાન્તરાય કર્મનો ક્ષયોપશમ હોય પરંતુ દાતાનો દાનાન્તરાય કર્મનો ઉદય હોય તો તમને એની પાસેથી પ્રાપ્તિ નહીં થાય. તાત્પર્ય એ છે કે પ્રિય પદાર્થોની પ્રાપ્તિ–અપ્રાપ્તિમાં 'લાભાન્તરાય કર્મ' અને 'દાનાન્તરાય કર્મ' નિર્ણાયક બનતું હોય છે.

કહો, આ તત્ત્વજ્ઞાન પામ્યા પછી અપ્રાપ્તિમાં દીનતા થાય ખરી? પ્રાપ્તિમાં અભિમાન થાય ખરું? સાચો કાર્યકારણ ભાવ જાણ્યા પછી હર્ષ–શોકના દ્વન્દ્વ શમી જાય છે, રતિ–અરતિના ઉછાળા શમી જાય છે, ખિન્નતા અને ઉન્મત્તતા દૂર થઈ જાય છે.

તમને જે જોઈએ છે તે મળી જાય છે, તો તમે સમજો કે તમારો લાભાન્તરાય કર્મનો ક્ષયોપશમ છે અને જેના પાસેથી મળે છે તેનો દાનાન્તરાય કર્મનો ક્ષયોપશમ છે. પરંતુ એ ન ભૂલશો કે તમારો લાભાન્તરાય કર્મનો ક્ષયોપશમ કાયમ નહીં રહે! આ ક્ષયોપશમ અનિશ્ચિત હોય છે. જો તમે પ્રાપ્તિવેળાએ અભિમાન કર્યું તો જ્યારે પ્રાપ્તિ નહીં થાય ત્યારે કલ્પાંત થશે!

કોઈની શક્તિથી, કોઈની મહેરબાનીથી મળતા ભોગ–ઉપભોગના પદાર્થો ઉપર ગર્વ કરાય ખરા? જો તમે તત્ત્વજ્ઞાની છો, સમજદાર છો, તો તો ગર્વ કરવાનો ત્યજી દો. ક્યારેક ભોગ–ઉપભોગના પદાર્થો ન મળ્યા, ભલે ન મળ્યા, તમે બેચેન ન બનો, વિહ્વળ ન બનો, રુદન ન કરો.

ક્યારેક એવું પણ બને કે તમારો લાભાન્તરાય કર્મનો ક્ષયોપશમ હોય, દાતાનો દાનાન્તરાય કર્મનો ક્ષયોપશમ હોય; છતાં જો દાતાનું ચિત્ત પ્રસન્ન ન હોય તો પણ તમને પ્રિય પદાર્થોની પ્રાપ્તિ ન થાય. દાતાની મહેરબાની ઉપર પ્રાપ્તિનો આધાર રહે. જો તમે સાધુ છો, શ્રમણ છો, મોક્ષમાર્ગના આરાધક છો તો તમારે અપ્રાપ્તિમાં ખેદ ન કરવો જોઈએ. તમારે તો વિચારવાનું કે 'ચાલો, સારું

થયું...જોઈતી વસ્તુ ન મળી તો 'ઇચ્છાનિગ્રહ' રૂપ તપશ્ચર્યા થઈ. મારે તો ઇચ્છાઓથી મુક્ત થવાનું છે, ઇચ્છાઓને પૂર્ણ કરવાનું મારું જીવન નથી,' જો આવું તત્ત્વચિંતન કરશો તો તમારું મન સ્વસ્થ રહેશે અને સાધકજીવનનો આનંદ અનુભવશો. તમને ખેદ, ગ્લાનિ કે સંતાપ નહીં થાય.

એવી રીતે, તમારા લાભાન્તરાય કર્મના ક્ષયોપશમથી, દાતાના દાનાન્તરાય કર્મના ક્ષયોપશમથી અને એના ચિત્તની પ્રસન્નતાથી તમને જોઈતું મળી ગયું, તો એનો ગર્વ ન કરશો. કારણ કે આ ત્રણે વાતોનો સુમેળ કાયમ રહેતો નથી. જ્યારે આ ત્રણ વાતોનો સુમેળ ન રહ્યો અને તમને જોઈતી વસ્તુ નહીં મળે, ત્યારે તમને દુઃખ થશે, દાતાઓ ઉપર રોષ થશે.

ઇચ્છિત પદાર્થોની પ્રાપ્તિમાં મદ નહીં અને ઇચ્છિત પદાર્થોની અપ્રાપ્તિમાં ખેદ નહીં, આવું સમતાસભર મન મોક્ષમાર્ગની આરાધનામાં ઉપયોગી બને છે. આવું મન મનુષ્યને નિર્વિકાર આનંદની અનુભૂતિ કરાવે છે. પરપદાર્થો, પરપુદ્ગલોની પ્રાપ્તિ–અપ્રાપ્તિના કોઈ હર્ષ–ઉદ્વેગ નહીં ! મહાન સાધક પુરુષો માટે આવી આત્મસ્થિતિ સહજ હોય છે. જ્યારે સાધનાના માર્ગે ચઢનારાઓ માટે આવી આત્મ-સ્થિતિ આંતર પુરુષાર્થથી સાધ્ય બને છે. જોઈએ એવી આત્મસ્થિતિ પ્રાપ્ત કરવાનું ધ્યેય. ગૃહસ્થજીવનમાં પણ જાગ્રત મનુષ્ય, તત્ત્વજ્ઞાની પુરુષ આ ધ્યેય સામે રાખીને ધર્મઆરાધના કરે તો એવી સમતા-પૂર્ણ આત્મસ્થિતિ પ્રાપ્ત કરી શકે, સાધુના માટે તો એવી આત્મસ્થિતિ પ્રાપ્ત કરવી ઘણી સરળ ! એને એ પુરુષાર્થ માટે અનુ-કૂળ વાતાવરણ મળેલું હોય છે, અનુકૂળ સંયોગો મળેલા હોય છે.



### બુદ્ધિમદ

ग्रहणोद्ग्राहणनवकृतिविचारणार्थावधारणाद्येषु ।
बुद्ध्यङ्गविधिविकल्पेष्वनन्तपर्यायवृद्धेषु ॥९१॥

पूर्वपुरुषसिंहानां विज्ञानातिशयसागरानन्त्यम् ।
श्रुत्वा सांप्रतपुरुषाः कथं स्वबुद्ध्या मदं यान्ति ? ॥९२॥

અર્થ : ગ્રહણ (નવા સૂત્રાર્થ ગ્રહણ કરવા સમર્થ)ઉદ્ગ્રાહણ, (બીજાને સૂત્રાર્થ આપવામાં સમર્થ), નવકૃતિ (અભિનવ શાસ્ત્રરચના કરવા સમર્થ ), વિચારણા (સૂક્ષ્મ પદાર્થો આત્મા, કર્મ આદિમાં યુક્તિપૂર્વક જિજ્ઞાસા), અર્થાવધારણ (આચાર્યાદિના મુખેથી નીકળતા શબ્દાર્થને એક જ વારમાં ગ્રહણ કરવા સમર્થ ) આદિ (ધારણા) હોયે છતે, અને બુદ્ધિનાં અંગોના ( શુશ્રૂષા, પ્રતિપ્રશ્ન, ગ્રહણ આદિ) વિધાનના જે વિકલ્પો, કે જે વિકલ્પો અનન્ત પર્યાયોથી વૃદ્ધ (ક્ષયોપશમજનિત વિશિષ્ટ બુદ્ધિપ્રકારો) છે તે હોયે છતે. ૯૧

પૂર્વકાળના પુરુષસિંહોના ( ગણધર, ચૌદ પૂર્વધર વગેરેના) વિજ્ઞાનના પ્રકર્ષરૂપ સાગરનું અનન્તપણું જાણીને, વર્તમાનકાલીન ( પાંચમા આરાના) પુરુષો કેવી રીતે પોતાની બુદ્ધિથી મદ કરે ? ૯૨.

विवेचन : જો તમને તમારી બુદ્ધિની ખુમારી હોય, થોડા મૂર્ખ માણસોની વચ્ચે તમે 'બુદ્ધિમાન' તરીકે પૂજાતા હો અને એ વાતનો જો તમને ગર્વ હોય તો તમે મને નીચેના પ્રશ્નોના જવાબ આપશો. વિચારીને જવાબ આપજો !

(૧) કોઈપણ પુસ્તકની સહાય વિના, સંસ્કૃત કે પ્રાકૃત ... કોઈ પણ ભાષાના સૂત્રપાઠને સાંભળીને તમે યાદ રાખી શકો છો ? કોઈપણ શાસ્ત્રપાઠના અર્થો શ્રવણ કરીને તમે યાદ રાખી શકો છો ? તમારી સ્મરણશક્તિનું તમે માપ કાઢ્યું છે ખરું ? દિવસ–રાતમાં કેટલા કલાક તમે સૂત્રપાઠ અને અર્થગ્રહણ કરી શકો છો ?

(૨) તમે જે સૂત્ર યાદ કર્યાં હોય, તે સૂત્ર તમે બીજાને ભણાવી શકો છો ? જે અર્થ તમે જાણો છો એ અર્થજ્ઞાન તમે બીજાઓને આપી શકો ? બીજાની બુદ્ધિમાં ઉતારી શકો છો ? બીજાને અર્થબોધ

કરાવી શકો છો ? ભણવું જુદું છે, ભણાવવું જુદું છે. ભણાવવા માટે વિશિષ્ટ બુદ્ધિ જોઈએ; તેવી બુદ્ધિ છે તમારી ?

(૩) શું તમે કોઈ નવી ગ્રન્થરચના કરી શકો છો ? કોઇ ભાવ-ગંભીર કાવ્યરચના કરી શકો છો ? કોઈ '**નૈષધીય મહાકાવ્ય**' કે '**હીર સૌભાગ્ય મહાકાવ્ય**' જેવી અદ્‌ભુત કાવ્યરચના કરી છે ? કોઈ '**પ્રશમ-રતિ**' કે '**યોગશાસ્ત્ર**' જેવા આધ્યાત્મક અને તાત્ત્વિક ગ્રન્થોની રચના કરી શકો ખરા ? અરે, '**ઉપમિતિ**' જેવો કથાગ્રન્થ પણ રચી શકવાની બુદ્ધિ છે ?

(૪) આત્મતત્ત્વનું દ્રવ્ય, ગુણ અને પર્યાયથી ક્યારેય ચિંતન કર્યું છે ? આત્માની સ્વભાવદશા અને વિભાવદશાનું મનન કર્યું છે ક્યારેય ? ઉત્પત્તિ, સ્થિતિ અને લયના સિદ્ધાંતથી આત્મતત્ત્વનું પરિ-શીલન કર્યું છે તમારી બુદ્ધિએ ? કર્મોના બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનું ચિંતન કર્યું છે ખરું ? બદ્ધ, સ્પૃષ્ટ, નિધત્ત અને નિકાચિત કર્મબંધ અંગે ઊંડાણમાં જઇને અવગાહન કર્યું છે ખરું ? આશ્રવ, સંવર અને બંધ–મોક્ષ અંગે કલાકોના કલાકો સુધી ધારાપ્રવાહી અનુ-પ્રેક્ષા કરી છે તમારી બુદ્ધિથી ? તમારી જાતને બુદ્ધિમાન સમજો છો ને ? તો બુદ્ધિ આ સૂક્ષ્મ વિષયોમાં પ્રવેશી છે ખરી ?

(૫) જેમની પાસે તમે અધ્યયન કરતા હો, એ તમને એક વિષય એક વાર સમજાવે અને તમે સમજી જાઓ, એવી બુદ્ધિ છે ખરી ? બે–ત્રણ વાર તમને એ વિષય ન સમજાવવો પડે ને ? ભલે એ વિષય ગણિતનો હોય, આચારમાર્ગનો હોય કે દ્રવ્યાનુયોગનો હોય; તમે એક જ વાર સમજાવવાથી સમજી જાઓ ને ?

(૬) જે કંઈ તમે ભણતા હો, એની ધારણા બરાબર થઈ જાય ને ? ભૂલી નથી જતા ને ? સ્મૃતિના ભંડારમાં ભરેલું ઢળી નથી જતું ને ? સ્મૃતિ પણ બુદ્ધિનો જ એક પ્રકાર છે. તમારી સ્મૃતિનો વિચાર કરો. છે અભિમાન કરી શકાય એવી સ્મૃતિ ?

મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી પ્રગટતા મતિજ્ઞાનના સ્વરૂપને તમે જાણો છો ? મતિજ્ઞાનની વિરાટ વિષયભૂમિને જાણો છો ? મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના વિષય છે સર્વ દ્રવ્યો ! અનંત દ્રવ્યો ! જેટલાં દ્રવ્યો તેટલા મતિજ્ઞાનના વિકલ્પો ! મતિજ્ઞાન એટલે બુદ્ધિ ! મતિજ્ઞાન એટલે પ્રજ્ઞા ! બુદ્ધિના અનંત વિકલ્પો છે ! કહો એમાંના કેટલા વિકલ્પો છે તમારી બુદ્ધિના ? કેટલા દ્રવ્યોને જાણે છે તમારી બુદ્ધિ ?

બીજી વાત : એક સાથે અનેક માણસો જુદા જુદા શબ્દો બોલે, તમે એ હરેકના શબ્દો સાંભળીને એ જ રીતે જુદા જુદા શબ્દો યાદ રાખી શકો ? છે આવી ગ્રહણશક્તિ ? એક સાથે એક પછી એક સો શબ્દ તમને સંભળાવવામાં આવે, તમે એ જ ક્રમથી યાદ રાખી શકશો એ સો શબ્દો ?

મતિજ્ઞાનના, બુદ્ધિના આઠ પ્રકાર તમે જાણો છો ને ? શુશ્રૂષા + વગેરે. તમને ખબર છે એના અવાંતર કેટલા પ્રકાર છે ? અનંત ! એ નહીં સહી, તમારી પાસે ઔત્પાતિકી બુદ્ધિ છે ખરી ? જે અભયકુમાર પાસે હતી, તેવી ? પ્રશ્નની સાથે જ સચોટ જવાબ આપવાની બુદ્ધિ છે ? તો પછી અભિમાન કોના પર કરવાનું ? હા, આવી બધી વિશિષ્ટ બુદ્ધિ હોય અને અભિમાન કરતા હો તો હજુ પણ શોભે ! જો આવી વિશિષ્ટ બુદ્ધિ નથી અને ગર્વ કરો છો તો તમે જરાય શોભતા નથી.

શું તમે વ્યવસ્થિત તર્ક પણ કરી શકો છો ખરા ? તર્કની સામે પ્રતિતર્ક ક્યાં સુધી કરી શકો ? દલીલની સામે દલીલ ક્યાં સુધી કરી શકો ? તમારા તર્કને, દલીલને બીજાઓ તોડી ન શકે એવા તર્ક, એવી દલીલો તમે કરી શકો છો ખરા ? માત્ર પથરા ફેંકવા એ દલીલ નથી, એ તર્ક નથી. 'તર્ક'નું પણ શાસ્ત્ર છે ! બંધારણ છે ! જાણો છો એ શાસ્ત્રને ? જો નથી જાણતા તો અભિમાન કરવાનું ત્યજી દો.

+ જુઓ પરિશિષ્ટ.

બુદ્ધિમંદતાનો સ્વીકાર કરી લો. એમાં તમે હલકા નહીં લાગો, મૂર્ખ નહીં ગણાઓ.

તમે તમારા કરતાં ઓછી બુદ્ધિવાળા મનુષ્યોને જોઈને તમારી જાત માટે કલ્પના બાંધી લીધી કે 'હું બુદ્ધિશાળી! મારા જેવો કોઈ બુદ્ધિશાળી નહીં!' બરાબરને? પરંતુ જરા ભૂતકાળ તરફ દૃષ્ટિ કરો. ભૂતકાળમાં થઈ ગયેલા અદ્દ્ભુત બુદ્ધિ ધરાવનારા મહાપુરુષો સાથે તમારી તુલના કરો. તમને તમારી જાત સાવ વામણી લાગશે, બુદ્ધિહીન લાગશે.

ભગવાન મહાવીર સ્વામીના એ સૌથી નાનકડા ગણધર પ્રભાસને જુઓ. સોળ વર્ષની વયે એમણે 'દ્વાદશાંગી'ની રચના કરી દીધી હતી! માત્ર ત્રિપદીના આધારે દ્વાદશાંગીની રચના! 'उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा' આ ત્રણ પદો ભગવંતે આપ્યા અને એના આધારે અનન્ત સાગરસમી દ્વાદશાંગીની રચના કરી! એ ચૌદ પૂર્વધરોની સામે જુઓ. એ અગિયાર અંગનું જ્ઞાન ધરાવનારા શ્રુતધર મહાપુરુષોને જુઓ. અત્યંત સૂક્ષ્મ પ્રજ્ઞાને ધારણ કરનારા એ સિંહ જેવા પરાક્રમી પુરુષોનો વિચાર કરો. ક્રોધાદિ કષાયોના વિજેતા અને ઇન્દ્રિયોના ઉન્માદને શમાવનારા એ સાચા પરાક્રમી સિંહ છે. ગમે તેવા આંતર–બાહ્ય ઉપદ્રવોને સમતાપૂર્વક વીરતાથી સહનારા એ પ્રજ્ઞાવંત પુરુષોના વિચાર કરશો તો તમારું અભિમાન ઓગળી જશે. તમને લાગશે કે 'હું કંઈ નથી.'

સર્વશાસ્ત્રોને, સર્વ ગ્રન્થોને સૂક્ષ્મતાથી અવગાહનારી બુદ્ધિની સામે તમારી બુદ્ધિને મૂકીને બંનેની તુલના કરો. જે મહાપુરુષો પાસે વૈક્રિય લબ્ધિ, આકાશગામિની લબ્ધિ અને તેજોલેશ્યા જેવી શક્તિઓ હતી, તેમની સામે ઊભા રહીને તમારી જાતને જુઓ. એ લબ્ધિઓ-માંથી એકાદ લબ્ધિની પણ તમે તુલના કરી શકો એમ છો ખરા? અનન્ત વિજ્ઞાનસાગરની તુલના કરવા કરતાં એ મહાસાગરના કિનારે બેસીને થોડું આચમન કરો તો પણ ન્યાલ થઈ જશો, બુદ્ધિનો

અહંકાર ત્યજીને, વિનયી અને વિનમ્ર બનીને તમારી બુદ્ધિને એ શ્રુત-સાગરમાં ઝબોળો.

એ ગણધરો કે ચૌદ પૂર્વધરોની વાત છોડો. એમના પછી થઈ ગયેલા મહાન શ્રુતધર આચાર્યો: સિદ્ધસેન દિવાકર, વાદિદેવસૂરિ, મલ્લવાદી, હરિભદ્રસૂરિ, હેમચન્દ્રસૂરિ અને ઉપાધ્યાય યશોવિજયજી જેવાના ગ્રન્થોને યથાર્થ રીતે સમજવાની પણ તમારી બુદ્ધિ છે? એ ગ્રન્થોને સમજવાની પણ બુદ્ધિ નથી તો પછી એવા ગ્રન્થોની રચના કરવાની તો વાત જ ક્યાં કરવી!

એ ધર્મગ્રન્થોની વાત છોડો. વર્તમાનકાલીન વિજ્ઞાનના ગ્રન્થોને સમજવાની બુદ્ધિ છે? આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદના સિદ્ધાન્તને સમજવાની બુદ્ધિ છે? પરમાણુવાદના સૂક્ષ્મ નિયમોને સમજવાની બુદ્ધિ છે? વિજ્ઞાનની અનેક શાખાઓના અનેક ગહન—ગંભીર ગ્રન્થોને એના સાચા અર્થમાં સમજવાની પણ બુદ્ધિ નથી; તો પછી બુદ્ધિનું અભિમાન કરાય ખરું? જો તમે તમારા કરતાં વધુ બુદ્ધિશાળી મહાપુરુષોને આંખ સામે રાખશો તો તમે અભિમાની નહીં બનો. ભલે તમારી આસપાસ એવા પ્રકૃષ્ટ બુદ્ધિવાળા માણસો ન હોય, અલ્પબુદ્ધિવાળા માણસો હોય, પરંતુ તમે ક્યારેય ભૂલા ન પડશો. તમારી બુદ્ધિની પ્રશંસા સાંભળીને પણ અભિમાની ન બનશો. તમારી પ્રશંસા કરનારને કહેજો 'ભાઈ, મારી બુદ્ધિ તો કંઈ નથી. અદ્ભુત બુદ્ધિવૈભવને ધરાવનારા માણસો આગળ મારો કોઈ ક્લાસ નથી.' આ નમ્રતાથી તમે પણ એવો અદ્ભુત બુદ્ધિવૈભવ મેળવશો!



## લોકપ્રિયતા મદ

द्रमकैरिव चाटुकर्मकमुपकारनिमित्तकं परजनस्य ।
कृत्वा यद्वाल्लभ्यकमवाप्यते को मदस्तेन ? ॥९३॥

**गर्वं परप्रसादात्मकेन वाल्लभ्यकेन यः कुर्यात् ।**
**तद्वाल्लभ्यकविगमे शोकसमुदयः परामृशति ॥९४॥**

**અર્થ :** ભિખારીઓની જેમ, ઉપકારનિમિત્તક બીજા માણસનું ચાટુ કર્મ (પ્રિય ભાષણ) કરીને લોકપ્રિયતા મળે છે. તેનાથી શો મદ કરવો? ૯૩

**બીજાની કૃપારૂપ લોકપ્રિયતાથી જે અભિમાન કરે છે, લોકવલ્લભતા ચાલી જતાં તેને શોકસમુદાય ભેટે છે. ૯૪**

**વિવેચન :** તમે તમારા મહોલ્લામાં આજીજીભર્યા સ્વરે ભિક્ષાની યાચના કરતા ભિખારીને જોયો છે? ઘરે ઘરે લોકોની સ્તુતિ-પ્રશંસા કરતા અને ભીખ માંગતા માણસને ક્યારેય જોયો છે? એ આજીજીભર્યો સ્વર, એ સ્તુતિ-પ્રશંસા વગેરે સાંભળીને દાતાઓને દયા આવી જાય છે અને એ ભિખારીને ભિક્ષા આપી દે છે! કેટલાંક ગામોમાં એવા ભિખારીઓને નિયમિત ભિક્ષા મળી જાય છે કે જેઓને લોકોની સારી ખુશામત કરતાં આવડે છે, લોકોની સાચી કે ખોટી પ્રશંસા કરતાં આવડે છે.

તમે લોકપ્રિય છો, લોકલાડીલા છો, માટે અભિમાન કરો છો? એ લોકપ્રિયતા મેળવવા તમે શું શું કર્યું છે, તે હવે છૂપું નથી. એ લોકપ્રિયતા ટકાવવા તમારે કેવી કેવી ચમચાગીરી કરવી પડે છે તે હવે જાહેર થઈ ગયું છે. તમારે લોકો પાસેથી કંઈક મેળવવું છે અથવા મેળવેલું છે, એટલે એ લોકોના ચમચા બનવું પડે છે; અને એમની ગુણસ્તુતિ કરો છો, જાહેર પ્રશંસા કરો છો. પછી તમે લોકોને વહાલા લાગો, એમાં આશ્ચર્ય શું! લોકોની ખુશામત કરીને મેળવેલી લોકપ્રિયતા ઉપર તમે ગર્વ કરો છો?

તમારી એ માન્યતા છે કે "આ લોકો મારી સેવા કરે છે. અથવા મારાં કામ કરે છે માટે મારે તેમની પ્રશંસા કરવી જોઈએ.

અથવા આ લોકોની જો હું પ્રશંસા કરીશ તો એ લોકો મારાં કામ કરશે....' આ માન્યતાથી પ્રેરાઈને તમે ગમે તેવા લોકોની ભાટાઈ કરવા લાગી ગયા...અને એ રીતે સસ્તી લોકપ્રિયતા મેળવી, એના ઉપર આપવડાઈ કરવા લાગ્યા...ખેર, તમને ગમે તે ખરું, પરંતુ આનું પરિણામ સારું નહીં આવે. બીજાઓની મહેરબાની ઉપર ગર્વિત બનીને જીવવાની રીત સારી નથી. ઠીક છે, તમે લોકોની ખુશામત કરો છો એટલે લોકો તમારી પ્રશંસા કરે છે અને તમને જે જોઈએ તે આપે છે; પરંતુ જ્યારે લોકોની દૃષ્ટિમાં તમે 'ખુશામતખોર' લાગશો ત્યારે એ જ લોકો તમારી નિંદા કરશે, તમારો તિરસ્કાર કરશે. તમારી મિથ્યા પ્રશંસા નહીં સાંભળે. તમને કહેશે : 'બસ, શબ્દજાળમાં હવે ન ફસાવો. અમે તમને ઓળખી ગયા છીએ,' તમારી વાહવાહ કરનારાઓ તમારો અવર્ણવાદ કરશે. તમારી પ્રશસ્તિઓ કરનારા તમારી નિન્દાઓ કરશે...એ સાંભળીને શું તમે સ્વસ્થ રહી શકશો ? સ્થિરચિત્ત રહી શકશો ?

તમે લોકપ્રિય બનો, લોકોનો તમારા પ્રત્યે ખૂબ સ્નેહ અને સદ્ભાવ હોય, એનું અમને દુઃખ નથી. એથી તો અમે રાજી થઈએ છીએ. કારણ કે 'લોકપ્રિયતા' એ તો ધર્મના અધિકારી બનવાના એકવીસ ગુણોમાંનો એક ગુણ છે. ઉત્તમ ગુણ છે. પરંતુ એ લોકપ્રિયતા જુદી છે ! લોકોની ચાપલુસી કરી કરીને મેળવેલી લોકપ્રિયતા નહીં, પરન્તુ પરમાર્થ અને પરોપકારનાં ઉત્તમ કાર્યો કરવાથી સહજ રીતે મળતી લોકપ્રિયતા જોઈએ. લોકપ્રિયતા મેળવવા માટે પરમાર્થ–પરોપકારનાં કામ નથી કરવાનાં, પરંતુ "પરમાર્થ–પરોપકાર કરવા, તે મારું કર્તવ્ય છે. પરમાત્માની આજ્ઞા છે....પુણ્યાનુબંધી પુણ્ય બાંધવાનો પવિત્ર હેતુ છે.' એવી દિવ્યદૃષ્ટિથી પરમાર્થ–પરોપકાર કરે ! લોકોનો આવા મહાપુરુષ પ્રત્યે સ્વાભાવિક જ સ્નેહ થવાનો. લોકો એની પ્રશંસા કરવાના. એ મહાપુરુષ ક્યારેય લોકોની ચાપલુસી નહીં કરે. લોકોની મિથ્યા પ્રશંસાઓ નહીં કરે. જરૂર લાગતાં એ લોકોની ભૂલો બતાવશે

અને તીખી વાણીના ચાબખા પણ મારશે. છતાં લોકો એના ઉપર રોષે નહીં ભરાય.

લોકપ્રિય ધર્માત્મા તો અનેક મનુષ્યોને ધર્મઆરાધનામાં જોડી શકે છે. એ પોતાની લોકપ્રિયતાનો ઉપયોગ પોતાના સ્વાર્થ સાધવામાં નથી કરતો, પરંતુ જીવોને ધર્મ પમાડવામાં કરે છે, 'લોકોની ચાપલુસી કરવાથી લોકપ્રિય બની શકાય છે.' આ મિથ્યા માન્યતામાં ભરમાયેલો મનુષ્ય લોકપ્રિયતાનો ઉપયોગ પોતાની સ્વાર્થસાધનામાં કરતો હોય છે. જીવો ધર્મ પામે કે ન પામે, એની સાથે એને કોઈ નિસ્બત નથી હોતી.

લોકો પ્રશંસા કરે કે નિન્દા કરે, ગુણાનુવાદ કરે, એની સાથે જેઓને કોઇ નિસ્બત નથી તેવા મહાપુરુષો કરુણાસભર હૃદયે પરમાર્થ અને પરોપકારનાં કાર્યો કરે જતા હોય છે અને દુનિયા એવા મહાપુરુષોનાં ગીત ગાતી રહેતી હોય છે. એ મહાપુરુષોને એ ગીતો સાંભળવાની કોઈ તાલાવેલી હોતી નથી. ક્યારેક નિન્દા પણ સાંભળવામાં આવે ત્યારે એમને કોઈ રોષ–રીસ થતી નથી. નિન્દા–પ્રશંસામાં સમભાવે રહી તેઓ કર્તવ્યની કેડીએ ચાલતા રહે છે. પરહિત–પર કલ્યાણની પવિત્ર ભાવનાથી ભરેલા હૈયે તેઓ નિરંતર સત્પ્રવૃત્તિ કરતા રહે છે. આવા ઉત્તમ પુરુષો જ સાચા લોકપ્રિય બને છે અને એમની લોકપ્રિયતા અનેક જીવાત્માઓને ધર્મ–પ્રાપ્તિમાં નિમિત્ત બને છે. મનુષ્યો આવા સત્પુરુષની વાત માનતા હોય છે, પ્રેરણા ઝીલતા હોય છે, કારણ કે મનુષ્યમનનો આ સ્વભાવ છે કે 'એ જેને ચાહે છે એની વાત પ્રાયઃ એ માની લે છે, એના વચનને સ્વીકારે છે અને એની પ્રેરણા મુજબ પુરુષાર્થ કરે છે.

આવા મહાપુરુષોને ક્યારેય દીનતા કે વિવશતાની ક્ષણ નથી આવતી. ક્યારેય પસ્તાવાનો દિવસ નથી આવતો. ક્યારેય કરેલાં સત્કાર્યો પાછળ મન બાળવાનો અવસર નથી આવતો. 'લોકપ્રિયતા' અંગે તેઓની સ્પષ્ટ સમજણ હોય છે કે : 'યશઃનામકર્મથી યશ મળે છે, અપયશનામકર્મથી અપયશ મળે છે."

माषतुषोपाख्यानं श्रुतपर्यायप्ररुपणां चैव ।
श्रुत्वातिविस्मयकरं च विकरणं स्थूलभद्रमुनेः ॥९५॥

संपर्कोद्यमसुलभं चरणकरणसाधकं श्रुतज्ञानम् ।
लब्ध्वा सर्वमदहरं तेनैव मदः कथं कार्यः ? ॥९६॥

અર્થ : માષતુષ મુનિનું કથાનક (સાંભળીને) તથા એક આગમના ભેદોની પ્રરુપણા સાંભળીને, અતિ વિસ્મયને કરનાર સ્થુલ-ભદ્ર મુનિનું વિકરણ (વૈક્રિય સિંહરૂપનું નિર્માણ અને શ્રુત સંપ્રદાય વિચ્છેદ) સાંભળીને. ૯૫

સંપર્ક (બહુશ્રુત આચાર્યાદિ સાથે) અને ઉદ્યમથી સુલભ, ચરણકરણનું સાધક શ્રુતજ્ઞાન કે જે જાત્યાદિ સર્વે મદોને હરનારું છે, તેને મેળવીને તેનાથી જ મદ કેમ કરાય ? ૯૬

વિવેચન : માષતુષ મુનિરાજ !

ગુરુદેવે તમને માત્ર બે પદ યાદ કરવા આપ્યાં. 'मा रुष मा तुष' 'દ્વેષ ન કર, રાગ ન કર.' તમે આ બે પદ પણ સાંગોપાંગ યાદ નથી કરી શકતા ! તમારી સ્મરણશક્તિ એટલી બધી ઓછી છે. 'મા રુષ મા તુષ' ના બદલે 'માષતુષ'...માષતુષ' રટવા માંડયા. ગુરુદેવ તમારી ભૂલ સુધારે છે. 'માષતુષ' નહીં', 'मा रुष मा तुष' એમ બોલો.' તમે બે હાથ જોડી, મસ્તક નમાવી કહો છો 'मिच्छामि दुक्कड' ' અને मा रुष मा तुष બોલો છો, ગુરુદેવ ભૂલ સુધારે છે, પરંતુ વળી ભૂલ થઈ જાય છે. 'માષતુષ....માષતુષ બોલવા લાગો છો. ગુરુદેવ ભૂલ સુધારે છે...તમે 'मिच्छामि दुक्कड" દો છો...પરંતુ પાછી ભૂલ કરી બેસો છો.

ગુરુદેવ કંટાળ્યા વિના ભૂલ સુધારતા રહે છે, તમે જરાય રીસ કર્યા વિના એનો સ્વીકાર કરો છો અને 'मा रुष मा तुष' યાદ કરવા પુરુષાર્થ કરો છો. પરંતુ તમે યાદ નથી કરી શકતા...દિવસો, મહિનાઓ

અને વર્ષો વીતે છે ! ભલે તમને 'મા રુષ મા તુષ' શબ્દો યાદ નથી રહેતા પરંતુ એ શબ્દોમાં જે ઉપદેશ–સાર ભરેલો છે, તે તમને યાદ થઈ જાય છે....એ ઉપદેશ તમારા આત્મામાં પ્રસરી જાય છે. તમારું મન રાગ–દ્વેષથી મુક્ત બનતું જાય છે. તમે અપૂર્વ સમતાયોગમાં સ્થિર થાઓ છો....અને એક ધન્ય દિવસે તમે રાગ દ્વેષનાં સર્વ બંધનો તોડી વીતરાગ સર્વજ્ઞ બની જાઓ છો. અનંત જ્ઞાન પ્રગટી જાય છે આપને.

હે મુનિ ભગવંત ! આપને બે પદ પણ યાદ ન રહ્યાં, છતાં આપને કેવળજ્ઞાન મળી ગયું, જ્યારે મને હજારો પદ કંઠસ્થ હોવા છતાં....કેવળજ્ઞાન મારાથી કરોડો યોજન દૂર લાગે છે ! મારા શ્રુતજ્ઞાન ઉપર મારો ગર્વ મિથ્યા છે. જે શ્રુતજ્ઞાન આત્માને સર્વજ્ઞતા અને વીતરાગતા તરફ ન લઈ જાય તેવા શ્રુતજ્ઞાન ઉપર અભિમાન શું કરવું ?

વળી, શ્રુતજ્ઞાન પણ મારી પાસે કેટલું અલ્પ છે ! એક આગમ-ગ્રન્થના એક સૂત્રના કેટલા અર્થ થાય છે ! મને શું એ બધા અર્થોનું જ્ઞાન છે ? ના રે ના, એક સૂત્રનો એક અર્થ પણ પૂરો આવડતો નથી.... તેવા અતિ અલ્પ શ્રુતજ્ઞાન ઉપર શાનો ગર્વ કરવાનો ? મહાન શ્રુતધર પુરુષોએ એક સૂત્રના સો–સો અર્થ....હજાર....હજાર અર્થ કરેલા છે.... એવા અર્થ કરવાનું તો મારું ગજું જ નથી, એ અર્થોને સમજવાની પણ મારી ક્ષમતા નથી. પછી શાને અભિમાન કરવું ?

જ્યારે પ્રાતઃસ્મરણીય શ્રી સ્થુલભદ્ર મહામુનિ જેવા અગાધજ્ઞાની મહર્ષિ સામે જોઉં છું, ત્યારે તો શ્રુતજ્ઞાનનો ક્યારેય મદ ન કરવાની મન પ્રતિજ્ઞા કરી લે છે.

જ્યારે આર્યા યક્ષા વગેરે ભગિની–આર્યાઓ ભ્રાતા–મુનિવરને વંદન કરવા આવે છે, ત્યારે મહામુનિના મનમાં વિચાર આવે છે : ભગિની આર્યાઓને મારો જ્ઞાનાતિશય બતાવું, મારી વૈક્રિય–લબ્ધિનો ચમત્કાર બતાવું.' તેઓએ સિંહનું રૂપ કર્યું. આર્યા યક્ષા વગેરે ગુરુદેવ ભદ્ર-બાહુસ્વામીને વંદના કરીને જ્યારે ભાઈ–મુનિવરને વંદન કરવા આવે

છે ત્યારે ત્યાં સિંહને બેઠેલો જોઈ...ચમકી જાય છે...અને ભદ્રબાહુસ્વામી પાસે આવીને કહે છે : 'ગુરુદેવ, ત્યાં તો ભાઈ મુનિવરના સ્થાને સિંહ બેઠેલો છે !' ગુરુદેવે પોતાનો જ્ઞાનોપયોગ મૂકીને જોયું...'ઓહો ! આ તો સ્થૂલભદ્રે પોતાની વૈક્રિય-લબ્ધિ વિકુર્વી છે...બહેનોની આગળ પોતાની જ્ઞાનશક્તિનું પ્રદર્શન કરવા !' તેઓએ સાધ્વીઓને કહ્યું : 'જાઓ, હવે ત્યાં તમને તમારા ભાઈ–મુનિવરનાં દર્શન થશે.' સાધ્વીઓ ત્યાં જાય છે અને ભાઈ–મુનિવરનાં દર્શન કરી પ્રસન્ન થાય છે...ભાઈ મુનિરાજના જ્ઞાનાતિશય પર ઓવારી જાય છે...પરંતુ ગુરુદેવ ભદ્રબાહુસ્વામીની જ્ઞાનદૃષ્ટિમાં સ્થૂલભદ્ર મુનિ 'અપાત્ર' બને છે, શેષ ચાર પૂર્વોના જ્ઞાનની પ્રાપ્તિ માટે.

જ્યારે શ્રી સ્થૂલભદ્રજી ભદ્રબાહુસ્વામી પાસે વાચના લેવા જાય છે. ભદ્રબાહુસ્વામી ના પાડી દે છે : 'હવે તમને ૧૧ થી ૧૪ પૂર્વોની વાચના નહીં મળે.' સ્થૂલભદ્રજી ખૂબ આજીજી કરે છે, પરંતુ ભદ્રબાહુસ્વામી સંમત થતા નથી...છેવટે શ્રાવકસંઘે ખૂબ વિનંતી કરી ત્યારે ૧૧ થી ૧૪ પૂર્વોનાં મૂળ સૂત્રો આપ્યાં, અર્થ ન આપ્યો તે ન જ આપ્યો.

એક જ વાર કરેલું લબ્ધિ-પ્રદર્શન કેટલું ખતરનાક નીવડ્યું ! સ્થૂલભદ્રજી જેવા ઉચ્ચકોટિના મહર્ષિને 'અપાત્ર' બનાવી દીધા, તો પછી બીજાઓની તો વાત જ ક્યાં ? ઉચ્ચકોટિનું શાસ્ત્રજ્ઞાન અભિમાનીને પચતું નથી, ફૂટી નીકળે છે, માટે અભિમાની શાસ્ત્રજ્ઞાન માટે અપાત્ર બને છે. ઉચ્ચકોટિના શાસ્ત્રજ્ઞાનના અર્થીએ અભિમાનથી દૂર રહેવું જોઈએ.

મહાન્ જ્ઞાનીપુરુષોના પરિચયથી અને સતત પુરુષાર્થથી શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય છે. જે શ્રુતજ્ઞાનથી+ 'ચરણ' અને 'કરણ'ની આરાધના કરીને, સર્વપ્રકારના મદોને દૂર કરવાના હોય છે, તે શ્રુતજ્ઞાનને પામીને મદોન્મત્ત થવાય ખરું ? પ્રકાશથી અંધકાર દૂર કરવાનો હોય. જો

+ ચરણ–કરણનું સ્વરૂપ જુઓ પરિશિષ્ટમાં

અંધકાર દૂર ન થતો હોય તો તેને પ્રકાશ કેમ કહેવાય ? જે જ્ઞાનથી અજ્ઞાન દૂર ન થતું હોય તેને સમ્યગ્જ્ઞાન કેમ કહેવાય ? સમ્યગ્જ્ઞાનથી જીવાત્માના રાગ–દ્વેષ અને મોહ દૂર થવા જોઈએ, અભિમાનનો અંધાપો દૂર થવો જોઈએ. અધ્યાત્મ વિનાનું શાસ્ત્રજ્ઞાન સંસારવૃદ્ધિનો હેતુ બને છે, એ ન ભૂલશો.



## મદના અપાય

एतेषु मदस्थानेषु निश्चये न गुणोऽस्ति कश्चिदपि ।
केवलमुन्मादः स्वहृदयस्य संसारवृद्धिश्च ॥९७॥

**अर्थ : આ જાત્યાદિ આઠ મદસ્થાનોમાં પરમાર્થ દૃષ્ટિએ ખરેખર કોઈ પણ ગુણ નથી, છે માત્ર પોતાના હૃદયનો ઉન્માદ અને સંસારવૃદ્ધિ. ૯૭**

**विवेचन :** આટલું સમજ્યા પછી તમને આઠ મદમાંથી એક પણ મદ કરવા જેવા લાગે છે ખરો ? અભિમાન કરવાનો કોઈ લાભ દેખાય છે ખરો ? ભલે તમને પારલૌકિક દૃષ્ટિએ કોઈ નુકસાન ન દેખાતું હોય, વર્તમાન જીવનની દૃષ્ટિએ પણ કોઈ નુકસાન નથી સમજાતું !

આ બધી વાતોને તમે ત્યારે નહીં સમજી શકો, કે જ્યારે તમે કોઈને કોઈ મદની અસર નીચે હશો. જે દિવસે...જે ક્ષણોમાં તમારા ઉપર કોઈ મદની અસર ન હોય, એ દિવસે... એ ક્ષણોમાં તમારા હાથમાં આવો ગ્રન્થ આવી ગયો, એવા કોઈ સત્પુરુષનો સમાગમ થઈ ગયો, તો આ વાત તમારા ઉપર અસર કરી જવાની. તમે મનોમન સંકલ્પ કરી લેવાના કે 'હવે હું ક્યારેય બળનો, બુદ્ધિનો કે જ્ઞાનનો... કોઈ પણ મદ નહીં કરું.' ત્યારે તમને તમે કરેલાં અભિમાનનાં દુષ્પરિણામો સમજાશે.

ગુરુકૃપાના તમે પાત્ર કેમ નથી બન્યા ? વડીલોના આશીર્વાદ તમને કેમ નથી મળ્યા ? સ્નેહી–સ્વજનોની પ્રીતિ તમને કેમ નથી મળી ? મિત્રો તમારાથી દૂર કેમ થઇ ગયા ? તમને સમજાશે કે તમારા કોઈને કોઈ અભિમાને જ આવી દુઃખદ પરિસ્થિતિ સર્જી છે. આજે તમારા પ્રત્યે કોઇને સાચો પ્રેમ નથી, સ્નેહ નથી કે સહાનુભૂતિ નથી, કારણકે તમે સહુની દૃષ્ટિમાં 'અભિમાની' સિદ્ધ થયા છો. તમારી ઉન્મત્તતાએ સહુના હૃદયમાં તમારા પ્રત્યે અણગમો પેદા કર્યો છે. અભિમાનના ઉન્માદમાં બોલાયેલા તમારા કટુ અને કઠોર શબ્દોએ અનેકોનાં કાળજાં વીંધી નાંખ્યા છે. અનેકોના કોમળ હૃદય ઉપર પ્રહારો કર્યા છે. જાણે કોઈ દુષ્ટ વ્યંતરનો પ્રવેશ તમારા દેહમાં ન થયો હોય...એવી રીતે તમે વર્ત્યા છો, એવી રીતે તમે બોલ્યા છો, અને એના પરિણામે તમે તમારું અધઃપતન કર્યું છે.

તમારા હૃદયને તો જુઓ ? હૃદય કેટલું ચંચળ, અસ્થિર...અને ઉદ્વિગ્ન બની ગયું છે ? શું તમને આવું હૃદય પસંદ છે ? શું તમને આવું હૃદય આનંદ ..પ્રસન્નતા આપે છે ? તો પછી તમે શા માટે આ મદસ્થાનોનો ત્યાગ નથી કરતા ? કરી દો ત્યાગ આ પાપી મદસ્થાનોનો, જેથી કુકર્મો બંધાય નહીં અને ભીષણ સંસારમાં અનન્ત જન્મ–મૃત્યુનાં દુઃખ સહવાં પડે નહીં. હા, ગમે તેટલી તમારી ધર્મસાધના હોય, ગમે તેટલા તપ અને ત્યાગ હોય, વ્રતો અને મહાવ્રતો હોય, પરંતુ જો એકાદ મદના રવાડે ચઢી ગયા તો અનન્ત સંસારમાં ભૂલા પડી ગયા સમજો. 'મરિચી'નું દૃષ્ટાંત આંખ સામે રાખજો. પોતાના ઉત્તમ કુળના મદે એમને કેવા ભટકાવી દીધા હતા ? માટે સ્વપ્નમાં પણ અભિમાતનું પડખું ન સેવશો.

વિનય અને નમ્રતાનાં દિવ્ય પુષ્પોને તમારા હૃદયબાગમાં ખીલવા દો.

> **जात्यादिमदोन्मत्तः पिशाचवद् भवति दुःखितश्चेह ।**
> **जात्यादिहीनतां परभवे च निःसंशयं लभते ॥९८॥**

અર્થ : જાત્યાદિ મદોથી ઉન્મત્ત (મનુષ્ય) આ ભવમાં પિશાચની જેમ દુ:ખી થાય છે અને પરલોકમાં શંકા વિના જાત્યાદિની હીનતા પામે છે. ૯૮

વિવેચન : એક નગર હતું. એ નગરમાં એક બ્રાહ્મણ રહે. 'શુચિ-પિશાચ' એનું નામ હતું. પાકો શૌચવાદી હતો, પણ એની દૃષ્ટિ અશુચિવાદી બની ગઈ હતી. એને નગરમાં સર્વત્ર અશુચિ–અપવિત્રતા જ દેખાયા કરતી. એક દિવસ એણે ગામ–નગર છોડી દૂરના પ્રદેશમાં જવા વિચાર્યું કે જ્યાં કોઈ માણસ ન વસતો હોય. એ એક વહાણમાં બેસીને સમુદ્રની મધ્યમાં એક દ્વીપ ઉપર પહોંચ્યો. દ્વીપ નિર્જન હતો. શુચિપિશાચ રાજી થઈ ગયો.

એ દ્વીપ ઉપર શેરડીનાં ખેતરો હતાં, પરંતુ આ શુચિપિશાચને તો માર્ગમાં જ પડેલાં કોઈ મીઠાં ફળ મળી ગયાં. એણે ફળ ચાખ્યાં તો ખૂબ મીઠાં લાગ્યાં. અને રોજનું ભોજન મળી ગયું. પોતાની જાતને ખૂબ પવિત્ર માનતો શુચિપિશાચ એ દ્વીપ ઉપર દિવસો પસાર કરે છે. ત્યાં એક દિવસ એણે એક પુરુષને જોયો ! શુચિપિશાચને આશ્ચર્ય થયું. એણે પેલા પુરુષને પૂછ્યું: તમે અહીં શા માટે આવ્યા છો ? પેલા માણસે જવાબ આપ્યો: 'સમુદ્રમાં મારા વહાણમાં મુસાફરી કરતો હતો, અચાનક દરિયામાં તોફાન આવ્યું, મારું વહાણ તૂટી ગયું અને તરતો તરતો આ દ્વીપ ઉપર આવી ગયો. વેપારી છું પરંતુ આ જગા ગમી જવાથી અહીં રહી ગયો છું, તમે કોણ છો અને અહીં કેમ આવ્યા છો ?'

શુચિપિશાચે કહ્યું : 'હું શૌચવાદી બ્રાહ્મણ છું. ગામ–નગરમાં સર્વત્ર અશુચિ હોવાથી આ નિર્જન દ્વીપ ઉપર આવ્યો છું.' વેપારીએ પૂછ્યું : અહીં તમે ભોજન શું કરો છો ?' શુચિપિશાચે કહ્યું : 'અહીં મને તો જમીન ઉપર જ ફળ મળી જાય છે. ખૂબ સ્વાદિષ્ટ હોય છે. બસ, એનાથી પેટ ભરાઈ જાય છે.'

વેપારી વિચારમાં પડી ગયો. 'આ દ્વીપ ઉપર જમીન ઉપર

પડેલાં ફળ તો મેં ક્યાંય જોયાં નથી. આણે ક્યાં જોયાં હશે ?' આમ વિચારીને એણે શુચિપિશાચને પૂછ્યું: 'એ ફળ ક્યાં છે ? મને બતાવશો ?' શુચિપિશાચે કહ્યું: 'જરૂર, ચાલો મારી સાથે.' શુચિપિશાચ વેપારીને તે જગાએ લઈ ગયો કે જ્યાં એને ફળ મળતાં હતાં. ફળ બતાવીને શુચિપિશાચે કહ્યું: 'આ ફળ હું રોજ ખાઉં છું.' વેપારી તો ફળ જોઈને ખડખડાટ હસી પડ્યો ! શુચિપિશાચે પૂછ્યું: 'કેમ હસો છો ?' વેપારીએ કહ્યું "આ ફળ નથી !' શુચિપિશાચ અકળાયો. તેણે પૂછ્યું: "તો શું છે આ ?" વેપારીએ કહ્યું: 'આ જગાએ હું રોજ હાજતે આવું છું. આ તો મારી વિષ્ટા છે ! હું અહીં શેરડીનો રસ પીઉં છું, એટલે મારી વિષ્ટા પણ મીઠી હોય.... તમને એ મીઠાં ફળ લાગ્યાં !'

શુચિપિશાચ તો આભો અને બાવો થઈ ગયો ! 'અરેરે...હું તો સંપૂર્ણ અશુદ્ધ થઈ ગયો....' એનું પવિત્રતાનું અભિમાન સાવ ઓગળી ગયું. એ દ્વીપ છોડીને બીજા દ્વીપ ઉપર ગયો....ત્યાં વળી પક્ષીઓનાં ખાધેલાં ફળ ખાવાં પડ્યાં. ત્યાંથી ત્રીજા દ્વીપ ઉપર ભાગ્યો. એમ ભટકી ભટકીને જિંદગી પૂરી કરી.

જાતિ, કુળ, રૂપ આદિના મદ કરીને ઉન્મત્ત બનેલો મનુષ્ય આ શુચિપિશાચની જેમ દુઃખી થાય છે. એના અભિમાનને જ્યારે કોઈ બીજો ચૂરી નાંખે છે ત્યારે એનું હૃદય દુઃખી દુઃખી થઈ જાય છે. કોઈનું અભિમાન સંસારમાં ટક્યું નથી કે ટકતું નથી. 'શેરના માથે સવાશેર' મળી જ આવે છે. અભિમાનીનાં અભિમાન જ્યારે ખંડિત થઈ જાય છે, ટુકડે ટુકડા થઈને વેરાઈ જાય છે ત્યારે વેદનાનો પાર રહેતો નથી.

અભિમાનમાં બંધાયેલાં પાપકર્મ જ્યારે ઉદયમાં આવે છે, ત્યારે તો દુઃખ અને ત્રાસની સીમા જ રહેતી નથી. મનુષ્ય જે વાતનું અભિમાન કરે છે, કર્મો એ વાત જ છીનવી લે છે ! જાતિનું અભિમાન કરનારને હીન જાતિમાં જન્મ આપે છે. કુળનો મદ કરનારને નીચ

કુળમાં જન્મ આપે છે. રૂપનો ગર્વ કરનારને એવો કુરૂપ 'અગ્નિશર્મા' બનાવે છે કે દુનિયા એના ઉપર થૂંકે ! બળનું અભિમાન કરનારને એવો ગળિયો બળદ બનાવે છે કે નાનો બાળક એને લાકડી મારી જાય ! 'લાભ'નું અભિમાન કરનારને એવો ભિખારી બનાવે કે ઘર-ઘર ભટકવા છતાં ટુકડો રોટલાનો ન મળે ! બુદ્ધિનો ગર્વ કરનારાને એવો મૂર્ખ બનાવે કે શેરીનાં છોકરાં એનો હુરિયો બોલાવે. લોકપ્રિયતાનો ગર્વ કરનારાને એવો જન્મ મળે કે દુનિયામાં સર્વત્ર એનો તિરસ્કાર થાય. કોઈ એને ચાહનાર જ ન મળે. શ્રુતજ્ઞાનનું અભિમાન કરનારાને પરલોકમાં એનું જીવન મળે કે લાખ ઉપાય કરવા છતાં જ્ઞાન મળે જ નહીં. સાવ અજ્ઞાનતામાં સબડયા કરે.

આ કોઈ ડરાવવાની વાતો નથી. શંકા વિનાની વાતો છે. સર્વજ્ઞ પરમાત્માની પૂર્ણ જ્ઞાનદૃષ્ટિમાં આ કાર્ય-કારણભાવ જોવાયેલો છે. જે વાતનું તમે અભિમાન કરો એ વાત તમારી પાસે ન રહે ! માટે અભિમાન કરવાની ના પાડે છે જ્ઞાનીપુરુષો. ખૂબ કરુણાભર્યા હૃદયે અભિમાનનો ત્યાગ કરવાની અપીલ કરે છે.

તમારી પાસે વર્તમાન જીવનમાં ઉચ્ચકોટિનાં જાતિ, કુળ, રૂપ વગેરે છે, તમે જો એનાં અભિમાન નથી કરતા, વિનમ્ર બન્યા રહો છો, તો પરલોકમાં-જન્માંતરમાં તમને આનાથી પણ ઉત્તમકોટિનાં જાતિ, કુળ, રૂપ વગેરે મળવાનાં. એમ ઉત્તરોત્તર તમને ચઢિયાતાં સુખનાં સાધનો મળતાં જવાનાં. છેવટે તમે અરૂપી, અનામી અને અજર-અમર બની જવાના.

તો પછી, આલોક અને પરલોકમાં અનર્થોની હારમાળા સર્જનારા અભિમાનને જીવનમાં શા માટે સ્થાન આપવું જોઈએ ? દુઃખના દાવાનળ સળગાવનારા ગર્વને આત્મભૂમિમાંથી ઉખાડીને ફેંકી દેવો જોઈએ. આત્મગુણોનો સર્વનાશ કરનારા જાતિ વગેરેનો મદનો પડછાયો પણ આપણા ઉપર ન પડી જાય, એની તકેદારી રાખીને જીવન જીવવું જોઈએ. ગમે તેવાં ઉચ્ચકોટિના જાતિ, કુળ, રૂપ વગેરે મળે, એના ઉપર ક્યારેય ગર્વ નહીં કરવાનો તે નહીં જ કરવાનો.



## મદત્યાગના ઉપાય

सर्वमदस्थानानां मूलोंद्‌घातार्थिना सदा यतिना ।
आत्मगुणैरुत्कर्षः परपरिवादश्च सन्त्याज्यः ॥९९॥

**અર્થ :** સર્વ મદસ્થાનોના (ગર્વ)નો મૂળવિનાશ ઈચ્છતા સાધુએ સદૈવ પોતાના ગુણોથી ગર્વ ન કરવો જોઈએ, અને બીજાઓનો અવર્ણવાદ ત્યજવો જોઈએ. ૯૯

**વિવેચન :** કહો, આત્માની આવી ભયંકર ખાનાખરાબી કરનારા મદ-સ્થાનોનો તમારે નાશ કરવો છે? તો એના મૂળનો નાશ કરવો પડશે. સર્વ મદસ્થાનોનું મૂળ છે માનકષાય. માનકષાયનું મૂળ છે 'अहं' ની કલ્પના. તમારે 'अहं'ને ભૂલવું પડશે. 'હું કંઈક છું.' આ વિચારને ફેંકી દેવો પડશે. 'अहं'ની જાગ્રતિ મનુષ્યમાં બે ખરાબી પેદા કરે છે: ૧. પોતાના ગુણોનો ગર્વ અને ૨. બીજા જીવોનો અવર્ણવાદ.

તમારે જો મદસ્થાનોનો નાશ કરવો છે તો તમે તમારા ગુણોની પ્રશંસા ન કરો. 'મારું રૂપ અદ્‌ભુત...મારા જેવું રૂપ કોઇનું નહીં! મારું બળ અપરાજેય...મારા જેવો બળવાન બીજા કોઇ નહીં! મારી બુદ્ધિની આગળ ભલભલા બુદ્ધિશાળીઓ પાણી ભરે! મારું જ્ઞાન અદ્વિતીય....મારા જ્ઞાનની તોલે કોઈ ન આવે...!' તમે તમારી પોતાની પ્રશંસા ગાવી બંધ કરી દો. એ માટે તમારી મનોવૃત્તિઓ બદલો. 'મારા કરતાં ઘણા મહાપુરુષો ચઢિયાતા છે....એ મહાપુરુષોના બળ, બુદ્ધિ, જ્ઞાન આદિની આગળ હું કંઈ નથી.' આ વિચારને દૃઢ કરો.

બીજા મનુષ્યોના બળ, બુદ્ધિ, જ્ઞાન વગેરેની ભર્ત્સના ન કરો. બીજા જીવોને ઉતારી ન પાડો. 'આનામાં કોઇ બુદ્ધિ નથી, મૂર્ખ છે...

આનામાં કોઇ શક્તિ નથી, સાવ નિર્બળ છે. આ તો નીચ કુળમાં જન્મેલો છે. આ તો સાવ અભાગી છે. ફલાણો માણસ સાવ અજ્ઞાની છે... કોઈ જ્ઞાન નથી એની પાસે.' આવો અવર્ણવાદ ન કરો. કોઈ પણ જીવાત્માને તુચ્છતાની દૃષ્ટિથી ન જુઓ, તિરસ્કારની દૃષ્ટિથી ન જુઓ.

એવી રીતે તમારી પ્રશંસા તમે સાંભળો નહીં. વારંવાર સ્વ-પ્રશંસા સાંભળવાથી 'માનકષાય' પુષ્ટ થાય છે. 'અહં'ની કલ્પના દૃઢ થાય છે. ક્યારેક સ્વપ્રશંસા સાંભળવી જ પડે તો એમાં તણાઈ ન જાઓ. પ્રશંસકને કહો: 'તમને મારામાં ગુણો દેખાય છે તે તમારી ગુણદૃષ્ટિને આભારી છે, બાકી મારામાં મને એવો કોઈ વિશિષ્ટ ગુણ દેખાતો નથી.'

કોઈ માણસ કોઈ બીજાના અવર્ણવાદ કરતો હોય, તમે એ સાંભળો નહીં. બીજા જીવોની નિંદા સાંભળવાથી એ જીવો પ્રત્યે અણગમો–તિરસ્કાર પેદા થાય છે. પછી તમે પણ ધીરે ધીરે અવર્ણવાદ કરતા થઇ જશો. 'માનકષાય'ને ખોરાક મળી જશે. માટે જીવોના અવર્ણવાદ કરો નહીં અને સાંભળો પણ નહીં. આ માટે તમારે ખૂબ જાગ્રત રહેવું પડશે. જે સંસારમાં ને દુનિયામાં તમે જીવો છો; એ દુનિયામાં સ્વપ્રશંસા અને પરનિંદાનાં પડઘમ વાગી રહેલાં છે! એનાથી તમારે અલિપ્ત રહેવાનું છે!



## નીચ ગોત્રકર્મ શાથી બંધાય?

परपरिभवपरिवादादात्मोत्कर्षाच्च बध्यते कर्म ।
नीचैर्गोत्रं प्रतिभवमनेकभवकोटिदुर्मोचम् ॥१००॥

અર્થ : બીજાઓના પરિભવ (તિરસ્કાર)થી અને પરિવાદ (અવર્ણ-વાદ)થી, તથા પોતાના ઉત્કર્ષથી 'નીચગોત્ર કર્મ' કોડો ભવોમાં પણ ન છૂટે તેવું ભવે ભવે બંધાય છે. ૧૦૦

વિવેચન : તમે જાણો છો ને કે વિચાર, વાણી અને વર્તનથી કર્મો બંધાય છે ? બીજા જીવોનો તિરસ્કાર કરવાથી અને અવર્ણવાદ કરવાથી કયું કર્મ બંધાય છે, એ તમે જાણો છો ? એ બંધાયેલું કર્મ જ્યારે ઉદયમાં આવે ત્યારે કેવું ફળ આપે છે, એ તમે જાણો છો ? કેટલાં વર્ષો સુધી, કેટલા ભવ સુધી એ ફળ આપતું રહે છે, એ જાણો છો ? તમારે આ કર્મ-તત્ત્વને સારી રીતે સમજવું જોઈએ. એ સમજ્યા પછી પણ જો તમને બીજા જીવોનો પરાભવ અને અવર્ણવાદ કરવો ગમે, તો ભલે કરજો.

આઠ પ્રકારનાં કર્મોમાં ‘ગોત્રકર્મ’નો એક પ્રકાર છે. તેના બે ભેદ છેઃ ઉચ્ચગોત્ર અને નીચગોત્ર. બીજા જીવોનો તિરસ્કાર કરવાથી અને અવર્ણવાદ કરવાથી નીચગોત્ર બંધાય છે. આ કર્મના ઉદયથી એ જીવાત્મા હીનજાતિમાં જન્મે છે, મ્લેચ્છ જાતિમાં જન્મે અને ચંડાળ જાતિમાં પણ જન્મે. ક્રોડો ભવ સુધી આવાં જઘન્ય જાતિ-કુળમાં જ એ જન્મ્યા કરે. પશુયોનિમાં ગર્દભ વગેરેની હીન જાતિમાં જન્મ્યા કરે.

હીનજાતિમાં સતત અનેક પ્રકારના ભયોના ઓછાયા નીચે એને જીવવાનું. સહુ એને સતાવે. સહુ એને રડાવે. બીજા જીવોનો પરાભવ કરવાનો આત્મસંતોષ તો ક્ષણિક હોય છે. બીજા જીવોનો અવર્ણવાદ કરવાનો આનંદ પણ ક્ષણિક હોય છે; પરંતુ એનાથી બંધાતાં કર્મોનો ઉદય જે દુઃખ-ત્રાસ આપે છે તે ક્ષણિક નથી હોતો. એ તો ક્રોડો જનમ સુધી ભોગવવો પડે છે.

આત્મોત્કર્ષથી-જાતની વડાઈ અને બડાઈથી પણ નીચગોત્ર કર્મ બંધાય છે. તમે તમારી મહાનતાનાં ગાણાં ગાઈને ભલે થોડો સમય રાજી થાઓ. સ્વપ્રશંસા કરી કરીને મિથ્યા આત્મસંતોષ મેળવો, એનું પરિણામ ભયંકર છે. જો તમે ‘કર્મબંધ’ અને ‘કર્મ-ઉદય’ના સિદ્ધાન્તમાં શ્રદ્ધા ધરાવો છો તો તમારે ગ્રન્થકારની આ વાત માનવી પડશે. કરોડો ભવોમાં તમારે હીન-હીનતર જાતિમાં જન્મ લેવા પડશે. આ વર્તમાન જીવન તો ક્ષણિક છે, અલ્પકાલીન છે. અહીંથી જ્યાં

આત્માએ પ્રયાણ કર્યું, એક ક્ષણ કરતાં પણ ઓછા સમયમાં એને હીન–નીચ જાતિમા જન્મવું પડશે. ત્યાં પછી અનેકોના ઘોર પરાભવો સહન કરવાના. અનેકોના તિરસ્કાર સહન કરવાના. ત્યાં તમે તમારી સ્વપ્રશંસા નહીં કરી શકો. સ્વપ્રશંસા કરવા જેવું કંઈ મળશે જ નહીં.

જો તમારે ભાવિ જીવનોમાં ઉચ્ચજાતિ, ઉચ્ચકુળ અને દિવ્યરૂપ વગેરે મેળવવું છે તો સ્વપ્રશંસા અને પરનિંદાના પાપથી બચો.

कर्मोदयनिर्वृत्तं हीनोत्तममध्यमं मनुष्याणाम् ।
तद्विधमेव तिरश्चां योनिविशेषान्तरविभक्तम् ॥१०१॥

અર્થ : કર્મ ( ગોત્ર )ના ઉદયથી મનુષ્યોનું નીચપણું, ઉચ્ચપણું અને મધ્યમપણું નિષ્પન્ન હોય છે. તેવી જ રીતે તિર્યંચોને ( તે હીનત્વાદિ ) જુદી જુદી યોનિના ભેદે જુદું જુદું હોય છે. ૧૦૧

વિવેચન : ઉચ્ચપણાનો ખ્યાલ, નીચપણાનો ખ્યાલ અને મધ્યમપણાનો ખ્યાલ માનવસર્જિત નથી, પરંતુ મનુષ્યનાં કર્મોથી સર્જિત છે. મનુષ્યનાં પોતાનાં કર્મોથી એનું ઉચ્ચપણું સર્જાય છે, નીચપણું સર્જાય છે, મધ્યમપણું સર્જાય છે. આ સર્જન કરનાર કર્મનું નામ છે ગોત્રકર્મ.

મનુષ્યને ઉત્પન્ન થવાની ૧૪ લાખ યોનિ છે. એ યોનિઓ ત્રણ વિભાગમાં વિભક્ત છે. ૧. ઉત્તમ ૨. મધ્યમ ૩. અધમ. ઉચ્ચગોત્રકર્મ બાંધનાર જીવાત્મા ઉત્તમ મનુષ્યયોનિમાં જન્મે છે, ઉચ્ચ–નીચ મિશ્ર ગોત્ર કર્મ બાંધનાર મધ્યમ મનુષ્ય યોનિમાં જન્મે છે. નીચ ગોત્ર કર્મ બાંધનાર અધમ યોનિમાં જન્મે છે.

એવી રીતે તિર્યંચ યોનિ પણ ત્રણ વિભાગમાં વિભક્ત છે. હાથી ઘોડા વગેરે ઉત્તમ યોનિવાળાં તિર્યંચો કહેવાય છે. ઘેટાં, બકરા વગેરે મધ્યમ યોનિવાળાં તિર્યંચ કહેવાય છે અને ગર્દભ વગેરે અધમ યોનિ-

વાળાં તિર્યંચ કહેવાય છે. ગોત્રકર્મના હિસાબે જીવાત્માઓ આ યોનિઓમાં જન્મે છે.

આપણાં મનની સાક્ષીએ આપણે નક્કી કરવાનું છે કે આપણે આગામી જન્મ કેવી યોનિમાં લેવો છે? જો ઉત્તમ મનુષ્યયોનિમાં જન્મ લેવો છે તો આ જીવનમાં કોઈપણ પ્રકારનો મદ કરવો ન જોઈએ. માનકષાયનાં મૂળિયાં ઉખેડી નાખવાં જોઈએ. સ્વપ્રશંસા અને પરનિન્દાની દુષ્ટ વૃત્તિનો ખાતમો બોલાવવો જોઈએ.

વૈરાગ્યના શ્રેષ્ઠ માર્ગે પ્રયાણ કરનાર પથિકનું આ ચિંતન છે. આત્મલક્ષી ચિંતન છે. આ મદસ્થાનોને એ વૈરાગ્યમાર્ગનાં વિઘ્નો સમજે છે. એ વિઘ્નો એના માર્ગમાં અવરોધ ઊભા ન કરી દે, પ્રયાણને થંભાવી ન દે એ માટે સાધક સતત જાગ્રત રહે. આ જાતિમદ વગેરેના વિઘ્નો દેખાવમાં વિઘ્નો નથી હોતાં, દેખાવમાં તો આ મિત્ર જેવા હોય છે....અને તેથી ઘણા મોક્ષમાર્ગના સાધકો એને જલદી ઓળખી શકતા નથી. એ મદસ્થાનોની જાળમાં ક્યાંય ને ક્યાંય ફસાઈ જાય છે! સાધકના જીવનમાં બુદ્ધિનો મદ, જ્ઞાનનો મદ, લોકપ્રિયતાનો મદ અને તપનો મદ ક્યારેક ભયંકર હોનારત સર્જી દેતો હોય છે. ક્યારેક તો સાધકને ખ્યાલ પણ નથી આવતો કે એ એક લોહજાળમાં...મદજાળમાં ફસાયો છે!

આત્મહિતની સાધનાના માર્ગે ચાલનારા મહાત્મા આ મદસ્થાનોને ઉલ્લંઘી જાય છે અને આત્મગુણોની ઉપલબ્ધિ કરી નિઃશ્રેયસ–પદને પામે છે.



# પ્રશમરતિ–પરિશિષ્ટો



# ૧. મહાવ્રતો*

સંસારનો ત્યાગ કરી સાધુજીવન સ્વીકારનાર સ્ત્રી–પુરુષને પાંચ મહાવ્રતોનું પાલન જીવનપર્યંત કરવાનું હોય છે. એ મહાવ્રતોનાં નામ આ પ્રમાણે છે :

૧. પ્રાણાતિપાતવિરમણ મહાવ્રત
૨. મૃષાવાદવિરમણ મહાવ્રત
૩. અદત્તાદાનવિરમણ મહાવ્રત
૪. મૈથુનવિરમણ મહાવ્રત
૫. પરિગ્રહવિરમણ મહાવ્રત

**પ્રાણાતિપાતવિરમણ મહાવ્રત :**

પ્રાણ=જીવ, અતિપાત=હિંસા, વિરમણ=અટકવું. જીવહિંસાથી અટકવું તે પહેલું મહાવ્રત છે.

+પ્રમાદથી થતા પ્રાણીવધને 'હિંસા' કહેવાય. પ્રમાદ આઠ પ્રકારનો બતાવવામાં આવ્યો છે. ૧. અજ્ઞાન ૨. સંશય ૩. વિપર્યય ૪. રાગ ૫ દ્વેષ ૬. સ્મૃતિભ્રંશ ૭. યોગદુષ્પ્રણિધાન અને ૮. ધર્મનો અનાદર.

આ આઠ પ્રમાદમાંથી ગમે તે પ્રમાદથી ત્રસ કે સ્થાવર કોઈ પણ જીવની હિંસાથી અટકવું જોઈએ. × આ હિંસાથી નિવૃત્તિ સમ્યગ્ જ્ઞાનપૂર્વક અને સમ્યક્ શ્રદ્ધાપૂર્વક થવી જોઈએ.

સાધુ મન–વચન–કાયાથી હિંસા કરે નહીં, કરાવે નહીં, અનુમોદે નહીં.

---

* શ્લોક નં. ૧૦

+ 'प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा ।' तत्त्वार्थसूत्रे અ૦ ૭

× 'प्राणिवधात्–सम्यग्ज्ञानश्रद्धानपूर्विका निवृत्तिः प्रथमव्रतम् ।' प्रवचनसारोद्धारे

**મૃષાવાદવિરમણ મહાવ્રત :**

+ મૃષા=અસત્ય. વાદ=બોલવું. પ્રિય, પથ્ય અને તથ્ય વચનનો ત્યાગ કરીને બોલવું. આવાં વચનોનો પરિહાર કરવો તે બીજું મહાવ્રત છે.

● '**પ્રિય**' વચન એટલે જે સાંભળતાં જ પ્રીતિ થાય.

● '**પથ્ય**' વચન એટલે જેનું પરિણામ (વક્તા અને શ્રોતાને) સારું આવે.

● '**તથ્ય**' વચન એટલે સત્ય વચન.

સાચી પણ વાત જો બીજાને અપ્રિય લાગે એમ હોય તો તે સત્યવચન ન કહેવાય. જેમ ચોરને કહે : 'તું ચોર છે.' વ્યભિચારીને કહે : 'તું વ્યભિચારી છે.' તો આ વચન સત્ય વચન ન કહેવાય.

સાચી પણ વાત જો પરિણામે અહિતકારી હોય તો તે સત્ય ન કહેવાય. જેમ માર્ગે જતા માણસને શિકારી પાછળથી આવીને પૂછે : "તમે આ રસ્તે હરણને જતું જોયું છે?" માણસે જોયું હોય અને સાચું બોલી દે કે, "હા, આ રસ્તે હરણ ગયું છે." તો આ વચન સત્યવચન ન કહેવાય. કેમકે આવું સત્ય બોલવાથી પેલા હરણની હિંસા થઈ જાય. જીવઘાતમાં નિમિત્ત બને એવું સાચું પણ વચન સાચું નથી, અસત્ય છે.

બીજા મહાવ્રતને ધારણ કરનારા મુનિ આ વિવેકપૂર્વક પ્રિય, પથ્ય અને તથ્ય વચનો બોલે. મન-વચન-કાયાથી તે મૃષાવાદ બોલે નહીં, બોલાવે નહીં કે અનુમોદે નહીં.

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી શ્રમણ મૃષા ન બોલે. × ક્રોધથી, લોભથી, ભયથી શ્રમણ મૃષા ન બોલે, ન બોલાવે, બોલતાની અનુમોદના ન કરે.

---

+ 'मृषा-अलीकं वदनं-प्रियपथ्यतथ्यवचनपरिहारेण भाषणं मृषावादः, तस्माद् विरतिर्द्वितीयं व्रतम् ।' प्रवचनसारोद्धारे

× 'से कोहा वा लोहा वा भया वा हासा वा नेव सयं मुसं वएज्जा, नेवन्नेहिं मुसं वायाविज्जा मुसं वयंते अन्नं न समणुजाणामि...' पक्खीसूत्रे

**અદત્તાદાનવિરમણ મહાવ્રત :**

અદત્ત=માલિકે નહીં આપેલું. આદાન=ગ્રહણ કરવું. માલિકે નહીં આપેલું ગ્રહણ કરવું તે અદત્તાદાન કહેવાય. તેનાથી અટકવું, તે ત્રીજું મહાવ્રત છે. અદત્તના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે:

૧. સ્વામી-અદત્ત

૨. જીવ-અદત્ત

૩. તીર્થંકર-અદત્ત

૪. ગુરુ-અદત્ત

**સ્વામી-અદત્ત :**

જે વસ્તુનો જે માલિક હોય એણે ન આપ્યું હોય.

**× જીવ-અદત્ત :**

માલિકે પોતાના માણસને આપ્યો હોય પરંતુ માણસની પોતાની ઇચ્છા ન હોય. દા. ત., માતાપિતા પોતાનાં પુત્ર-પુત્રી દીક્ષા માટે ગુરુને આપતાં હોય પરંતુ પુત્ર-પુત્રીની પોતાની ઇચ્છા ન હોય.

**તીર્થંકર-અદત્ત :**

તીર્થંકર ભગવંતોએ જે વસ્તુ લેવાનો નિષેધ કર્યો છે. દા. ત., તીર્થંકરોએ 'આધાકર્મ' આદિ દોષોથી યુક્ત ભિક્ષા લેવાનો નિષેધ કરેલો છે.

**ગુરુ-અદત્ત :**

આધાકર્માદિ દોષથી રહિત આહાર વગેરે ગૃહસ્થ આપે તે ગુરુની આજ્ઞા વિના ગ્રહણ કરવું.

આવું અદત્ત-મન-વચન-કાયાથી ગ્રહણ કરે નહીં, ગ્રહણ કરાવે નહીં, ગ્રહણ કરતાને અનુમોદે નહીં, તે ત્રીજું મહાવ્રત છે.

---

×जीवादत्तं-यत्स्वामिना दत्तमपि जीवेनादत्तं, यथा प्रव्रज्यापरिणामरहितो मातापितृभ्यां पुत्रादिर्गुरुभ्यो दीयते सच्चित्तपृथ्वीकायादिर्वा।

—प्रवचनसारोद्धारे

**મૈથુનવિરમણ મહાવ્રત :**

સ્ત્રી–પુરુષના મિથુન ( જોડલું )નું જે કર્મ તે મૈથુન, તેનાથી વિરામ પામવું તે ચોથું મહાવ્રત છે,

ત્રણ પ્રકારના મૈથુનનો ત્યાગ કરવાનો હોય છે : ૧. દેવસંબંધી ૨. મનુષ્યસંબંધી અને ૩. તિર્યંચસંબંધી. આ ત્રણ પ્રકારના મૈથુનને મન, વચન, કાયાથી ન સેવે, ન સેવરાવે, સેવતાને અનુમોદે નહીં.

એવી રીતે, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી શ્રમણ મૈથુન સેવે નહીં.

(૧) **દ્રવ્યથી :** નિર્જીવ પ્રતિમા ( સ્ત્રી–પુરુષની ) સાથે મૈથુન ન સેવે, એવી રીતે આભૂષણસહિત એવી સ્ત્રી સાથે મૈથુન ન સેવે.

(૨) **ક્ષેત્રથી :** ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્યક્ લોકમાં મૈથુન ન સેવે.

(૩) **કાળથી :** દિવસે કે રાત્રે મૈથુન ન સેવે.

(૪) **ભાવથી :** રાગથી [ માયાથી, લોભથી ] મૈથુન ન સેવે, દ્વેષથી [ ક્રોધથી, માનથી ] મૈથુન ન સેવે.

× ચતુર્ભંગી :

(૧) દ્રવ્યથી મૈથુન સેવે, ભાવથી ન સેવે.
(૨) ભાવથી મૈથુન સેવે, દ્રવ્યથી નહીં.
(૩) દ્રવ્યથી સેવે અને ભાવથી સેવે.
(૪) દ્રવ્યથી મૈથુન ન સેવે, ભાવથી ન સેવે.

આ ચાર ભાંગામાં ચોથો ભાંગો શુદ્ધ છે.

---

× द्रव्यादिचतुर्भंगी पुनरियं दव्वओ नामेगे मेहुणे नो भावओ। भावओ नामेगे नो दव्वओ। एगे दव्वओवि भावओवि। एगे नो दव्वओ नो भावओ। तत्थ अरत्त दुट्ठाए इत्थियाए बला परिभुज्जमाणीए दव्वओ मेहुणे, नो भावओ। मेहुणसन्नापरिणयस्स तदसंपत्तीए भावओ, नो दव्वओ।
—पक्खीसूत्र–टीकायाम्

પરિગ્રહવિરમણ મહાવ્રત :

જે ગ્રહણ કરવામાં આવે તે પરિગ્રહ. 'परिगृह्यते–आदीयते असाविति परिग्रहः ।' આ પરિગ્રહ નવ પ્રકારનો હોય છે. ૧. ધન ૨. ધાન્ય ૩. ક્ષેત્ર ૪. વાસ્તુ ૫. રૂપું ૬. સોનું ૭. ચતુષ્પદ–પશુ ૮. દ્વિપદ–મનુષ્યો ૯. કુપ્ય. આ નવ પ્રકારના પરિગ્રહથી મૂર્છાના ત્યાગપૂર્વક નિવૃત્તિ, તે પાંચમું મહાવ્રત છે.

× 'मुच्छा परिग्गहो वुत्तो' મૂર્છા એ જ પરિગ્રહ છે. મૂર્છા એટલે મમત્વ. આ મમતાનો ત્યાગ તે મહાવ્રત છે, માત્ર દ્રવ્યાદિનો ત્યાગ નહીં.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના ભેદથી પરિગ્રહ ચાર પ્રકારે છે :
૧. **દ્રવ્યથી** : ધર્માસ્તિકાયાદિ સર્વ દ્રવ્યોમાં મમત્વ.
૨. **ક્ષેત્રથી** : 'લોક' અને 'અલોક' વિષયક મમત્વ.
૩. **કાળથી** : દિવસ અને રાત્રિનું મમત્વ.
૪. **ભાવથી** : અલ્પમૂલ્યવાળા કે બહુમૂલ્યવાળા દ્રવ્યોનું મમત્વ.

ચતુર્ભંગી :

૧. દ્રવ્યથી પરિગ્રહ, ભાવથી નહીં.
૨. ભાવથી પરિગ્રહ, દ્રવ્યથી નહીં.
૩. દ્રવ્યથી પરિગ્રહ, ભાવથી પરિગ્રહ.
૪. દ્રવ્યથી પરિગ્રહ નહીં, ભાવથી નહીં.

ચોથો ભાંગો શુદ્ધ છે. પહેલો ભાંગો પણ શુદ્ધ છે. + રાગદ્વેષ-રહિત સાધુ ધર્મોપકરણ રાખે તે દ્રવ્યથી પરિગ્રહ કહેવાય, પણ ભાવથી પરિગ્રહ ન કહેવાય.

---

× **'मूर्च्छा परिग्रहः'** —तत्त्वार्थसूत्रे

+ **तत्थ अरत्तदुट्ठस्स धम्मोवगरणं दव्वओ परिग्गहो, नो भावओ ।**
—पक्खीसूत्र–टीकायाम्



## ૨. યતિધર્મ*

યતિ એટલે શ્રમણ, સાધુ, મુનિ. યતિએ જેવી રીતે પાંચ મહાવ્રતોનું જીવનપર્યંત પાલન કરવાનું હોય છે, તેમ આ દશ પ્રકારના ધર્મનું પણ પાલન કરવાનું હોય છે. મહાવ્રતોના પાલનમાં આ યતિધર્મનું પાલન સહાયક છે, તેમ યતિધર્મના પાલનમાં મહાવ્રતો પૂરક બને છે.

'श्री प्रवचन सारोद्धार' ગ્રન્થના આધારે અહીં યતિધર્મના દશ પ્રકારો બતાવવામાં આવે છે :

**૧. ક્ષમા** : સર્વથા ક્રોધનો ત્યાગ. શક્તિ હોય કે ન હોય, સહનશીલતાનો અધ્યવસાય અખંડ રાખવાનો.

**૨. માર્દવ** : મૃદુતા, નમ્રતા. સ્વ–ઉત્કર્ષનો ત્યાગ કરવાનો. કોઈ અપમાન કરે તો પણ પર–અપકર્ષ નહીં કરવાનો.

**૩. આર્જવ** : માયાનો ત્યાગ. સરલતા. મનમાં ય માયા નહીં રાખવાની. વચન અને કાયાને પણ સરળ રાખવાની.

**૪. મુક્તિ** : તૃષ્ણાનો વિચ્છેદ. લોભનો ત્યાગ. બાહ્ય અને અભ્યંતર વસ્તુઓમાં તૃષ્ણા નહીં રાખવાની. નિર્લોભી બનવાનું.

**૫. તપ** : શરીરની ધાતુઓને તપાવવી અર્થાત્ ક્ષીણ કરવી, અથવા કર્મોનો ક્ષય કરવો. બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો તપ કરવાનો.

**૬. સંયમ** : આશ્રવોથી વિરામ. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદ—આ પાંચ આશ્રવોનાં દ્વાર બંધ કરવાનાં.

**૭. સત્ય** : મૃષાવાદનો ત્યાગ. પ્રિય, પથ્ય અને તથ્ય વાણી બોલવાની. અપ્રિય, કુપથ્ય અને વિતથ નહીં બોલવાનું.

---

+ શ્લોક નં. ૧

૮. **શૌચ** : સંયમનું–મહાવ્રતોનું નિરતિચાર પાલન. મહાવ્રતોને શુદ્ધ રાખવાં, દોષોથી મલિન થવા ન દેવાં, એ શૌચ છે.

૯. **આકિંચન્ય** : મમત્વરહિતપણું. ધન, શરીર અને ધર્મોપકરણમાં પણ મમત્વ નહીં રાખવાનું, આસક્તિ નહીં રાખવાની.

૧૦. **બ્રહ્મ** : બ્રહ્મચર્યની નવ વાડોના પાલન સાથે જનનેન્દ્રિયનો સંયમ રાખવો. અબ્રહ્મના સેવનનો ત્યાગ.



## ૩. નવપદ*

શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્માએ ઇહલૌકિક અને પારલૌકિક સુખોના મૂળરૂપે શ્રી નવપદોનું આરાધન બતાવ્યું છે. આ આરાધન નિષ્પાપ છે. 'સિરિ સિરિવાલકહા' ગ્રન્થમાં આચાર્યશ્રી રત્નશેખર-સૂરિજીએ કહ્યું છે :

> **तहवि अणवज्जमेणं समत्थि आराहणं नवपयाणं ।**
> **इहलोइअ-पारलोइअ-सुहाण मूलं जिणुद्दिट्ठं ॥१९०॥**

+ આ નવપદ ૧. અરિહંત ૨. સિદ્ધ ૩. આચાર્ય ૪. ઉપાધ્યાય ૫. સાધુ ૬. દર્શન ૭. જ્ઞાન ૮. ચારિત્ર અને ૯. તપ; આ પ્રમાણે છે. આ નવપદ એ પરમતત્ત્વ છે. આ નવપદ સિવાય કોઈ પરમાર્થ નથી. સમગ્ર જિનશાસન આ નવપદમાં અવતરિત થયેલું છે. જે કોઈ આત્માઓ સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે અને સિદ્ધ થશે, તે સર્વે ખરેખર શંકા વિના, આ નવપદના ધ્યાનથી જ. આ નવપદોમાંથી એક પણ પદની પરમ ભક્તિથી આરાધના કરીને, સર્વ કર્મનો નાશ કરીને ત્રિભુવનસ્વામી બન્યા છે.

* શ્લોક નં. ૧

\+ अरिहं सिद्धायरिआ उज्झाया साहुणो य सम्मत्तं ।
नाणं चरणं च तवो इअ पयनवगं परमतत्तं ॥१९१॥
एएहिं नवपएहिं रहिअं अन्नं न अत्थि परमत्थं ।
एएसुच्चिअ जिणसासणस्स सव्वस्स अवयारो ॥१९२॥
जे किर सिद्धा सिज्झंति जे अ जे आवि सिज्झइस्संति ।
ते सव्वेवि हु नवपय-झाणेणं चेव निब्भंतं ॥१९३॥
एएसिं च पयाणं पयमेगयरं च परमभत्तीए ।
आराहिऊण णेगे संपत्ता तिजय सामित्तं ॥१९४॥

—सिरि सिरिवालकहा



## ૪. ગમ અને પર્યાય*

ગમ :

'ગમ' એટલે અર્થમાર્ગ. પદાર્થને જાણવાના, સમજવાના અને પદાર્થને વિશેષ-વિશેષરૂપે ઓળખવાના વિવિધ માર્ગોને 'ગમ' કહેવાય છે. જગતની પ્રત્યેક વસ્તુમાં અનેકાનેક પ્રકારની ખાસિયતો રહેલી છે, તે ખાસિયતો માત્ર એકાદ દૃષ્ટિબિંદુથી વિચારીએ તો ન સમજાય. તે માટે ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુઓથી વસ્તુને તપાસવી જોઇએ.

એક પદાર્થ અંગેની વિચારણા કરવા માટે શાસ્ત્રોમાં ૧૪ માર્ગો બતાવવામાં આવ્યા છે. એના અવાંતર પ્રકારો ૬૨ છે. તેને '૬૨ માર્ગણા' કહેવામાં આવે છે. તે ૧૪ પ્રકારો આ મુજબ છે :

गइ-इंदिय-काए जोए वेए कसाय नाणे य ।
संजम-दंसण-लेसा भव-सम्मे सन्नि आहारे ॥

૧. ગતિ ૨. ઇંદ્રિય ૩. કાયા ૪. યોગ ૫. વેદ ૬. કષાય ૭. જ્ઞાન ૮. સંયમ ૯. દર્શન ૧૦. લેશ્યા ૧૧. ભવ ૧૨. સમ્યક્ત્વ ૧૩. સંજ્ઞીપણું ૧૪. આહાર.

દા. ત., 'મોક્ષ' અંગે વિચારણા કરવી છે તો : 'કઈ ગતિમાંથી જીવ મોક્ષે જાય ? કેટલી ઇન્દ્રિયોવાળો જીવ મોક્ષે જાય ? ઔદારિક,

* શ્લોક નં. ૩

વૈક્રિય વગેરે કયી કાયાથી મોક્ષે જવાય? મન, વચન, કાયાના પંદર યોગોમાંથી કેટલા અને કયા યોગવાળો મોક્ષે જાય? પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદમાંથી કયા વેદવાળો મોક્ષે જાય?' આ રીતે ચિંતન થાય. આને અર્થમાર્ગ કહેવાય અર્થાત્ 'ગમ' કહેવાય.

તત્ત્વાર્થસૂત્રમાં બીજી રીતે અર્થમાર્ગો બતાવવામાં આવ્યા છે:

**निर्देश-स्वामित्व-साधनाधिकरण स्थिति-विधानतः ।**
**सत्-संख्या-क्षेत्र-स्पर्शना-कालान्तर-भावाल्पबहुत्वैश्च ॥**

નિર્દેશ, સ્વામિત્વ, સાધન, અધિકરણ, સ્થિતિ...વગેરે દ્વારા પદાર્થનું ચિંતન કરવું જોઈએ. અર્થ-વિચારણાના આ બધા માર્ગો છે, તેને 'ગમ' કહેવાય. આવા અર્થમાર્ગો અનન્ત છે! એક સૂત્રના અનન્ત અર્થ હોય છે અને અનન્ત પર્યાય હોય છે:

'अणंतगमपज्जवं सुत्तं'

'પ્રશમરતિ'ની ટીકામાં ટીકાકાર મહર્ષિએ 'ગમ'નો અર્થ **સપ્ત-ભંગી** કર્યો છે. 'गमाः स्यादस्ति स्यान्नास्तीति सप्तविकल्पाः ।

વસ્તુની વિચારણા આ સાત વિકલ્પોથી પણ થઈ શકે છે. એ સાત વિકલ્પો નીચે પ્રમાણે છે:

૧. स्याद् अस्ति एव सर्वम् [ વિધિકલ્પના ]
૨. स्याद् नास्ति एव सर्वम् [ નિષેધકલ્પના ]
૩. स्याद् अस्ति एव स्याद् नास्ति एव [ ક્રમશ: વિધિનિષેધ કલ્પના ]
૪. स्याद् अवक्तव्यं एव [ એક સાથે વિધિનિષેધની કલ્પના ]
૫. स्याद् अस्ति एव स्याद् अवक्तव्यं एव [ વિધિકલ્પનાથી એક સાથે વિધિનિષેધની કલ્પના ]
૬. स्याद् नास्ति एव स्याद् अवक्तव्यं एव [ નિષેધ કલ્પનાથી એક સાથે વિધિનિષેધની કલ્પના ]
૭. स्याद् अस्ति एव, स्याद् नास्ति एव, स्याद् अवक्तव्यं एव [ ક્રમશ: વિધિનિષેધની કલ્પનાથી એક સાથે વિધિનિષેધની કલ્પના ]

હવે એક દૃષ્ટાંત લઈને આ સાત વિકલ્પોને સમજીએ.

૧. ઘડો છે. સ્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સત્ છે.

૨. ઘડો નથી. પર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સત્ નથી.

૩. ઘડો છે અને નથી. સ્વદ્રવ્યાદિની અને પરદ્રવ્યાદિની બંનેની પણ ક્રમશઃ એકેકની અપેક્ષાએ ઘડો સદસત્ છે!

૪. એક સાથે સ્વ–પર દ્રવ્યાદિની ઉભયની અપેક્ષાએ કહી શકાય એવું જ નથી! કે 'ઘડો છે' અથવા 'ઘડો નથી.' કે "છે અને નથી." માટે અવક્તવ્ય.

૫. એકેકની અપેક્ષાએ અને એક સાથે ઉભયની અપેક્ષાએ ઘડો સત્–અવક્તવ્ય.

૬. અસત્–અવક્તવ્ય કહેવાય.

૭. સદસત્–અવક્તવ્ય કહેવાય.

પર્યાય :

એક વસ્તુનાં અનેક નામોને પર્યાય કહેવામાં આવે છે. જેમ સૂર્યના પર્યાયવાચી શબ્દો ભાનુ, સહસ્રરશ્મિ, માર્તંડ વગેરે છે.

'પર્યાય'ની બીજી પરિભાષા છે અવસ્થા. પર્યાય એટલે અવસ્થા. બદલાતા સ્વરૂપને અવસ્થા કહેવાય. આ અવસ્થાઓ 'દ્રવ્ય'ની હોય છે. દા. ત., માટી એક દ્રવ્ય છે. તેનો પીંડ થાય, શરાવ થાય, ઘડો થાય. આ બધી માટીની અવસ્થાઓ કહેવાય, અર્થાત્ 'પર્યાય' કહેવાય.

પર્યાયોનો આધાર દ્રવ્યો હોય. માટે એ દ્રવ્યોને સમજવાં જોઈએ. વિશ્વમાં મુખ્ય છ દ્રવ્યો છે. સમસ્ત જગત આ મૂળભૂત છ દ્રવ્યોનો સમૂહ છે. એ દ્રવ્યોમાં પર્યાયોનું પરિવર્તન તે જગતનું સંચલન છે. છ દ્રવ્યોનું સંક્ષિપ્ત સ્વરૂપ જોઈને પછી પર્યાયોના સ્વરૂપને સમજીએ.

૧. **ધર્માસ્તિકાય** : જીવ અને પુદ્‌ગલની ગતિમાં સહાયક દ્રવ્ય.
૨. **અધર્માસ્તિકાય** : જીવ અને પુદ્‌ગલની સ્થિરતામાં સહાયક દ્રવ્ય.
૩. **આકાશાસ્તિકાય** : દ્રવ્યોને અવકાશ (જગ્યા) આપનારું દ્રવ્ય.
૪. **જીવાસ્તિકાય** : જીવ, આત્મા, ચેતન. જીવો અનંત છે.
૫. **પુદ્‌ગલાસ્તિકાય** : રૂપ, રસ, ગંધ અને સ્પર્શના સ્વભાવવાળું.
૬. **કાળ** : દ્રવ્યોમાં 'નવું' 'જૂનું' એવો વ્યવહાર થવામાં નિમિત્ત.

આ દ્રવ્યોમાં જે પર્યાયો હોય છે તે મુખ્યરૂપે બે પ્રકારના હોય છે.

૧. સ્વપર્યાય.
૨. પરપર્યાય.

આમાં સ્વપર્યાયો મુખ્યરૂપે ચાર અપેક્ષાઓથી ઓળખાય છે :

૧. પર્યાયનું ઉપાદાન શું ?
૨. એનું ક્ષેત્ર કયું ?
૩. એનો કાળ કયો ?
૪. એનો ભાવ શું ?

દા. ત., એક 'ઘડો' લઈએ. દ્રવ્યદૃષ્ટિએ એ ઘડાનું ઉપાદાન માટી છે. ક્ષેત્રદૃષ્ટિએ રાજનગરમાં બનેલો છે. કાળદૃષ્ટિએ એ ઘડો હમણાં વર્તમાનકાળમાં બનેલો છે, નવો છે. ભાવદૃષ્ટિએ ઘડો લાલ છે, સુંવાળો છે, પાણી ભરવાનો છે....વગેરે. આ બધા ઘડાના **સ્વપર્યાય** કહેવાય.

હવે ઘડાના **પર–પર્યાય**નો વિચાર કરીએ. જેમ દ્રવ્યાદિ દૃષ્ટિએ 'ઘડો અમુક અમુક સ્વરૂપે છે,' એમ કહેવાય એમ પર દ્રવ્ય, પર ક્ષેત્ર વગેરેની અપેક્ષાએ 'ઘડો અમુક રૂપે નથી' એમ પણ કહેવાય છે.

૧. દ્રવ્યદૃષ્ટિએ 'ઘડો સુવર્ણમય નથી.'
૨. ક્ષેત્રદૃષ્ટિએ 'ઘડો સુરતનો નથી.'
૩. કાળદૃષ્ટિએ 'ઘડો જૂનો નથી.'
૪. ભાવદૃષ્ટિએ 'ઘડો કાળો નથી.'

ઘડો જે જે રૂપે છે તે એના **સ્વપર્યાય** કહેવાય : જે જે રૂપે નથી તે એના **પરપર્યાયો** કહેવાય.

**પ્રશ્ન :** 'પરપર્યાય' તો પરના પર્યાય કહેવાય ને ? પોતાના કેવી રીતે ?

**ઉત્તર :** પરના તો એ 'સ્વપર્યાય' કહેવાય ! પરપર્યાય ન કહેવાય.

**પ્રશ્ન :** દ્રવ્યમાં રહે તે એનો પર્યાય કહેવાય ને ? જે અવસ્થા એમાં નથી રહેતી તે એના પર્યાય કેવી રીતે કહેવાય ?

**ઉત્તર :** વસ્તુમાત્રમાં અવસ્થાઓ બે પ્રકારની હોય છે—વિધાનયોગ્ય અને ૨. નિષેધયોગ્ય. દા. ત., ઘડામાં માટીમયતાનું વિધાન છે, સુવર્ણમયતાનો નિષેધ છે. વિધાનરૂપે માટીમયતા જેમ ઘડાની અવસ્થા છે તેમ નિષેધ રૂપે સુવર્ણમયતા પણ એ જ ઘડાની અવસ્થા છે !

પ્રશ્ન કરો : 'માટીમય કોણ ?' ઉત્તર : 'ઘડો.'

પ્રશ્ન કરો : 'સુવર્ણમય કોણ નહીં ? ઉત્તરઃ એ જ ઘડો !

તાત્પર્ય એ છે કે વિધિમુખે અવસ્થા સ્વપર્યાય કહેવાય. નિષેધમુખે અવસ્થાને પરપર્યાય કહેવાય. આ પરપર્યાય અનંત હોય છે.



## ૫. શબ્દ અને અર્થ*

'શબ્દપ્રાભૃત'માં કહેલાં લક્ષણોવાળા શબ્દો બે પ્રકારના છે : પ્રાકૃત અને સંસ્કૃત. 'શબ્દપ્રાભૃત'નો સમાવેશ ચૌદ પૂર્વોમાં થયેલો છે. એ 'શબ્દપ્રાભૃત'માંથી 'પ્રાકૃત વ્યાકરણ' અને 'સંસ્કૃત વ્યાકરણ' લેવામાં આવેલાં છે.

घट, पट, अश्व વગેરે શબ્દો કહેવાય. શબ્દો અનંત છે.

**અર્થ :**

શબ્દોના અભિધેયને અર્થ કહેવાય. અર્થો અનંત છે. 'અર્થ' શબ્દની વ્યુત્પત્તિ આ રીતે કરવામાં આવી છે : 'अर्यतेऽधिगम्यतेऽर्थ्यते वेति अर्थः ।' જવાવું, જણાવું, ઇચ્છાવું તે અર્થ.

* શ્લોક નં. ૩



## ૬. હેતુ અને નય*

હેતુ એટલે કારણ.

કારણ બે પ્રકારનાં છે: ૧. ઉપાદાનકારણ ૨. નિમિત્તકારણ.

૧. જેના વિના કાર્ય ટકી ન શકે તે ઉપાદાનકારણ કહેવાય. જેમ ઘડાનું ઉપાદાનકારણ માટી છે. મોક્ષરૂપ કાર્યનું ઉપાદાનકારણ આત્મા છે, કપડાનું ઉપાદાનકારણ તાંતણા છે. જેના નાશ સાથે કાર્યનો નાશ થાય તે ઉપાદાનકારણ કહેવાય. ઉપાદાનકારણ કાર્યરૂપી શરીરની ધાતુ છે.

૨. ઉપાદાન સિવાયનાં કારણોને નિમિત્તકારણ કહેવાય. ઘડાનું ઉપાદાનકારણ જેમ માટી છે, તેમ ઘડાનું નિમિત્તકારણ દંડ ચક્ર, કુંભાર વગેરે કહેવાય. મોક્ષનું ઉપાદાનકારણ જેમ આત્મા, તેમ નિમિત્તકારણ પરમાત્મા, ગુરુ, ધર્મ વગેરે કહેવાય-



## નય*

૧. પ્રમાણથી પરિચ્છિન્ન અનંતધર્માત્મક વસ્તુના એક અંશને ગ્રહણ કરનારા (બીજા અંશોનો પ્રતિક્ષેપ કર્યા વિના) અધ્યવસાય વિશેષને 'નય' કહેવામાં આવે છે.

૨. પ્રત્યેક પદાર્થ અનંતધર્માત્મક હોય છે. 'પ્રમાણ'એ પદાર્થને અનંતધર્માત્મક સિદ્ધ કરે છે, જ્યારે 'નય' એ પદાર્થના અનંત ધર્મોમાંથી કોઇ એક ધર્મને ગ્રહણ કરે છે ને સિદ્ધ કરે છે; પરંતુ એક ધર્મનું ગ્રહણ કરતા, પ્રતિપાદન કરતા બીજા ધર્મોનું ખંડન ન થાય.

+ શ્લોક નં. ૩

'પ્રમાણ' અને 'નય'માં આ ભેદ છે : નય પ્રમાણનો એક દેશ (અંશ)[2] છે. જેવી રીતે સમુદ્રનો એક દેશ—અંશ સમુદ્ર ન કહેવાય, તેવી રીતે અપ્રમાણ પણ ન કહેવાય.

૩ 'શ્રી આવશ્યકસૂત્ર'ની ટીકામાં શ્રીયુત્ મલયગિરિજીએ પ્રતિપાદન કર્યું છે કે 'જે નય નયાન્તર સાપેક્ષતાથી 'સ્યાત્' પદયુક્ત વસ્તુને સ્વીકારે છે, તે પરમાર્થથી પરિપૂર્ણ વસ્તુને સ્વીકારે છે; માટે તેનો 'પ્રમાણ'માં જ અન્તર્ભાવ થઈ જાય છે. જે નયાન્તર નિરપેક્ષતાથી સ્વાભિપ્રેત ધર્મના આગ્રહપૂર્વક વસ્તુને ગ્રહણ કરવાનો અભિપ્રાય ધારણ કરે છે તે 'નય' કહેવાય. વસ્તુના એક દેશનું ગ્રહણ કરતો હોવાથી.

'નય'ની આ પરિભાષા નયવાદને મિથ્યાવાદ સિદ્ધ કરે છે. 'सव्वे नया मिच्छावाइणो' આ આગમની ઉક્તિથી સર્વે નયોનો વાદ મિથ્યાવાદ છે.

નયાન્તર નિરપેક્ષ નયને મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ 'नयाभास' કહે છે.

'श्री सम्मति–तर्क'માં સિદ્ધસેન દિવાકરસૂરિજી નયોના મિથ્યાત્વ અને સમ્યક્ત્વનું માધ્યમ આ રીતે બતાવે છે.

---

* ૩૨ મું સર્વનયાશ્રયણ અષ્ટક, શ્લોક ૧.

१ प्रमाणपरिच्छिन्नस्यानन्तधर्मात्मकस्य वस्तुन एकदेश ग्राहिणस्तदितरांशाप्रतिक्षेपिणोऽध्यवसायविशेषा नयाः। —जैन तर्कभाषायाम्

२ यथा हि समुद्रैकदेशो न समुद्रो नाप्यसमुद्रस्तथा नया अपि न प्रमाणं न वाऽप्रमाणमिति। —जैन तर्कभाषायाम्

३ इह यो नयो नयान्तरसापेक्षतया स्यात्पदलाञ्छितं वस्तु प्रतिपद्यते सः परमार्थतः परिपूर्णं वस्तु गृह्णाति इति प्रमाण एवान्तर्भवति, यस्तु नयवादान्तरनिरपेक्षतया स्वाभिप्रेतेनैव धर्मेण अवधारणपूर्वकं वस्तु परिच्छेत्तुमभिप्रैति स नयः। —आवश्यकसूत्र–टीकायाम्

**तम्हा सव्वे वि मिच्छादिट्ठी सपक्खपडिबद्धा ।**
**अण्णोण्णणिस्सिया उण हवन्ति सम्मत्तसब्भावा ॥२१॥**

'સ્વપક્ષ પ્રતિબદ્ધ સર્વે નયો મિથ્યાદૃષ્ટિ છે. અન્યોન્ય સાપેક્ષ સર્વે નયો સમકિતદૃષ્ટિ છે.'

દૃષ્ટાંત દ્વારા ઉપરોક્ત કથનને સમજાવતાં તેઓશ્રીએ કહ્યું છે :

**जहअणेयलक्खणगुणा वेरुलियाईमणिविसंजुत्ता ।**
**रयणावलिववएसं न लहंति महग्घमुल्ला वि ॥२२॥**
**तह णिययवायसुविणिच्छिया वि अण्णोण्ण पक्खणिरवेक्खा ।**
**सम्मद्दंसणसद्दं सव्वे वि णया ण पावेंति ॥२३॥**

'જેવી રીતે વિવિધ લક્ષણોથી યુક્ત વૈડૂર્યાદિ મણિ મહાન કિંમતી હોવા છતાં, જુદાં જુદાં હોય ત્યાં સુધી 'રત્નાવલિ' નામ પામી શકતાં નથી, તેવી રીતે નયો પણ સ્વવિષયનું પ્રતિપાદન કરવામાં સુનિશ્ચિત હોવા છતાં જ્યાં સુધી અન્યોન્ય-નિરપેક્ષ પ્રતિપાદન કરે ત્યાં સુધી 'સમ્યગ્દર્શન' નામ પામી શકતા નથી. અર્થાત્ 'સુનય' કહેવાતા નથી.

**द्रव्यार्थिक नय-पर्यायार्थिक नय :**

પ્રત્યેક વસ્તુના મુખ્યતયા બે અંશ હોય છે : (૧) દ્રવ્ય અને (૨) પર્યાય.

વસ્તુને જે દ્રવ્યરૂપે જ જુએ તે દ્રવ્યાર્થિક નય, અને વસ્તુને જે પર્યાયરૂપે જ જુએ તે પર્યાયાર્થિક નય. મુખ્ય આ બે જ નયો છે. વચનોના મુખ્ય પ્રવક્તા તરીકે આ બે નયો કહેલા છે.

'सम्मति तर्क'માં કહ્યું છે :

**तित्थयरवयणसंगह-विसेसपत्थारमूलवागरणी ।**
**दव्वट्ठिओ य पज्जवणओ ण सेसा वियप्पासी ॥३॥**

તીર્થંકરનાં વચનના વિષયભૂત (અભિધેય ભૂત) દ્રવ્યપર્યાય છે. તેનો સંગ્રહાદિ નયો વડે જે વિસ્તાર કરવામાં આવે છે, તેના મૂળ વક્તા દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયો છે. નૈગમાદિ નયો તેમના વિકલ્પો છે, ભેદો છે.

દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયોનાં મંતવ્યોનું સ્પષ્ટ પ્રતિપાદન કરતાં 'सम्मति तर्क' માં કહ્યું છે :

उप्पज्जंति वियंति य भावा नियमेण पज्जवणयस्स ।
दव्वट्ठियस्स सव्वं सया अणुप्पन्नमविणट्ठं ॥२९॥

પર્યાયાર્થિક નયનું મંતવ્ય છે કે સર્વ ભાવો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, અર્થાત્ પ્રતિક્ષણ ભાવો ઉત્પાદ–વિનાશ સ્વભાવવાળા છે. દ્રવ્યાર્થિક નય કહે છે કે સર્વ વસ્તુ અનુત્પન્ન–અનિષ્ટ છે અર્થાત્ દરેક ભાવ સ્થિર સ્વભાવવાળો છે.

દ્રવ્યાર્થિક નયના ત્રણ ભેદ છે : (૧) નૈગમ, (૨) સંગ્રહ અને (૩) વ્યવહાર. પર્યાયાર્થિક નયના ચાર ભેદ છે : (૧) ઋજૂસૂત્ર, (૨) શબ્દ, (૩) સમભિરૂઢ અને (૪) એવંભૂત.

શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ ઋજુસૂત્ર–નયને દ્રવ્યાર્થિકનો ભેદ કહે છે.

**नैगम :**

સામાન્ય–વિશેષાદિ અનેક ધર્મોને આ નય માને છે. અર્થાત્ ''સત્તા' લક્ષણ મહાસામાન્ય, અવાંતર સામાન્યો–દ્રવ્યત્વ–ગુણત્વ–કર્મત્વ વગેરે તથા સમસ્ત વિશેષોને આ નય માને છે.

' सामान्यविशेषाद्यनेकधर्मोपनयनपरोऽध्यवसायो नैगम :'

—जैन तर्कभाषा

આ નય પોતાના મંતવ્યને પુષ્ટ કરતાં કહે છે.

' यद्यथाऽवभासते तत्तथाऽभ्युपगन्तव्यम् यथा नील नीलतया '

જે જેવું દેખાય તેને તેવું માનવું જોઇએ–નીલને નીલ તરીકે અને પીતને પીત તરીકે.

ધર્મી અને ધર્મને એકાન્તતઃ ભિન્ન માને ત્યારે આ નય મિથ્યાદૃષ્ટિ છે, અર્થાત્ 'નૈગમાભાસ' છે. નૈયાયિકદર્શન અને વૈશેષિકદર્શન ધર્મી–ધર્મને એકાન્ત ભિન્ન માને છે.

**संग्रह :**

सामान्यप्रतिपादनपरः संग्रहनयः । આ નય કહે છે : 'સામાન્ય જ એક તાત્ત્વિક છે, વિશેષ નહીં.' અશેષ વિશેષનો અપલાપ કરવાપૂર્વક સામાન્ય રૂપે જ સમસ્ત વિશ્વને આ નય માને છે.

* એકાન્તતઃ સત્તા–અદ્વૈતને સ્વીકારી, સકલ વિશેષનું નિરસન કરનાર સંગ્રહાભાસ છે, એમ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કહે છે.

સર્વે અદ્વૈતવાદી દર્શનો અને સાંખ્ય દર્શન સત્તા–અદ્વૈતને જ માને છે.

**व्यवहार :**

विशेषप्रतिपादनपरो व्यवहारनयः ।

—श्रीमद् मलयगिरिः

સામાન્યનો નિરાસ કરવાપૂર્વક વિશેષને જ આ નય માને છે. સામાન્ય, અર્થક્રિયાના સામર્થ્યથી રહિત હોવાથી સકલ લોકવ્યવહારના માર્ગે આવી શકતું નથી. વ્યવહાર નય કહે છે : **यदेवार्थक्रियाकारि तदेव परमार्थसत्**– તે જ પરમાર્થ દૃષ્ટિએ સત્ છે, કે જે અર્થ–ક્રિયાકારી છે. સામાન્ય અર્થક્રિયાકારી નથી, માટે તે સત્ નથી.

આ નય લોક–વ્યવહારને અનુસરે છે. જે લોક માને તે આ નય માને. જેમ લોકો ભ્રમરને કાળો કહે છે. વાસ્તવમાં ભ્રમર પાંચ વર્ણવાળો હોય છે, છતાં કૃષ્ણવર્ણ સ્પષ્ટ રીતે ઉપલબ્ધ થાય છે તેથી લોકો ભ્રમરને કાળો કહે છે, વ્યવહારનય પણ ભ્રમરને કાળો કહે છે !

સ્થૂલ લોક–વ્યવહારનું અનુસરણ કરનાર આ નય દ્રવ્ય–પર્યાયના વિભાગને અપારમાર્થિક માને છે ત્યારે તે વ્યવહારાભાસ કહેવાય છે. ચાર્વાકદર્શન આ વ્યવહારાભાસમાંથી જન્મેલું છે.

**ऋजुसूत्र :**

× **प्रत्युत्पन्नग्राही ऋजुसूत्रो नयविधिः ।**

—આચાર્ય શ્રી मलयगिरिः

* सत्ताऽद्वैतं स्वीकुर्वाणः सकलविशेषान्निराचक्षाणः ।

—जैन तर्कभाषा

× साम्प्रतमुत्पन्नं प्रत्युत्पन्नमुच्यते, वर्तमानमिति ।

—आवश्यकसूत्र–टीका

જે અતીત છે તે વિનષ્ટ હોવાથી અને જે અનાગત છે તે અનુત્પન્ન હોવાથી ન તો તે બન્ને અર્થ-ક્રિયા સમર્થ છે, ન તે પ્રમાણના વિષયના છે. જે કંઈ છે તે વર્તમાનકાલીન વસ્તુ જ છે— ભલે તે વર્તમાનકાલીન વસ્તુનાં લિંગ વચન ભિન્ન હો.

અતીત-અનાગત વસ્તુ નથી, તેવી રીતે જે પરકીય વસ્તુ છે તે પણ પરમાર્થથી અસત્ છે, કારણ કે તે આપણા કોઈ પ્રયોજનની નથી.

ઋજુસૂત્ર નય, નિક્ષેપોમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચારે નિક્ષેપને માને છે.

માત્ર વર્તમાન પર્યાયને માનનાર સર્વથા દ્રવ્યનો અપલાપ કરનાર 'ઋજુસૂત્રાભાસ' નય છે. બૌદ્ધદર્શન ઋજુસૂત્રાભાસમાંથી પ્રગટેલું દર્શન છે.

**तद्भेदेन तस्य तमेव समर्थयमानः ।**

**शब्द :**

આ નયનું બીજું નામ 'સાંપ્રત નય' છે. આ નય પણ ઋજુસૂત્રની જેમ વર્તમાનકાલીન વસ્તુ જ માને છે. અતીત-અનાગત વસ્તુને નથી માનતો. વર્તમાનકાલીન પરકીય વસ્તુને પણ નથી માનતો.

નિક્ષેપામાં માત્ર ભાવનિક્ષેપને જ માને છે. નામ, સ્થાપના અને દ્રવ્ય-આ ત્રણ નિક્ષેપને માનતો નથી.

એવી રીતે લિંગ અને વચનના ભેદથી વસ્તુનો ભેદ માને છે, અર્થાત્ એક વચનવાચ્ય ' ગુરુઃ ' શબ્દનો અર્થ જુદો અને બહુવચનવાચ્ય 'ગુરવઃ નો અર્થ જુદો ! એવી રીતે પુંલિંગ-અર્થ નપુંસક લિંગથી વાચ્ય નહીં અને સ્ત્રીલિંગથી પણ વાચ્ય નહીં. નપુંસકલિંગ-અર્થ પુંલિંગવાચ્ય નહીં કે સ્ત્રીલિંગવાચ્ય નહીં. એમ સ્ત્રીલિંગ માટે પણ સમજવું.

આ નય અભિન્ન લિંગ-વચનવાળા પર્યાય-શબ્દોની એકાર્થતા માને છે. અર્થાત્ ઇન્દ્ર-શક્ર-પુરન્દર વગેરે શબ્દો કે જેમનાં લિંગ-

વચન સમાન છે, તે શબ્દોની એકાર્થતા માને છે. તેના અર્થ ભિન્ન ભિન્ન માનતો નથી.

'शब्दाभिधाय्यर्थप्रतिक्षेपी शब्दनयाभासः।' —जैन तर्कभाषा

શબ્દાભિધેય અર્થનો પ્રતિક્ષેપ (અપલાપ) કરનાર નય 'શબ્દ-નયાભાસ' કહેવાય છે.

**समभिरूढ :**

શબ્દનય અને સમભિરૂઢ નયમાં એક ભેદ છે. શબ્દનય અભિન્ન લિંગ-વચનવાળા પર્યાય-શબ્દોની એકાર્થતા માને છે. જ્યારે સમભિ-રૂઢ નય પર્યાયશબ્દોની ભિન્નાર્થતા માને છે. શબ્દના વ્યુત્પત્તિ-અર્થને જ માને છે.

'पर्यायशब्देषु निरुक्तिभेदेन भिन्नमर्थं समभिरोहन् समभिरूढः।'
—जैन तर्कभाषा

આ નય પર્યાયભેદે અર્થભેદ માને છે. પર્યાયશબ્દોના અર્થમાં રહેલા અભેદની ઉપેક્ષા કરે છે. ઇન્દ્ર, શક્ર, પુરન્દર વગેરે શબ્દોના અર્થ ભિન્ન ભિન્ન કરે છે. દા. ત., इन्दनादिन्द्रः, शकनाच्छक्रः, पूर्दारणात् पुरन्दरः વગેરે.

એકાન્તતઃ પર્યાયશબ્દોના અર્થમાં રહેલા અભેદની ઉપેક્ષા કરનાર નય નયાભાસ કહેવાય છે.

'पर्यायध्वनीनामभिधेयनानात्वमेव कक्षीकुर्वाणः समभिरुढाभासः।'
—जैन तर्कभाषा

**एवंभूत :**

તે તે શબ્દના તે તે વ્યુત્પત્તિ-અર્થ મુજબ ક્રિયામાં પરિણત પદાર્થ, તે તે શબ્દથી વાચ્ય બને.

દા. ત. गौः (ગાય) શબ્દનો પ્રયોગ ત્યારે જ સત્ય કહેવાય કે જ્યારે તે ગમનક્રિયામાં પ્રવૃત્ત હોય. કારણ કે गौः શબ્દનો વ્યુ-ત્પત્તિ અર્થ છે 'गच्छतीति गौः' ગાય ઊભી હોય ત્યારે તેના માટે गौः શબ્દનો પ્રયોગ ન થઈ શકે, એમ આ નય માને છે.

આ રીતે આ નય ક્રિયામાં અપ્રવૃત્ત વસ્તુને શબ્દથી અવાચ્ય માનતો હોવાથી મિથ્યા દૃષ્ટિ છે.

**क्रियानादिष्टं वस्तु शब्दवाच्यतया प्रतिक्षिपन्नेवंभूताभासः।**

—जैन तर्कभाषा

'ક્રિયામાં અપ્રવૃત્ત વસ્તુ શબ્દવાચ્ય નથી,' એમ કહેનાર આ નય એવંભૂતાભાસ છે.

આ પ્રમાણે સાત નયોનું સ્વરૂપ સંક્ષેપથી પ્રસ્તુત કરવામાં આવ્યું છે. વિશેષ જિજ્ઞાસાવાળા મનુષ્યે ગુરુગમથી જિજ્ઞાસા પૂર્ણ કરવી.

**નિશ્ચયનય–વ્યવહારનય :**

**'तात्त्विकार्थाभ्युपगमपरस्तु निश्चयः।'**

—जैन तर्कभाषा

નિશ્ચયનય તાત્ત્વિક અર્થનો સ્વીકાર કરે છે. 'ભ્રમર'ને આ નય પંચવર્ણનો માને છે. પાંચ વર્ણના પુદ્ગલોથી તેનું શરીર બનેલું હોવાથી ભ્રમર તાત્ત્વિક દૃષ્ટિએ પાંચ વર્ણનો છે. અથવા તો નિશ્ચય-નયની પરિભાષા આ પ્રમાણે પણ કરાય છેઃ **सर्वनयमतार्थग्राही निश्चयः** સર્વ નયોને અભિમત અર્થને ગ્રહણ કરનાર નિશ્ચયનય છે.

**પ્રશ્ન :** સર્વનય–અભિમત અર્થને ગ્રહણ કરતાં તે 'પ્રમાણ' કહેવાશે. નયત્વનો વ્યાઘાત નહીં થાય?

**ઉત્તર :** નિશ્ચયનય સર્વનયઅભિમત અર્થને ગ્રહણ કરે છે છતાં તે તે નયને અભિમત સ્વ–અર્થની પ્રધાનતાનો સ્વીકાર કરે છે, માટે તેનો અન્તર્ભાવ 'પ્રમાણ'માં નહિ થાય.

'लोकप्रसिद्धार्थानुवादपरो व्यवहारनयः।' આ લોકોમાં પ્રસિદ્ધ અર્થનું અનુસરણ કરનાર વ્યવહારનય છે, જેમ લોકોમાં ભ્રમર કાળો કહેવાય છે. તો વ્યવહારનય પણ ભ્રમરને કાળો માને છે. અથવા 'एकनयमतार्थग्राही व्यवहारः' કોઈ એક નયના અભિપ્રાયને અનુસરનાર **'વ્યવહારનય'** છે.

ज्ञाननय–क्रियानयः

"ज्ञानमात्रप्राधान्याभ्युपगमपरा ज्ञाननयाः।" માત્ર જ્ઞાનની પ્રધાનતા માનનાર જ્ઞાનનય કહેવાય છે.

'क्रियामात्रप्राधान्याभ्युपगमपराश्च क्रियानयाः।' માત્ર ક્રિયાની પ્રધાનતાને સ્વીકારનાર ક્રિયાનય કહેવાય છે. ઋજુસૂત્રાદિ ચાર નય ચારિત્રરૂપ ક્રિયાની જ પ્રધાનતા માને છે. કારણ કે ક્રિયા જ મોક્ષના પ્રત્યે અવ્યવહિત કારણ છે. 'શૈલેશી' ક્રિયા પછી તુરત જ આત્મા સિદ્ધિ ગતિને પ્રાપ્ત કરે છે.

નૈગમ, સંગ્રહ અને વ્યવહાર–આ ત્રણ નયો યદ્યપિ જ્ઞાનાદિ ત્રણને મોક્ષનું કારણ માને છે, પરંતુ ત્રણના સમુદાયને નહીં, પરંતુ જ્ઞાનાદિને ભિન્ન ભિન્ન રીતે મોક્ષના કારણ તરીકે સ્વીકારે છે. જ્ઞાનાદિ ત્રણથી જ મોક્ષ થાય, તેવો નિયમ આ નયો માનતા નથી. જો એમ માને તો તે 'નય' નય ન રહે. નયત્વનો વ્યાઘાત થઈ જાય.

આ છે જ્ઞાનનય–ક્રિયાનયનું સંક્ષિપ્ત સ્વરૂપ.

## બુદ્ધિ

આગમોમાં મતિજ્ઞાનના મુખ્ય બે પ્રકાર બતાવવામાં આવ્યા છે :

૧. શ્રુતનિશ્રિત મતિજ્ઞાન

૨. અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન

આગમશ્રુતથી જેમની બુદ્ધિ સંસ્કારવાળી થયેલી હોય, તેઓને વ્યવહાર સમયે શ્રુતજ્ઞાનની અપેક્ષા વિના જે જ્ઞાન થાય તે જ્ઞાનને (અવગ્રહાદિ) આગમમાં 'શ્રુતનિશ્રિત' કહેવાયું છે.

શ્રુતસંસ્કારની અપેક્ષા વિના જે સ્વાભાવિક જ્ઞાન થાય તે ઔત્પાતિકી વગેરે ચાર પ્રકારની બુદ્ધિ તે 'અશ્રુતનિશ્રિત.' મતિજ્ઞાન છે.

**ચાર પ્રકારની બુદ્ધિ :**

૧. ઔત્પાતિકી

૨. વૈનયિકી

૩. કર્મજા
૪. પારિણામિકી

હવે આ ચાર બુદ્ધિનો વિચાર 'વિશેષાવશ્યક ભાષ્ય'ના આધારે સંક્ષેપમાં કરીએ.

૧. પૂર્વે નહીં જોયેલા, નહીં સાંભળેલા અને નહીં વિચારેલા અર્થને વિશુદ્ધપણે ગ્રહણ કરનારી, અવ્યાહત ફળ આપનારી બુદ્ધિને 'ઔત્પાતિકી બુદ્ધિ' કહેવામાં આવી છે.
૨. કષ્ટદાયી મોટા કાર્યનો ભાર વહન કરવામાં અને કાર્ય પૂર્ણ કરવામાં સમર્થ, ધર્મ–અર્થ અને કામ–આ ત્રિવર્ગનું પ્રતિપાદન કરનારા સૂત્રાર્થના સારને ગ્રહણ કરનારી, સારભૂત અને ઉભય લોકમાં ફળદાયી બુદ્ધિને 'વૈનયિકી બુદ્ધિ' કહેવામાં આવી છે.
૩. વિવક્ષિત કાર્યમાં મન પરોવાથી તે કાર્યનો પરમાર્થ જાણનારી, કાર્યના અભ્યાસથી અને વિચારથી વિસ્તાર પામેલી, વિદ્વાનો "સારું કર્યું" એવી પ્રશંસા કરે તેવી બુદ્ધિને 'કર્મજા બુદ્ધિ' કહી છે.
૪. અનુમાન, હેતુ અને દૃષ્ટાંતથી અર્થને સિદ્ધ કરનારી તથા અભ્યુદય અને મોક્ષરૂપ ફળ આપનારી બુદ્ધિને 'પારિણામિકી બુદ્ધિ' કહી છે.

આગમગ્રન્થોમાં બીજી રીતે ત્રણ પ્રકારની બુદ્ધિ બતાવવામાં આવી છે:
૧. બીજબુદ્ધિ
૨. પદાનુસારિણી બુદ્ધિ
૩. કોષ્ઠ બુદ્ધિ

આ ત્રણ બુદ્ધિની પરિભાષાઓ તે તે આગમોમાં જે રીતે આપવામાં આવી છે, તેને અનુસાર અહીં બતાવવામાં આવે છે.

**બીજબુદ્ધિ :**

+ બીજની જેમ વિવિધ અર્થબોધરૂપ મહાવૃક્ષને પેદા કરનાર

શ્લોક : ૪

+ बीजमिव विविधार्थाधिगमरूपमहातरूजननात् बुद्धिः यस्येति व्युत्पत्तेः।

હોવાથી તે બુદ્ધિને બીજબુદ્ધિ કહેવાય છે. ગણધરોને આ બીજબુદ્ધિ હોવાથી તેઓ તીર્થંકર પરમાત્મા પાસેથી માત્ર ત્રિપદી (उप्पन्नेइ वा विगमेइ वा, धुवेइ वा) સાંભળીને એના આધારે સમગ્ર દ્વાદશાંગીની રચના કરે છે. બીજબુદ્ધિવાળા મહાપુરુષોને અર્થપ્રધાન એક જ પદ મળવું જોઈએ! એના આધારે અનેક અર્થનો બોધ એમને થઈ જાય.

## પદાનુસારિણી બુદ્ધિ :

× સૂત્રના અવયવભૂત એક જ પદ સાંભળીને, તે પદને અનુકૂળ સેંકડો પદનું જ્ઞાન મેળવે.

આ પદાનુસારિણી બુદ્ધિવાળા પુરુષો ગુરુમુખેથી એક સૂત્રપદ સાંભળીને શેષ ઘણા પદસમૂહોને સ્વયં ગ્રહણ કરે. અનેક પદોની સ્વયં સ્ફુરણા થાય. "गुरूमुखादेकसूत्रपदमनुसृत्य शेषमपि भूयस्तरपदनिकुरम्बमवगाहते ।"

## કોષ્ઠ બુદ્ધિ :

० કોષ્ઠ એટલે કોઠાર. કોઠારમાં નાંખેલા ધાન્યની જેમ, આ બુદ્ધિવાળા પુરુષો જે સૂત્રાર્થ ભણ્યા હોય તેઓ દીર્ઘકાળપર્યંત એ સૂત્રાર્થને સુરક્ષિત રાખે, ભૂલે નહીં. જેમ કોઠારમાં નાંખેલું ધાન્ય દીર્ઘ કાળપર્યંત તેવું ને તેવું રહે, બગડે નહીં, નાશ ન પામે, તેવી રીતે આ બુદ્ધિવાળાઓએ ગ્રહણ કરેલા સૂત્રાર્થ એમના એમ રહે, બગડે નહીં, નાશ ન પામે.

× 'जो सुत्तपएण बहु सुयमणुधावई पयानुसारी सो ।'

—प्रवचन सारोद्धारे

० कोष्ठकप्रक्षिप्तधान्यमिव यस्य सूत्रार्थौ सुचिरमपि तिष्ठतः सः कोष्ठबुद्धिः ।

—विशेषावश्यकभाष्ये

* बृहत्कल्पभाष्ये

## લેશ્યા*

કર્મો સાથે જેના દ્વારા આત્મા બંધાય તેને 'લેશ્યા' કહેવાય. 'લેશ્યા' શબ્દની વ્યુત્પત્તિ આચાર્યોએ આ રીતે કરી છે : 'लिश्यते —श्लिष्यते कर्मणा सह आत्मा अनयेति लेश्या ।'

**'લેશ્યા' એ શું છે?** આ પ્રશ્નના ઉત્તરો વિવિધ છે. આત્માનો એક વિશિષ્ટ પરિણામ—તેનું નામ લેશ્યા. આત્મપરિણામમાં નિમિત્તભૂત કાળાં—નીલ વગેરે વિશિષ્ટ દ્રવ્યો—તેનું નામ લેશ્યા. અધ્યવસાયનું બીજું નામ લેશ્યા!

શ્રીભગવતીસૂત્રની ટીકામાં આચાર્યશ્રી અભયદેવસૂરિજીએ કહ્યું છે:

**'कृष्णादिद्रव्यसान्निध्यजनितो जीवपरिणामो लेश्या ।'** કાળાં-નીલાં વગેરે દ્રવ્યોના સન્નિધાનથી ઉત્પન્ન થયેલો જીવનો પરિણામ —તેનું નામ લેશ્યા. આ 'ભાવલેશ્યા'ની પરિભાષા છે.

**દ્રવ્યલેશ્યા અને ભાવલેશ્યા :**

દ્રવ્યલેશ્યા પુદ્ગલ હોય છે, માટે તેનામાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય. દ્રવ્યલેશ્યાના છ પ્રકાર બતાવવામાં આવ્યા છે : ૧. કૃષ્ણલેશ્યા ૨. નીલલેશ્યા ૩. કાપોતલેશ્યા ૪. તેજોલેશ્યા ૫. પદ્મલેશ્યા અને ૬. શુક્લલેશ્યા.

ભાવલેશ્યામાં વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શ ન હોય, કારણ કે તે જીવપરિણામ છે. આત્મામાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ ન હોય એટલે આત્માના પરિણામમાં પણ ન હોય. ભગવતીસૂત્રમાં આ સ્પષ્ટતા કરવામાં આવેલી છે.

**'भावलेस्सं पडुच्च अवण्णा, अरसा, अगंधा, अफासा एवं जाव सुक्कलेस्सा'**

—भग. श० १२–३०–५ प्र० १६

આ ભાવલેશ્યા સુગતિ—દુર્ગતિનો હેતુ બને છે. પણ્ણવણાસૂત્રમાં કહેલું છે :

---

* શ્લોક : ૩૭

'तओ दुग्गइगामियाओ (कण्ह-नील-काऊलेस्साओ) तओ सुग्गइगामियाओ (तेऊ-पम्ह-सुक्कलेस्साओ)।'

—पण्ण० प० १७/३०४/सू० ४७

આ રીતે દ્રવ્યલેશ્યા અને ભાવલેશ્યાનો ભેદ બતાવીને હવે તે લેશ્યાના છ પ્રકારોમાં જે મુખ્ય ચાર અને પાંચ ભેદ છે, તે જોઈએ.

## છ લેશ્યાઓમાં ભેદ

| કૃષ્ણ-નીલ-કાપોત | તેજો-પક્ષ શુક્લ |
|---|---|
| [ દ્રવ્યલેશ્યા ] | [ દ્રવ્યલેશ્યા ] |
| ૧. દુર્ગંધવાળી. | ૧. સુગંધવાળી |
| ૨. અમનોજ્ઞ(વીરસ) | ૨. મનોજ્ઞ (સરસ) |
| ૩. શીત અને રુક્ષ | ૩. ઉષ્ણ અને સ્નિગ્ધ |
| ૪. અવિશુદ્ધ (વર્ણ) | ૪. વિશુદ્ધ (વર્ણ) |
| [ભાવલેશ્યા] | [ભાવલેશ્યા] |
| ૧. અધર્મલેશ્યા | ૧. ધર્મલેશ્યા |
| ૨. અપ્રશસ્તલેશ્યા | ૨. પ્રશસ્તલેશ્યા |
| ૩. સંક્લિષ્ટલેશ્યા | ૩. અસંક્લિષ્ટલેશ્યા |
| ૪. દુર્ગતિગામી | ૪. સુગતિગામી |
| ૫. અવિશુદ્ધ (પરિણામ) | ૫. વિશુદ્ધ (પરિણામ) |

**લેશ્યા અંગે વિશેષ ચર્ચા :**

'પ્રજ્ઞાપનાસૂત્ર'ની ટીકામાં આચાર્યશ્રી અભયદેવસૂરિજી કહે છે કે : યોગનો પરિણામ તે લેશ્યા છે. 'योगपरिणामो लेश्या'। લેશ્યા એ યોગનો પરિણામ છે, એ સિદ્ધાંતને સ્પષ્ટ કરતાં તેમણે કહ્યું કે સયોગી કેવળીને શુક્લલેશ્યા હોય છે. જ્યારે તે કેવળજ્ઞાની 'યોગનિરોધ' કરે છે ત્યારે તેઓ 'અયોગી' અને 'અલેશી' બને છે. સયોગી હોય-

× શ્લોક : ૩-૭

ત્યાં સુધી જ સલેશી. અયોગી બન્યા એટલે અલેશી બને. અર્થાત્ લેશ્યાનો સંબંધ મન–વચન–કાયાના યોગો સાથે છે.

'યોગ' શું છે ? શરીરનામકર્મની એક વિશેષ પરિણતિ છે. ઔદારિકાદિ શરીરોના વ્યાપારવાળા આત્માની વીર્યપરિણતિ તે યોગ છે. એવી જ રીતે લેશ્યાઓ છે.

કેટલાક આચાર્યો લેશ્યાની પરિભાષા 'कर्मनिस्यन्दो लेश्या' આ રીતે કરે છે. કૃષ્ણાદિ દ્રવ્યો એ જ દ્રવ્યલેશ્યા અને તે કૃષ્ણાદિ દ્રવ્યોના આધારે જન્મતા જીવપરિણામ તે ભાવલેશ્યા.

શ્રી મલયગિરિ કહે છે : જ્યાં સુધી મન–વચન–કાયાના યોગ હોય ત્યાં સુધી લેશ્યા હોય જ. 'योगनिमित्ता लेश्या'। લેશ્યા કર્મ–નિમિત્તક નથી. ઘાતીકર્મનિમિત્તક નથી તેમ અઘાતીકર્મનિમિત્તક પણ નથી. તેરમા ગુણસ્થાનકે ઘાતીકર્મ નથી, છતાં લેશ્યા હોય છે ! ચૌદમા ગુણસ્થાનકે અઘાતીકર્મ છે છતાં લેશ્યા નથી ! અર્થાત્ પરિશેષાનુમાનથી યોગાન્તરગત દ્રવ્યરૂપ લેશ્યા માનવી જોઈએ.

શ્રી સિદ્ધસેન ગણિ કહે છે : મનોયોગના સહયોગથી ઉત્પન્ન થતા પરિણામ તે લેશ્યા છે. કાળા–નીલ વગેરે વર્ણો દ્રવ્યલેશ્યા છે. ભાવલેશ્યા તે કાળા વગેરે રંગવાળાં દ્રવ્યોના નિમિત્તે ઉત્પન્ન થતા પરિણામ છે. એ પરિણામ કર્મબંધની સ્થિતિનું નિર્માણ કરે છે.

શ્રી હેમચન્દ્રસૂરિજી કહે છે કે : યોગના પરિણામ તે લેશ્યા છે. ત્રણે યોગ ( મન–વચન–કાયાના ) કર્મોદયજન્ય છે, માટે લેશ્યાઓ કર્મોદયજન્ય અને યોગજન્ય માનવામાં વાંધો નથી. શ્રી 'અનુયોગદ્વાર-સૂત્ર'ની ટીકામાં તેઓ એક બીજી માન્યતા પણ બતાવે છે : આઠ કર્મોના ઉદયથી જેમ સંસારીપણું અને અસિદ્ધત્વ છે તેમ લેશ્યાઓનું અસ્તિત્વ પણ છે.

દિગંબરાચાર્ય પૂજ્યપાદ કહે છે કે કષાયોદયથી રંગાયેલી યોગપ્રવૃત્તિ એ જ ભાવલેશ્યા છે, માટે લેશ્યા ઔદયિકભાવ છે. અકલંકદેવની પણ આ જ માન્યતા છે.

લેશ્યા અંગેનું વિવેચન વિશેષ રીતે ત્રણ આગમસૂત્રોમાં મળે છે: ૧. ભગવતી સૂત્ર ૨. પ્રજ્ઞાપના સૂત્ર અને ૩. ઉત્તરાધ્યયન સૂત્રમાં. શ્રી ભગવતી સૂત્રમાં અને પ્રજ્ઞાપના સૂત્રમાં પંદર પ્રકારે–પંદર દ્વારોથી લેશ્યા ઉપર વિવેચન થયેલું છે, તેની દ્વારગાથા આ પ્રમાણે છે:

**परिणाम-वन्न-रस-गन्ध-सुद्ध-अपसत्थ-संकिलिट्ठुण्हा ।**
**गई-परिणाम-पएसो-गाह-वग्गणाट्ठाणमप्पबहुं ॥**

भग० श० ४/ उ० १०/ गा० १ ॥
पण्ण० प० १७/ उ० ४/ गा० १ ॥

૧. પરિણામ. ૨. વર્ણ ૩. રસ ૪. ગન્ધ ૫. શુદ્ધ ૬. અપ્રશસ્ત ૭. સંક્લિષ્ટ ૮. ઉષ્ણ ૯. ગતિ ૧૦. પરિણામ ૧૧. પ્રદેશ ૧૨. અવગાહના ૧૩. વર્ગણા ૧૪. સ્થાન ૧૫. અલ્પબહુત્વ.

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં અગિયાર દ્વારોથી લેશ્યા અંગે વિવેચન થયેલું છે. તેની દ્વારગાથા નીચે પ્રમાણે છે:

**नामाइं वन्न-रस-गन्ध-फास-परिणामलक्खणं ।**
**ठाणं ठिइं गइं चाउं लेसाणं तु सुणेह मे ॥**

—उ० ३. ३४/गा० २ ॥

૧. નામ ૨. વર્ણ ૩. રસ ૪ ગન્ધ ૫. સ્પર્શ ૬. પરિણામ ૭. લક્ષણ ૮. સ્થાન ૯, સ્થિતિ ૧૦. ગતિ ૧૧. આયુષ્ય.

સારાંશ એ છે કે અગિયાર દ્વારોથી દ્રવ્યલેશ્યા અંગે વિવેચન મળે છે અને નવ દ્વારોથી ભાવલેશ્યા અંગે વિવેચન મળે છે. (આ ત્રણ ગ્રંથોમાં) આ સિવાય બીજાં પણ કેટલાંક દ્વારોથી વિવેચન મળે છે બીજા ગ્રંથોમાં.

**લેશ્યાઓની સ્થિતિ:**

| લેશ્યા | જઘન્યસ્થિતિ | ઉત્કૃષ્ટ સ્થિતિ |
|---|---|---|
| ૧. કૃષ્ણલેશ્યા | અન્તર્મુહૂર્ત | ૩૩ સાગરોપમ. (૧ મુહૂર્ત અધિક). |
| ૨. નીલલેશ્યા | ,, | ૧૦ સાગરોપમ. (પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક). |

| | | |
|---|---|---|
| ૩. કાપોતલેશ્યા | ,, | ૩ સાગરોપમ, (પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક) |
| ૪. તેજોલેશ્યા | ,, | ૨ સાગરોપમ. ( ,, ) |
| ૫. પદ્મલેશ્યા | ,, | ૧૦ સાગરોપમ. (૧ મુહૂર્ત અધિક) |
| ૬. શુક્લલેશ્યા | ,, | ૩૩ સાગરોપમ. ( ,, ) |

આ સ્થિતિ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના આધારે બતાવવામાં આવી છે. આ ઓઘથી અર્થાત્ સામાન્યથી લેશ્યાઓની સ્થિતિ બતાવવામાં આવી છે.

**લેશ્યાઓનાં લક્ષણ :**

તે તે લેશ્યાવાળા જીવોનાં લક્ષણ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં બતાવાયેલાં છે. આ લક્ષણો જાણવાથી ' અત્યારે હું કઈ લેશ્યામાં વર્તી રહ્યો છું ' એનું જ્ઞાન થાય.

**કૃષ્ણલેશ્યા :** પાંચ આશ્રવોમાં પ્રવૃત્ત, ત્રણ ગુપ્તિઓથી અગુપ્ત, છ કાયની હિંસાથી અવિરત, તીવ્ર આરંભમાં પરિણત, ક્ષુદ્ર, સાહસિક, નિર્દય, નૃશંસ અને અજિતેન્દ્રિય જીવ કૃષ્ણલેશ્યાવાળો જાણવો.

**નીલલેશ્યા :** ઈર્ષ્યાળુ, કદાગ્રહી, અતપસ્વી, અજ્ઞાની, માયાવી, નિર્લજ્જ, વિષયી, દ્વેષી, રસલોલુપ, આરંભી, અવિરત, ક્ષુદ્ર અને સાહસિક જીવ નીલલેશ્યાવાળો જાણવો.

**કાપોતલેશ્યા:** વક્ર વચનવાળો, વિષમ આચારવાળો, કપટી, ગૂઢ, પોતાના દોષ છુપાવનારો, પરિગ્રહી, મિથ્યાદૃષ્ટિ, અનાર્ય, મર્મભેદી, દુષ્ટ વચન બોલનારો, ચોર, મત્સર–સ્વભાવવાળો જીવ કાપોતલેશ્યાવાળો જાણવો.

**તેજોલેશ્યા :** નમ્ર, ચંચળતારહિત, નિષ્કપટ, કુતૂહલરહિત, વિનીત, ઇન્દ્રિયોનું દમન કરનાર, સ્વાધ્યાયશીલ, તપસ્વી, પ્રિયધર્મા, દૃઢધર્મા, પાપભીરૂ, હિતૈષી જીવ તેજોલેશ્યાવાળો જાણવો

**પદ્મલેશ્યા :** જેનામાં ક્રોધ, માન, માયા અને લોભ અલ્પ હોય, જેનું ચિત્ત પ્રશાન્ત હોય જે મનને વશ રાખતો હોય, જે યોગ અને ઉપધાનવાળો હોય, અતિ અલ્પભાષી હોય, ઉપશાન્ત હોય અને જિતેન્દ્રિય હોય તે જીવને પદ્મલેશ્યાવાળો જાણવો.

**શુક્લલેશ્યા :** આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન છોડીને જે ધર્મધ્યાન અને શુક્લધ્યાન ધરાવતો હોય, જેનું ચિત્ત શાન્ત હોય, જેને આત્મા વશમાં હોય, જે સમિતિ અને ગુપ્તિવાળો હોય, જે સરાગ કે વીતરાગ હોય, જે ઉપશાન્ત અને જિતેન્દ્રિય હોય તેને શુક્લલેશ્યાવાળો જાણવો.

**લેશ્યા અને જીવો :**

(૧) એક લેશ્યાવાળા જીવો :

- **કૃષ્ણલેશ્યાવાળા જીવો :** તમઃપ્રભા નારકી, તમઃતમ પ્રભા નારકી
- **નીલલેશ્યાવાળા જીવો :** પંકપ્રભા નારકી
- **કાપોતલેશ્યાવાળા જીવો :** રત્નપ્રભા નારકી, શર્કરાપ્રભા નારકી
- **તેજોલેશ્યાવાળા જીવો :** જ્યોતિષી દેવ, સૌધર્મ દેવ, ઈશાન દેવ, પ્રથમ કિલ્બીષી –વગેરે.
- **પદ્મલેશ્યાવાળા જીવો :** સનત્ કુમાર દેવ, માહેન્દ્ર દેવ, બ્રહ્મદેવ, બીજો કિલ્બીષી દેવ
- **શુક્લલેશ્યાવાળા જીવો :** લાન્તક દેવ, મહાશુક્ર દેવ, સહસ્રાર દેવ, આનત–પ્રાણત–આરણ–અચ્યુત –નવગ્રૈવેયક અને પાંચ અનુત્તર દેવ.

(૨) બે લેશ્યાવાળા જીવો :

- **કૃષ્ણ અને નીલ લેશ્યાવાળા જીવો :** ધૂમપ્રભા નારકી
- **નીલ અને કાપોત લેશ્યાવાળા જીવો :** વાલુકાપ્રભા નારકી

૪. **સૂક્ષ્મ સંપરાય :** શુક્લલેશ્યા જ હોય.

૫. **યથાખ્યાત :** સલેશી યથાખ્યાત ચારિત્રીને શુક્લલેશ્યા જ હોય.

**તેજોલેશ્યા :**

**ઠાણાંગસૂત્રમાં** તપોલબ્ધિથી પ્રાપ્ત થતી તેજોલેશ્યાનું વર્ણન પ્રાપ્ત થાય છે. તે તેજોલેશ્યા પૌદ્‌ગલિક હોય છે એટલે કે દ્રવ્યલેશ્યા હોય છે. આ તેજોલેશ્યા અને લેશ્યાઓના છ ભેદોમાં આવતી તેજો-લેશ્યા જુદી હોય, એમ સમજાય છે. આ તેજોલેશ્યા ત્રણ સ્થાનોથી પ્રાપ્ત થાય છે :

૧. આતાપનાથી ( શીત–તાપ વગેરે સહન કરવાથી ).

૨. ક્ષમાથી ( ક્રોધનિગ્રહ કરવાથી ).

૩. અપાનકેન તપકર્મ કરવાથી. (છટ્ઠના પારણે છટ્ઠ કરવાથી).

આ તેજોલેશ્યા બે પ્રકારની હોય છે : ઉષ્ણ તેજોલેશ્યા ને શીત તેજોલેશ્યા. ભગવતી સૂત્રના પંદરમા શતકમાં ભગવાન મહાવીરસ્વામી ગૌતમને કહે છે કે, ' હે ગૌતમ ! મંખલીપુત્ર ગોશાલક ઉપર અનુકંપા લાવીને મેં વૈશ્યાયન બાલતપસ્વીની તેજોલેશ્યાનો પ્રતિસંહાર કરવા માટે શીત તેજોલેશ્યા બહાર કાઢી અને મારી શીતલેશ્યાએ વૈશ્યાયન બાલતપસ્વીની ઉષ્ણ તેજોલેશ્યાનો પ્રતિઘાત કર્યો...........'

આ પાઠથી–પ્રતિપાદનથી બે પ્રકારની લેશ્યાઓ હોય છે, તે સિદ્ધ થાય છે.

તપઃકર્મથી તેજોલેશ્યા પ્રાપ્ત કરવાનો વિધિ ભગવતીસૂત્રના પંદરમા શતકમાં બતાવવામાં આવ્યો હતો.

**દેવોની તેજોલેશ્યા અને શ્રમણોની તેજોલેશ્યા :**

શ્રી ભગવતીસૂત્રના ચૌદમા શતકમાં દેવોની તેજોલેશ્યા સાથે શ્રમણની તેજોલેશ્યાની તુલના બતાવવામાં આવી છે. આ તેજોલેશ્યા પણ છ પ્રકારની લેશ્યાઓમાંની તેજોલેશ્યા નથી, એમ સમજાય છે.

આ તેજોલેશ્યા એટલે આન્તરિક સુખ, આન્તર આનન્દ છે. ટીકાકારે પણ તેજોલેશ્યાનો અર્થ 'सुखासिकाम' કરેલો છે.

એક મહિનાના દીક્ષાપર્યાયવાળો શ્રમણ વાણવ્યંતરદેવોની તેજોલેશ્યાને અતિક્રમી જાય છે. બે મહિનાના દીક્ષાપર્યાયવાળો શ્રમણ ભવનપતિદેવોની તેજોલેશ્યાને અતિક્રમી જાય છે. ત્રણ મહિનાના પર્યાયવાળો અસુરકુમાર દેવોની, ચાર મહિનાના પર્યાયવાળો જ્યોતિષદેવોની, પાંચ મહિનાના પર્યાયવાળો સૂર્ય–ચંદ્રની, છ મહિનાના પર્યાયવાળો સૌધર્મ-ઈશાન દેવોની, સાત મહિનાના પર્યાયવાળો સનત્કુમાર–માહેન્દ્રની, આઠ મહિનાના પર્યાયવાળો બ્રહ્મ અને લાંતકદેવોની, નવ મહિનાના આનત–પ્રાણત–આરણ અને અચ્યુતની, અગિયાર મહિનાના પર્યાયવાળો મહાશુક્ર અને સહસ્રારની, દસ મહિનાના પર્યાયવાળો ગ્રૈવેયકદેવોની અને બાર મહિનાના પર્યાયવાળો અનુત્તરવાસી દેવોની તેજોલેશ્યાને અતિક્રમી જાય છે.

આ રીતે 'લેશ્યા' શબ્દનો પ્રયોગ બીજા અર્થમાં પણ થયેલો છે.

'લેશ્યા' ઉપર ઉપનયકથા :

(૧) છ મિત્રો ફરવા ગયા. એમણે એક સ્થળે જાંબુનું વૃક્ષ જોયું. સહુને જાંબુ ખાવાની ઇચ્છા થઈ. સહુના મનમાં જુદા જુદા વિચાર આવ્યા.

પહેલા મિત્રે કહ્યું : વૃક્ષ ઉપર ચઢવાની મહેનત કોણ કરે ? માટે વૃક્ષને મૂળથી કાપીને નીચે પાડો અને મજેથી ફળ ખાઓ.

બીજા મિત્રે કહ્યું : આખા વૃક્ષને કાપી નાંખવાથી શું લાભ ? વૃક્ષની મોટી મોટી શાખાઓને કાપીએ. ફળ મળી જશે અને વૃક્ષ બચી જશે.

ત્રીજા મિત્રે કહ્યું : મોટી મોટી ડાળો પણ શા માટે કાપવી જોઈએ ? જે નાની ડાળીઓ ઉપર જાંબુ લાગેલાં છે એ ડાળીઓ જ તોડીએ અને ફળો ખાઇએ. વૃક્ષને વધુ નુકસાન નહીં થાય.

ચોથા મિત્રે કહ્યું : નાની ડાળીઓ શા માટે તોડવી જોઈએ ?

(૩) ત્રણ લેશ્યાવાળા જીવો :

- **કૃષ્ણ-નીલ-કાપોત લેશ્યાવાળા જીવો** : નારકી, અગ્નિકાય, વાયુકાય, દ્વિન્દ્રિય, ત્રિન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય, અસંજ્ઞી મનુષ્ય, સૂક્ષ્મ-સ્થાવર જીવ, બાદર નિગોદ.
- **તેજો-પદ્મ-શુક્લ લેશ્યાવાળા જીવો** : વૈમાનિક દેવ, પુલાક નિર્ગ્રન્થ, બકુસ નિર્ગ્રન્થ, પ્રતિસેવના, કુશીલ, પરિહાર વિશુદ્ધિ સંયત અને અપ્રમત્ત સંયત.

(૪) ચાર લેશ્યાવાળા જીવો :

- **કૃષ્ણ-નીલ-કાપોત-તેજો-લેશ્યાવાળા જીવો** : પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય, ભવનપતિ, વાણવ્યંતર, યુગલિક, દેવીઓ.

(૫) પાંચ લેશ્યાવાળા જીવો :

- **કૃષ્ણલેશ્યાથી પદ્મલેશ્યા સુધીની લેશ્યાવાળા જીવો**: જઘન્ય સ્થિતિવાળા પર્યાપ્તા અને સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય જીવો, કે જેઓ સનત્કુમાર, માહેન્દ્ર અને બ્રહ્મદેવલોકમાં ઉત્પન્ન થવાને યોગ્ય હોય.

(૬) છ લેશ્યાવાળા જીવો :

**કૃષ્ણલેશ્યાથી શુક્લલેશ્યાવાળા જીવો** : તિર્યંચપંચેન્દ્રિય, મનુષ્ય, દેવ, સામાયિક સંયત, છેદોપસ્થાનીય સંયત, કષાયકુશીલ અને સંયત.

* કષાય અને લેશ્યા :

કષાય અને લેશ્યાનો અવિનાભાવી સંબંધ નથી, એટલે કે જ્યાં કષાય હોય ત્યાં લેશ્યા હોય જ; પરંતુ લેશ્યા હોય ત્યાં કષાય ન

---

* कषायपरिणामो लेश्यापरिणामोऽविनाभूतो लेश्यापरिणामश्च कषायपरिणामं विनापि भवति, ततः कषायपरिणामानन्तरं लेश्यापरिणाम उक्तः न तु लेश्यापरिणामानन्तरं कषायपरिणामः ।

—पण्ण० प० १३/ सूत्रः २/ टीका

પણ હોય! કેવળજ્ઞાનીને (તેરમા ગુણસ્થાનકે) લેશ્યા હોય છે પરંતુ કષાય નથી હોતા. કેવળજ્ઞાનીને શુક્લલેશ્યા જ હોય. તાત્પર્ય એ છે કે લેશ્યા-પરિણામ કષાય-પરિણામ વિના પણ હોઈ શકે.

ગુણસ્થાનક અને લેશ્યા

૧. પહેલા ગુણસ્થાનકથી છઠ્ઠા ગુણસ્થાનક સુધીના જીવોને છયે લેશ્યાઓ હોઈ શકે.

૨. સાતમા ગુણસ્થાનકે તેજો-પદ્મ શુક્લ લેશ્યા હોય.

૩. આઠમાથી તેરમા ગુણસ્થાનકે રહેલા જીવોને શુક્લલેશ્યા જ હોય.

**પાંચ પ્રકારના સંયતી અને લેશ્યા :**

૧. પુલાક : તેજો-પદ્મ અને શુક્લ લેશ્યા હોય.
૨. બકુસ : ,, ,,
૩. પ્રતિસેવના કુશીલ : ,, ,, ,,
૪. કષાય કુશીલ : છ યે લેશ્યાઓ હોય.

તત્ત્વાર્થભાષ્યમાં બકુસ અને પ્રતિસેવના કુશીલમાં છ લેશ્યાઓ બતાવી છે.

वकुश–प्रतिसेवना कुशीलयोः सर्वाः षडपि । तत्त्वार्थः अ० ९ सू० ४९ । माष्य.

કષાયકુશીલમાં ત્રણ શુભ લેશ્યાઓ કહી છે, તત્ત્વાર્થભાષ્યમાં.

૫. નિર્ગ્રન્થ : એક શુક્લલેશ્યા જ હોય.

૬. સ્નાતક : સલેશી સ્નાતકને એક પરમ શુક્લલેશ્યા જ હોય.

કષાય કુશીલમાં ત્રણ શુભ લેશ્યાઓ કહી છે; તત્ત્વાર્થભાષ્યમાં

**પાંચ પ્રકારનાં સંયમ અને લેશ્યા :**

૧. સામાયિક ચારિત્ર : છ યે લેશ્યાઓ હોય.

૨. છેદોપસ્થાપનીય : છ યે લેશ્યાઓ હોય.

૩. પરિહાર વિશુદ્ધિ : તેજો-પદ્મ અને શુક્લલેશ્યા હોય.

શ્રી પ્રજ્ઞાપના સૂત્ર અને ઉત્તરાધ્યયન સૂત્રના આધારે
દ્રવ્ય લેશ્યાઓના વર્ણ-ગંધ-રસ અને સ્પર્શનો કોઠો.

| લેશ્યા | વર્ણ | ગંધ | રસ | સ્પર્શ |
|---|---|---|---|---|
| કૃષ્ણ. | ભ્રમર જેવો કાળો. | મરેલા કૂતરાના કલેવરની દુર્ગંધથી અનન્તગુણ વધારે દુર્ગંધ | લીમડાની છાલ જેવો. | કરવતના સ્પર્શ કરતાં અનન્તગુણ વધારે રુક્ષ સ્પર્શ |
| નીલ. | મોરની ડોક જેવો. | | સુંઠના ચૂર્ણ જેવો | |
| કાપોત. | કબૂતરની ડોક જેવો. | | કાચાં દાડમ જેવો | |
| તેજો. | પોપટની ચાંચ જેવો. | સુગંધિત પુષ્પોની સુવાસથી અનન્તગુણ વધારે સુવાસ | કેરીના રસ જેવો. | માખણના સ્પર્શથી અનન્તગુણ વધારે સ્નિગ્ધ સ્પર્શ. |
| પદ્મ. | શ્રેષ્ઠ સોના જેવો. | | મધ જેવો. | |
| શુક્લ. | દૂધની ધારા જેવો | | ખડી સાકર જેવો. | |

ફળના ગુચ્છાઓ તોડી લઈએ! આપણે તો ફળ જ ખાવાં છે ને? ડાળીઓ તોડવાની જરૂર નથી.

પાંચમા મિત્રે કહ્યું : ગુચ્છા પણ તોડવાની જરૂર નથી. ગુચ્છામાં તો કાચાંપાકાં બધાં ફળ હોય. આપણે તો પાકાં ફળ જોઈએ છે. એટલે વૃક્ષને અને ડાળીઓને હચમચાવી નાંખો, પાકાં ફળ ખરી પડશે.... એ ખાઈશું.

છઠ્ઠો મિત્રે સહુને પ્રેમથી સમજાવતાં કહ્યું : શા માટે બિચારા વૃક્ષને કાપવું? શા માટે ડાળીઓ તોડવી? શા માટે વૃક્ષને હચમચાવવું? જુઓ, જમીન ઉપર અનેક પાકાં ફળ પડેલાં જ છે, તે લઈ લો અને ખાઓ. વ્યર્થ શા માટે વૃક્ષને નુકસાન કરવું?

આ છ લેશ્યાઓને સ્પષ્ટતાથી સમજાવતી ઉપનય કથા છે. પહેલો મિત્ર એ કૃષ્ણલેશ્યા છે, બીજો નીલલેશ્યા, ત્રીજો કાપોતલેશ્યા, ચોથો તેજોલેશ્યા, પાંચમો પદ્મલેશ્યા અને છઠ્ઠો શુક્લલેશ્યા છે. તે તે લેશ્યા-વાળાના કેવા કેવા વિચારો હોય, તે આ ઉપનયકથા સ્પષ્ટતાથી સમજાવે છે.

—आवश्यकसूत्र० अ० ४/ सू. ६/हारि० टीका

(૨) છ ડાકુઓ કોઈ ગામને લૂંટવા જઈ રહ્યા હતા. તે છયેના મનમાં લેશ્યાજનિત પોતપોતાના પરિણામોના અનુસાર જુદા જુદા વિચાર જાગ્રત થયા. ગામને લૂંટવા અંગે દરેકે પોતપોતાના વિચારો રજૂ કર્યા.

પહેલા ડાકુએ કહ્યું : જે કોઈ મનુષ્ય કે પશુ આપણી સામે આવે તે બધાને મારી નાંખવા જોઈએ.

બીજા ડાકુએ કહ્યું : પશુઓને મારવાથી શું લાભ? મનુષ્યોને મારવા જોઈએ; કે જેઓ આપણો વિરોધ કરે છે.

ત્રીજા ડાકુએ કહ્યું : સ્ત્રીઓને ન મારવી જોઈએ, પુરુષોને જ મારવા જોઈએ.

ચોથા ડાકુએ કહ્યું : દરેક પુરુષને ન મારવો જોઈએ. જે પુરુષ પાસે શસ્ત્રો હોય એને જ મારવો જોઈએ.

પાંચમા ડાકુએ કહ્યું : શસ્ત્રસહિત પુરુષ પણ જે આપણને જોઈને ભાગી જાય તેને ન મારવો જોઈએ. સશસ્ત્ર પુરુષ કે જે આપણો સામનો કરે, એને મારવો જોઈએ.

છઠ્ઠા ડાકુએ કહ્યું : આપણે તો ધન જોઈએ છે. ધન લૂંટવું જોઈએ, માણસોને શા માટે મારવા જોઈએ? માત્ર ધન લૂંટવું જોઈએ.

આ રીતે છ લેશ્યાઓને ઉયનયકથાથી સમજાવી.

— आवश्यकसूत्र अ० ४/सू. ६/हारि० टीका



## ૯. પાંચ ચારિત્ર ×

૧. સામાયિક ચારિત્ર
૨. છેદોપસ્થાપનીય ચારિત્ર
૩. પરિહારવિશુદ્ધિ ચારિત્ર
૪. સૂક્ષ્મસંપરાય ચારિત્ર
૫. યથાખ્યાત ચારિત્ર

**(૧) સામાયિક ચારિત્ર :**

સર્વ પ્રકારની પાપપ્રવૃત્તિઓના ત્યાગરૂપ અને સમતાના લાભરૂપ સામાયિક ચારિત્ર હોય છે. તેના બે પ્રકાર છે :

૧. ઈત્વરિક. ૨. યાવત્કથિક.

- થોડા સમય માટેનું ચારિત્ર તે ઈત્વરિક.
- જિંદગીપર્યંતનું ચારિત્ર તે યાવત્કથિક.
- ભરતક્ષેત્ર અને ઐરવતક્ષેત્રમાં, પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનકાળમાં 'સામાયિક–ચારિત્ર' સાધુઓને હોય, તે 'ઈત્વરિક' હોય. વધુમાં વધુ એનો સમય છ મહિનાનો હોય.
- ભરતક્ષેત્ર અને ઐરવતક્ષેત્રમાં બાવીસ તીર્થંકરોના સમયે અને મહાવિદેહમાં સદૈવ (દરેક તીર્થંકરના સમયે) ચાર મહાવ્રતરૂપ ધર્મ પાળે તે યાવત્કથિક સામાયિક ચારિત્ર કહેવાય.

**(૨) છેદોપસ્થાપનીય ચારિત્ર :**

પૂર્વપર્યાયનો છેદ કરીને, આત્માને પાંચ મહાવ્રતરૂપ શુદ્ધ

---

× શ્લોક : ૬૦

ધર્મમાં સ્થાપિત કરવામાં આવે, તે છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય. આ ચારિત્રના બે પ્રકાર છે : ૧. સાતિચાર, ૨. નિરતિચાર.

- પાંચ મહાવ્રતરૂપ મૂળ ગુણનો ભંગ થતાં તે મલિન પર્યાયને છેદી, પુનઃ શુદ્ધવ્રતનું આરોપણ, તે સાતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય.
- પહેલા અને છેલ્લા તીર્થંકરના સમયે ઈત્વરિક સામાયિક–ચારિત્રીને અને એક તીર્થંકરના શાસનમાંથી બીજા તીર્થંકરના શાસનમાં આવેલા મહાત્માઓને નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર હોય.

(૩) પરિહારવિશુદ્ધિ ચારિત્ર :

પાંચ મહાવ્રતરૂપ ધર્મનો ત્યાગ કરી, તેનાથી પણ ઉત્તમ અનુત્તરધર્મ, તેને 'પરિહારવિશુદ્ધિ ચારિત્ર' કહેવાય. આ ચારિત્ર વિશિષ્ટ તપશ્ચર્યારૂપ હોય છે. શ્રમણ સમુદાયમાંથી નવ સાધુઓનો સમૂહ ગુર્વાજ્ઞા પામીને, આ ચારિત્રનો સ્વીકાર કરે. આ નવ સાધુઓ જુદા રહીને આરાધના કરે.

છ મહિના સુધી

- ચાર સાધુ તપ કરે.
- ચાર સાધુ સેવા કરે (તપસ્વીઓની)
- એક સાધુ વાચનાચાર્ય બને. તે આઠને સૂત્રાર્થની વાચના આપે.
- છ મહિના પછી, તપ કરનારા ચાર સાધુઓ સેવા કરે, સેવા કરનારા ચાર સાધુઓ તપશ્ચર્યા કરે અને વાચનાચાર્ય સૂત્રાર્થની વાચના આપે. આ ક્રમ પણ છ મહિના સુધી ચાલે.
- છ મહિના પૂર્ણ થયા પછી, વાચનાચાર્ય તપ કરે. શેષ આઠ સાધુઓમાંથી સાત સાધુઓ સેવા કરે અને એક કલ્પસ્થિત આચાર્ય બને.
- આ રીતે ૧૮ મહિનામાં આ તપ પૂર્ણ થાય.
- ઋતુને અનુસાર અને સાધકની શક્તિને અનુલક્ષીને તપશ્ચર્યા કરવાની તીર્થંકરોએ કહી છે:

| તપ | ગ્રીષ્મમાં | શિશિરમાં | વર્ષામાં |
| --- | --- | --- | --- |
| જઘન્ય | ચઉત્થ | છટ્ઠ | અટ્ઠમ |
| મધ્યમ | છટ્ઠ | અટ્ઠમ | દશમ |
| ઉત્કૃષ્ટ | અટ્ઠમ | દશમ | દ્વાદશ |

- ચઉત્થ = એકાસણા ઉપર ઉપવાસ અને પારણે એકાસણું.
  છટ્ઠ = બે ઉપવાસ લાગટ.
  અટ્ઠમ = ત્રણ ઉપવાસ લાગટ.
  દશમ = ચાર ઉપવાસ લાગટ.
  દ્વાદશ = પાંચ ઉપવાસ લાગટ.
- 'પરિહારવિશુદ્ધિ' ચારિત્રને જન્મથી ૨૯ વર્ષના અને દીક્ષાપર્યાયથી ૧૯ વર્ષના સાધુપુરુષો જ સ્વીકારી શકે.
- 'પરિહારવિશુદ્ધિ'નો ૧૮ મહિનાનો કલ્પ પૂર્ણ કરીને ફરીથી પણ એ કલ્પ સ્વીકારી શકે. અથવા 'જિનકલ્પ' સ્વીકારી અથવા શ્રમણ-સમુદાયમાં આવીને સ્થવીરકલ્પ સ્વીકારે.
- આ ચારિત્ર તીર્થંકર પરમાત્મા પાસે સ્વીકારે અથવા તીર્થંકર પાસે દીક્ષિત થયેલા મહાત્મા પાસે સ્વીકારે, બીજાની પાસે નહીં. એટલે વર્તમાનમાં આ ચારિત્ર સ્વીકારી શકાતું નથી.

### (૪) સૂક્ષ્મસંપરાય ચારિત્ર :

આ ચારિત્ર દસમા ગુણસ્થાનકે હોય; અર્થાત્ શ્રેણીમાં હોય. આ ચારિત્રના બે પ્રકાર છે : ૧. સંક્લિશ્યમાન, ૨. વિશુધ્યમાન

- ઉપશમશ્રેણીથી જીવ જ્યારે પડે અને અગિયારમા ગુણસ્થાનકેથી દસમા ગુણસ્થાનકે આવે ત્યારે સંક્લિશ્યમાન ચારિત્ર હોય.
- ઉપશમશ્રેણીએ જીવ ચઢતો હોય કે ક્ષપકશ્રેણીએ ચઢતો હોય ત્યારે વિશુધ્યમાન ચારિત્ર હોય.

(૫) યથાખ્યાત ચારિત્ર

- મોહનીય કર્મનો ઉપશમ થતાં અગિયારમા ગુણસ્થાનકે છદ્મસ્થને આ ચારિત્ર હોય. મોહનીય કર્મનો ક્ષય થતાં બારમા ગુણસ્થાનકે છદ્મસ્થ જીવને આ ચારિત્ર હોય.
- તેરમા અને ચૌદમા ગુણસ્થાનકે સયોગી કેવળીને અને અયોગી કેવળીને આ ચારિત્ર હોય.

આ પાંચ ચારિત્રનો વિસ્તૃત વિચાર ૩૬ દ્વારોથી "પંચસંયત" નામના પ્રકરણ-ગ્રન્થમાં કરવામાં આવ્યો છે. વિશેષ જિજ્ઞાસાવાળાએ એ ગ્રન્થને જોવો જોઈએ.

## ૧૦. પાંચ મહાવ્રતોની પચીસ ભાવના ×

મહાવ્રતોના પાલનમાં આત્મભાવ સુદૃઢ થાય તે માટે મહાવ્રત-ધારી શ્રમણ અને શ્રમણીએ દરેક મહાવ્રતની પાંચ-પાંચ ભાવનાઓ ભાવવી જોઈએ. ભાવનાઓના અભ્યાસ વિના મહાવ્રતો મલિન થઈ જાય. મહાવ્રતોના પાલનમાં શિથિલતા આવી જાય.

'प्रवचनसारोद्धार' ગ્રન્થના આધારે એ પચીસ ભાવનાઓ અહીં બતાવવામાં આવે છે.

પહેલા મહાવ્રતની ભાવનાઓ :

૧. હું ઉપયોગપૂર્વક ગમનાગમન કરીશ, ઉપયોગ વિના ગમનાગમન કરવાથી જીવહિંસા થાય.
૨. ઉપયોગપૂર્વક અવલોકન કરીને ભિક્ષા ગ્રહણ કરીશ. ઉપાશ્રયમાં આવીને પ્રકાશમાં ઊભા રહીને ભિક્ષા જોઈશ અને પછી વાપરીશ. જોયા વિના ભિક્ષા વાપરવાથી જીવહિંસા થવાની સંભાવના રહે છે.
૩. આગમોક્ત પદ્ધતિ મુજબ હું મારાં ઉપકરણો લઈશ અને મૂકીશ.
૪. હું મારા મનનું સમાધાન કરતો રહીશ અને મનને વિશુદ્ધ રાખીશ.

× શ્લોક : ૬૨

કાયિક સંયમ હોવા છતાં દુષ્ટ મન પાપકર્મ બંધાવે છે. પ્રસન્ન-ચન્દ્ર રાજર્ષિને કાયિક સંયમ હતું છતાં માનસિક હિંસાની વિરતિ ન રહેવાથી, સાતમી નરકે જવાનાં કર્મ ઉપાર્જી લીધાં હતાં; માટે હું માનસિક રીતે પણ હિંસાનો વિચાર નહીં કરું.

૫. હું મારી વાણીને સાવદ્યવચનમાં નહીં પ્રવર્તાવું. હંમેશાં નિરવદ્યવચન જ બોલીશ. સાવદ્યવચન ક્યારેક હિંસાનું નિમિત્ત બની જાય.

બીજા મહાવ્રતની ભાવનાઓ :

૧. હું હસવાનું બંધ કરીશ. હસવામાં ક્યારેક અસત્ય બોલાઈ જાય છે. હસવામાં અસત્ય ન બોલાઈ જાય, તે માટે જાગ્રત રહીશ.

૨. હું વિચારીને બોલીશ. જ્ઞાનપૂર્વક વિચાર્યા વિના બોલવાથી કદાચ અસત્ય પણ બોલાઇ જાય; તેથી વૈર બંધાય. બીજા જીવોના પ્રાણ જાય....માટે હું વિચારીને બોલીશ.

૩. પરમાત્માએ કહ્યું છે : ' જે ક્રોધ, લોભ અને ભયને પરિહરે તે જ મુનિ ! ' આવા મુનિ મોક્ષની સમીપ હોય છે. મોક્ષમાર્ગે ચાલતા તેઓ મૃષાનો ત્યાગ કરે. હું ક્રોધથી મુક્ત બનીને, મૃષાનો ત્યાગ કરું છું.

૪. લોભથી અભિભૂત ચિત્તવાળો મનુષ્ય અત્યંત અર્થકાંક્ષાથી અને ખોટી સાક્ષી આપીને અસત્ય બોલે છે, માટે સત્યવ્રતી મહાત્માએ લોભ ન કરવો જોઈએ. હું લોભનો ત્યાગ કરું છું.

૫. પોતાના પ્રાણ, ધન આદિની રક્ષાના ભયથી મનુષ્ય સત્ય નથી બોલતો. હું નિર્ભય બનીશ. નિર્ભયતાને આત્મસાત્ કરીશ, જેથી અસત્ય બોલાય નહીં.

ત્રીજા મહાવ્રતની ભાવનાઓ :

૧. ઇન્દ્ર, રાજા, ઘરનો માલિક, શય્યાતર, સાધર્મિક વગેરેના અવગ્રહની યાચના કરવાની જિનાજ્ઞા છે. હું એ પ્રમાણે જગાના માલિકનો અવગ્રહ યાચીશ.

૨. 'અવગ્રહ (માગેલી જગા)માંથી જ તૃણ વગેરે લેવાં જોઈએ,' તે મુજબ 'હું આ તૃણ વગેરેને લઉં?' એમ અનુજ્ઞા માગીને તૃણાદિ લઈશ.

૩. જગાના માલિકે જગા આપી હોય તે છતાં વારંવાર એની અનુજ્ઞા માગવી જોઈએ. પાણી વગેરે પરઠવવાની જગા અને ચરણપ્રક્ષાલનની જગા પણ માગવી જોઈએ અને એ જગાએ જ પરઠવવું જોઈએ, જેથી જગાના માલિકને ચિત્તસંક્લેશ ન થાય. હું એ રીતે વર્તીશ.

૪. આગમોક્ત વિધિ મુજબ આહાર–પાણી લાવીને, ગુરુને બતાવીને, આલોવીને, ગુરુ કે વડીલની અનુજ્ઞા લઈને એકલા કે માંડલીમાં આહાર–પાણી વાપરવાનાં હોય છે; નહીંતર 'ગુરુ–અદત્ત' દોષ લાગે.

૫. જે સ્થાનમાં, જે ક્ષેત્રમાં (પાંચ ગાઉ) માસકલ્પાદિ સાધુઓ રહેલા હોય, તે સ્થાનમાં કે ક્ષેત્રમાં બીજા સાધુઓને રહેવું હોય તો તેમણે પૂર્વે રહેલા સાધુઓની આજ્ઞા લેવી જોઈએ; નહીંતર ચોરીનો દોષ લાગે. હું એ રીતે અવગ્રહ યાચીને રહીશ.

**ચોથા મહાવ્રતની ભાવનાઓ :**

૧. હું સ્નિગ્ધ આહાર નહીં કરું. અતિ આહાર નહીં કરું. સ્નિગ્ધ અને મધુર આહારથી કે જે અવશ્ય વિકારો પેદા કરે છે અને વીર્યને પુષ્ટ કરે છે, તેવો આહાર નહીં કરું. તેવો આહાર કરવાથી ભોગવાસના જાગે છે અને બ્રહ્મચર્યનો ભંગ થાય છે. શરીરને પણ નુકસાન થાય છે.

૨. હું સ્નાન નહીં કરું, વિલેપન નહીં કરું. વિવિધ વિભૂષામાં રક્તચિત્ત ખાલી થઈ જવાથી તેમાં અબ્રહ્મના વિચારો પ્રવેશી જાય છે.

૩. સ્ત્રીને જોઈશ નહીં. તેનાં અંગોપાંગ સ્પૃહાથી જોઈશ નહીં. સ્ત્રીઓના અવયવો જોવાથી બ્રહ્મચર્યની ભાવના નબળી પડે છે.

૪. હું સ્ત્રીઓનો પરિચય નહીં કરું. સ્ત્રીસંસક્ત વસતિમાં નહીં રહું, સ્ત્રીના વાપરેલા આસન ઉપર નહીં બેસું.

૫. અપ્રશસ્ત સ્ત્રીકથા નહીં કરું. સ્ત્રીકથાથી મનમાં કામોન્માદ જાગે છે.

પાંચમા મહાવ્રતની ભાવનાઓ :

૧. હું સારા કે નરસા શબ્દમાં ગૃદ્ધિ કે દ્વેષ નહીં કરું.
૨. હું સારા કે નરસા રૂપમાં ગૃદ્ધિ કે દ્વેષ નહીં કરું.
૩. હું સારા કે નરસા રસમાં ગૃદ્ધિ કે દ્વેષ નહીં કરું.
૪. હું સારી કે નરસી ગંધમાં ગૃદ્ધિ કે દ્વેષ નહીં કરું.
૫. હું સારા કે નરસા સ્પર્શમાં ગૃદ્ધિ કે દ્વેષ નહીં કરું.

પંડિત પુરુષ જિતેન્દ્રિય હોય અને સર્વસાવદ્ય પાપોથી–બાહ્ય અભ્યંતર પરિગ્રહથી રહિત હોય. શબ્દાદિ વિષયોમાં રાગ–દ્વેષ કરવાથી પાંચમા મહાવ્રતની વિરાધના થાય છે. માટે હું એ વિષયોમાં રાગ–દ્વેષ નહીં કરું.

આ રીતે પાંચ મહાવ્રતોની પચીસ ભાવનાઓ રોજ ભાવવાથી મહાવ્રતોનું પાલન ઉજ્જવળ બને છે. પાલનમાં દઢતા આવે છે.



## ૧૧. યોગનિરોધ*

સમુદ્ઘાતથી નિવૃત્ત કેવળી ભગવાન 'યોગનિરોધ'ના માર્ગે વળે છે. યોગનિમિત્તે (મન–વચન–કાયાના) થતા કર્મબંધનો નાશ કરવા માટે યોગનિરોધ કરવામાં આવે છે. આ ક્રિયા અન્તર્મુહૂર્તકાળમાં કરવામાં આવે છે.

સર્વપ્રથમ બાદર કાયયોગના બળથી બાદર વચનયોગને રોધે. પછી બાદર કાયયોગના આલંબને બાદર મનોયોગને રોધે. પછી ઉચ્છ્વાસ–નિશ્વાસને રોધે. ત્યારબાદ સૂક્ષ્મ કાયયોગથી બાદર કાયયોગને રોધે. (કારણ કે જ્યાં સુધી બાદરયોગ હોય ત્યાં સુધી સૂક્ષ્મ યોગો રોધી શકાતા નથી.)

ત્યારપછી સૂક્ષ્મ કાયયોગથી સૂક્ષ્મ વચનયોગને રોધે અને પછીના સમયે સૂક્ષ્મ મનોયોગને રોધે. ત્યારબાદના સમયે સૂક્ષ્મ કાયયોગને રોધે.

---

* શ્લોક : ૭૪

સૂક્ષ્મ કાયયોગને રોધવાની ક્રિયા કરતો આત્મા 'સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી' નામના શુક્લધ્યાનના ત્રીજા ભેદ ઉપર આરૂઢ થાય અને તેરમા ગુણસ્થાનકના ચરમસમય–પર્યંત જાય.

સયોગી કેવળી–ગુણસ્થાનકના ચરમ (અંતિમ) સમયે ૧. સૂક્ષ્મ-ક્રિયા અપ્રતિપાતી ધ્યાન ૨. સર્વ કિટ્ટિઓ ૩. શાતા–કર્મનો બંધ ૪. નામ–ગોત્ર કર્મની ઉદીરણા ૫. શુક્લલેશ્યા ૬. સ્થિતિ–રસનો ઘાત અને ૭. યોગ. આ સાત પદાર્થોનો એક સાથે નાશ થાય છે અને આત્મા અયોગી કેવળી બને છે.



## ૧૨. ચરણ–સપ્તતિ*

ચરણ એટલે ચારિત્ર. ચારિત્રધર્મના ૭૦ પ્રકારો બતાવવામાં આવ્યા છે. આ ૭૦ પ્રકારના ચારિત્રધર્મની આરાધના મુનિએ કરવાની હોય છે. તે પ્રકારો આ રીતે છે :

| | |
|---|---|
| મહાવ્રતો : | ૫ |
| શ્રમણધર્મ : | ૧૦ |
| સંયમ : | ૧૭ |
| વૈયાવૃત્ય : | ૧૦ |
| બ્રહ્મચર્યગુપ્તિ : | ૯ |
| જ્ઞાનાદિ : | ૩ |
| તપ : | ૧૨ |
| ક્રોધાદિનિગ્રહ : | ૪ |
| | ૭૦ |

**પાંચ મહાવ્રત :**

૧. પ્રાણાતિપાતવિરમણ મહાવ્રત
૨. મૃષાવાદવિરમણ મહાવ્રત
૩. અદત્તાદાનવિરમણ મહાવ્રત
૪. મૈથુનવિરમણ મહાવ્રત
૫. પરિગ્રહવિરમણ મહાવ્રત

**દસ શ્રમણધર્મ**

૧. ક્ષમા ૨. નમ્રતા ૩. સરળતા ૪. લોભત્યાગ ૫. તપ ૬. સંયમ ૭. સત્ય ૮. શૌચ ૯. આકિંચન્ય ૧૦. બ્રહ્મચર્ય.

* શ્લોક : ૯૬

સત્તર પ્રકારનું સંયમ :

૫. પ્રાણાતિપાત વગેરે પાંચ આશ્રવોથી વિરતિ
૫. પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ
૪. ચાર કષાયોનો વિજય
૩. મન વચન અને કાયાની અશુભ પ્રવૃત્તિનો નિરોધ

બીજી રીતે સત્તર પ્રકારનું સંયમ :

૯ જીવસંયમ : પૃથ્વીકાયાદિ [ પૃથ્વી, જલ, તેજ, વાયુ, વનસ્પતિ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય ] ૯ પ્રકારના જીવોના મન–વચન–કાયાથી કરણ–કરાવણ અને અનુમોદન દ્વારા સંરંભ, સમારંભ અને આરંભનો ત્યાગ.

૧ અજીવસંયમ : પ્રમાદાદિ દોષયુક્ત અને આયુષ્ય, બુદ્ધિ, શ્રદ્ધા, સંવેગ અને બળથી હીન એવા વર્તમાનકાલીન સાધુગણના ઉપકાર માટે પુસ્તકાદિને પ્રતિલેખના–પ્રમાર્જનાદિ દ્વારા જયણાપૂર્વક રાખવાં.

૧ પ્રેક્ષ્યસંયમ : આંખોથી જોઈને બીજ–લીલી વનસ્પતિ, જીવજંતુ વગેરેથી રહિત ભૂમિ ઉપર બેસવું, ચાલવું, શયન કરવું.

૧ ઉપેક્ષા સંયમ : પાસત્થા, કુશીલ વગેરે નિમ્ન સ્તરના સાધુઓની દયાહીન કઠોર પાપપ્રવૃત્તિની ઉપેક્ષા કરવી. [ બીજા સ્થળે ઉપેક્ષા સંયમના બદલે ‘ પ્રેક્ષાસંયમ ’ કહેલું છે. તેનો અર્થ સંયમમાં ઢીલા પડેલા સાધુઓને પ્રેરણા આપી સંયમમાં સ્થિર કરવા, એ થાય છે. ]

૧ પ્રમાર્જના સંયમ : વસ્ત્ર–પાત્ર વગેરે લેતાં–મૂકતાં પ્રમાર્જન કરવું. ગામમાં પ્રવેશતાં, નીકળતાં પગનું પ્રમાર્જન કરવું.

૧ પારિષ્ઠાપના સંયમ : ભોજન, પાણી, વસ્ત્ર, પાત્ર વગેરેનો ત્યાગ જંતુરહિત ભૂમિમાં કરવો જોઈએ. [‘પારિષ્ઠાપનિકા–નિર્યુક્તિ’–

માં બતાવેલી વિધિ મુજબ પરઠવવું જોઈએ. ગીતાર્થ સાધુ આ વિધિ કરે.]

૧ મનઃસંયમ : દ્રોહ, ઈર્ષ્યા, અભિમાનાદિકથી નિવૃત્તિ અને ધર્મ-ધ્યાનમાં પ્રવૃત્તિ.

૧ વચનસંયમ : હિંસક અને પરુષ (કઠોર) ભાષાથી નિવૃત્તિ, શુભ ભાષામાં પ્રવૃત્તિ કરે.

૧ કાયસંયમ : જવા-આવવા વગેરે ક્રિયાઓમાં ઉપયોગ રાખે.

દસ પ્રકારનું વૈયાવૃત્ય : [ સેવા ]

૧. આચાર્યની સેવા. ૨. ઉપાધ્યાયની સેવા, ૩. તપસ્વીની સેવા.
૪. નૂતન દીક્ષિત મુનિની સેવા ૫. બિમાર, રોગીની સેવા
૬. વૃદ્ધની સેવા ૭. સમાન સામાચારી [આચારપદ્ધતિ]વાળા સાધુઓની સેવા
૮. સંઘ [સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા]ની સેવા
૯. કુળની સેવા. ઘણા સજાતીય ગચ્છોના સમૂહને કુળ કહેવાય છે.
૧૦. ગણની સેવા. ઘણાં કુળોના સમૂહને ગણ કહેવાય.

નવ પ્રકારની બ્રહ્મ-ગુપ્તિ :

૧. વસતિ : સ્ત્રી, પશુ અને નપુંસક વિનાના સ્થાનમાં સાધુએ રહેવું જોઈએ.

૨. સ્ત્રીકથા : બ્રહ્મચારીએ સ્ત્રીઓ સાથે એકાંતમાં વાતો ન કરવી જોઈએ. એવી રીતે સ્ત્રીવિષયક વાતો બીજાઓ આગળ ન કરવી જોઈએ.

૩. આસન : સ્ત્રીઓ સાથે બ્રહ્મચારીએ એક આસન ઉપર ન બેસવું જોઈએ. સ્ત્રી જે જગાએ બેઠી હોય, એ જગા ઉપર બે ઘડી (૪૮ મિનિટ) સુધી ન બેસવું જોઈએ.

૪. સ્ત્રીનાં અંગોપાંગ જોવાં નહીં કે એનું ચિંતન કરવું નહીં.

૫. સ્ત્રી-પુરુષ [દંપતી]નો વાર્તાલાપ સાંભળવો નહીં.

૬. ગૃહસ્થ જીવનમાં કરેલી સ્ત્રી સાથેની ક્રીડાઓ યાદ ન કરવી.

૭. બ્રહ્મચારીએ અતિ સ્નિગ્ધ (ઘી-દૂધવાળું) ભોજન ન કરવું. મધુરાદિ રસયુક્ત ભોજન ન કરવું.
૮. લુખ્ખું પણ ભોજન અધિક ન કરવું જોઈએ.
૯. પોતાના શરીરે સ્નાન, વિલેપન વગેરે ન કરવાં, શણગાર ન કરવો.

ત્રણ જ્ઞાનાદિ :

૧. જ્ઞાન : જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન અવબોધ.
૨. દર્શન : જીવ-અજીવાદિ નવ તત્ત્વોની શ્રદ્ધા.
૩. ચારિત્ર : સર્વપાપપ્રવૃત્તિઓનો જ્ઞાન-શ્રદ્ધાપૂર્વક ત્યાગ.

બાર પ્રકારનો તપ :

૧. અનશન ૨. ઉણોદરી ૩. વૃત્તિસંક્ષેપ ૪. રસત્યાગ ૫. કાયક્લેશ ૬. સંલીનતા ૭. પ્રાયશ્ચિત્ત ૮. ધ્યાન ૯. વૈયાવચ્ચ ૧૦. સ્વાધ્યાય ૧૧. કાયોત્સર્ગ ૧૨. વિનય

ચાર ક્રોધાદિ :

૧. ક્રોધ ૨. માન ૩. માયા અને ૪. લોભનો નિગ્રહ



## ૧૩. કરણસપ્તતિ*

જેનું આચરણ રોજ કરવાનું હોય છે તે "ચરણ" કહેવાય છે. જેનું આચરણ પ્રયોજન ઉપસ્થિત થતાં કરવામાં આવે તેને 'કરણ' કહેવાય છે. દા. ત., પિંડવિશુદ્ધિ. ગોચરી આદિ ગ્રહણ કરતી વેળા જ પિંડવિશુદ્ધિનો ઉપયોગ રાખવો પડે, એ સિવાયના કાળમાં નહીં. મોક્ષાર્થી એવા મુનિવરો માટે કરવાં યોગ્ય કર્તવ્યોને કરણ કહેવાય છે. તે 'કરણ'ના ૭૦ પ્રકારો બતાવવામાં આવ્યા છે આ કરણ-સપ્તતિનું પાલન 'ચરણ-સપ્તતિ'ના પાલનમાં સહાયક છે.

* શ્લોક : ૯૬

| | |
|---|---|
| પિંડવિશુદ્ધિ : | ૪ |
| સમિતિ : | ૫ |
| ભાવના : | ૧૨ |
| પ્રતિમા : | ૧૨ |
| ઇન્દ્રિયનિરોધ : | ૫ |
| પ્રતિલેખના : | ૨૫ |
| ગુપ્તિ : | ૩ |
| અભિગ્રહ : | ૪ |
| | ૭૦ |

પિંડવિશુદ્ધિ :

૧. પિંડ ( આહાર–પાણી ) ૨. મકાન (શય્યા) ૩. વસ્ત્ર ૪. પાત્ર

આ ચાર વસ્તુઓ ગ્રહણ કરતાં સાધુ–સાધ્વીએ ૪૨ દોષોનો ત્યાગ કરવાનો હોય છે.

સમિતિ

૧. ઈર્યા સમિતિ : ત્રસ–સ્થાવર જીવોને અભય આપવાની પ્રતિજ્ઞા કરનાર સાધુપુરુષોએ નીચે જોઈને ચાલવું જોઈએ. કોઈ જીવ પગ નીચે હણાય નહીં તેનો ઉપયોગ રાખીને ચાલવું જોઈએ.

૨. ભાષાસમિતિ : પાપયુક્ત ભાષા ન બોલવી. સત્ય છતાં અપ્રિય ભાષા ન બોલવી. સર્વજીવહિતકારી અને અસંદિગ્ધ ભાષા બોલવી જોઈએ.

૩. એષણા સમિતિ : નિર્દોષ ભિક્ષાની ગવેષણા કરવી. સાધુજીવનમાં ઉપયોગી ઉપકરણ, ઉપાશ્રય, પાટ–પાટલા વગેરેની નિર્દોષ ગવેષણા કરવી.

૪. આદાનનિક્ષેપ સમિતિ : આસન, વસ્ત્ર, પાત્ર, દંડ આદિ આંખોથી જોઈને, ઉપયોગપૂર્વક લેવાં જોઈએ અને મૂકવાં જોઈએ.

૫. પારિષ્ઠાપનિકા સમિતિ : મળ–મૂત્ર, શ્લેષ્મ, અનુપયોગી અન્નપાન-વસ્ત્રાદિનો નિર્જીવ ભૂમિ ઉપર ઉપયોગપૂર્વક ત્યાગ કરવો જોઈએ.

# ભાવના

૧. અનિત્ય ભાવના : પ્રિયજનોનો સંયોગ, ઋદ્ધિ, વિષયસુખો, સંપત્તિ, આરોગ્ય, યૌવન, શરીર અને જીવન અનિત્ય છે.

૨. અશરણ ભાવના : જન્મ, જરા અને મૃત્યુથી ત્રસ્ત, વ્યાધિ અને વેદનાઓથી ભરપૂર આ સંસારમાં જિનવચન સિવાય કોઈ શરણ નથી.

૩. એકત્વ ભાવના : જીવ એકલો જન્મે છે અને એકલો મરે છે.... એકલો જ વેદનાઓ સહે છે, તો આત્મહિત પણ એકલાએ સાધી લેવું.

૪. અન્યત્વ ભાવના : 'હું સ્વજનોથી, પરિજનોથી વૈભવથી અને શરીરથી જુદો છું.' આવી નિશ્ચિત ધારણાવાળાને શોક થતો નથી.

૫. અશુચિ ભાવના : શરીરની અપવિત્રતાનો વિચાર કરવો. શરીરમાં બધું જ બિભત્સ અને ગંદું ભરેલું છે.

૬. સંસાર ભાવના : માતા મરીને પુત્રી, બહેન અને પત્ની બને છે.... પુત્ર મરીને પિતા અને પિતા મરીને શત્રુ બને ! સંસારના સંબંધોની વિચિત્રતાનો વિચાર કરવો.

૭. આશ્રવ ભાવના : મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદ-આ આશ્રવ-દ્વારો છે. તેમાંથી આત્મામાં કર્મો વહી આવે છે. એ આશ્રવ-દ્વારોને બંધ કરવાનો પ્રયત્ન કરવો.

૮. સંવર ભાવના : શુભ આશ્રવ પણ ન જોઈએ અને અશુભ આશ્રવ પણ ન જોઈએ. સમ્યગ્દર્શનાદિ દ્વારા આશ્રવોનાં દ્વાર બંધ કરવાં તે સંવર કહેવાય.

૯. નિર્જરા ભાવના : બાહ્ય-અભ્યંતર તપથી આત્મામાં રહેલાં કર્મોનો નાશ કરવો.

૧૦. લોકસ્વરૂપ ભાવના : ચૌદ રાજલોકનું ચિંતન કરવું. ઊર્ધ્વલોક અધોલોક અને મધ્યલોકનું ચિંતન કરવું.

૧૧. ધર્મસ્વાખ્યાત ભાવના : ધર્મનો પ્રકાશ આપનારા અરિહંત પરમાત્માનું ચિંતન. ધર્મના પ્રભાવો અને ધર્મસ્વરૂપનું ચિંતન.

૧૨. બોધિદુર્લભ ભાવના : બોધિ એટલે સમ્યગ્દર્શન. સમ્યગ્દર્શનની દુર્લભતાનું ચિંતન. સમ્યગ્દર્શન વિના મોક્ષ નહીં.

આ બાર ભાવનાઓ રોજ ભાવવાની હોય છે. એથી આત્મભાવ વિશુદ્ધ બને છે, વૈરાગ્ય પુષ્ટ થાય છે, વિવેક જાગ્રત રહે છે.

## પ્રતિમા

'પ્રતિમા' એટલે પ્રતિજ્ઞા અથવા નિયમ. સાધુજીવનમાં વિશિષ્ટ કોટિના નિયમો સ્વીકારીને, અપ્રમત્ત જીવન જીવવાનો અભ્યાસ કરવાનો હોય છે. પ્રાચીન સમયમાં શ્રેષ્ઠ કોટિના સાધુપુરુષો આ બાર પ્રકારની 'પ્રતિમા'નો ક્રમશઃ અભ્યાસ કરતા હતા. વર્તમાનકાળે આ 'પ્રતિમા' ધારણ કરનારા મુનિઓ જોવામાં આવતા નથી.

(૧) પહેલી 'પ્રતિમા'નો સમય એક મહિનાનો હોય છે. રોજ એક સમય જ ભિક્ષા ગ્રહણ કરે. એક જ વાર, એક જ ધારાએ પાત્રમાં દાતા નાંખે તેટલું ગ્રહણ કરે. એવી રીતે પાણી પણ એક જ ધારાએ પાત્રમાં દાતા નાંખે તેટલું ગ્રહણ કરે. આ રીતે ભિક્ષા અને પાણી ગ્રહણ કરે, તે પણ નીચેના પાંચ પ્રકારના અભિગ્રહમાંથી ગમે તે બે અભિગ્રહ ધારણ કરીને !

૧. અતિ કંજૂસ માણસ પણ જે ભિક્ષા પસંદ ન કરે, તેવી ભિક્ષા મળશે તો લઈશ.

૨. જે ઘરમાં એક જ માલિક હોય, તેવા ઘરમાંથી ભિક્ષા ગ્રહણ કરીશ.

૩–૪ અગર્ભિણી અને બાળક વિનાની સ્ત્રી અથવા બાળકને સ્તનપાન ન કરાવતી હોય, તેવી સ્ત્રી ભિક્ષા આપશે તો જ ગ્રહણ કરીશ.

૫. એક પગ ઊંબરાની બહાર અને એક પગ ઊંબરાની અંદર હોય અને ભિક્ષા આપે, તો ગ્રહણ કરીશ.

- આ 'પ્રતિમા' ધારણ કરનારા મહાત્માઓ જલ હોય, ભૂમિ હોય કે અટવી હોય, સૂર્યાસ્ત થઈ ગયો કે તે જ સ્થાને રોકાઈ જાય. એક પગલું પણ આગળ વધે નહીં, સૂર્યોદય સુધી ત્યાં જ રહે.
- ગામમાં કે નગરમાં લોકો જાણી જાય કે 'આ મહાત્મા પ્રતિમાધારી છે.' તો એ ગામમાં એક રાતથી વધુ ન રોકાય. અજ્ઞાત ગામમાં બે રાત્રિ રહી શકે.
- જે માર્ગે જતા હોય, તે માર્ગ ઉપર સામેથી કે પાછળથી હિંસક પશુ આવે, તો પણ આ મુનિ પોતાનો માર્ગ ન છોડે. પશુ હિંસક ન હોય તો માર્ગ છોડી શકે.
- તડકામાંથી છાંયડામાં ન જાય. છાંયડામાંથી તડકે ન જાય.
- એક મહિના સુધી અખંડિતપણે ગામેગામ વિચરતા રહે.
- મોટા ભાગે મૌન રહે. ઉપાશ્રય, ઘાસ, આદિની અનુજ્ઞા લેવા પૂરતું જ બોલે. (શય્યાતરની અનુજ્ઞા લેવી પડે.)
  ત્રણ પ્રકારની વસતિ (સ્થાન)માં વાસ કરે, બીજે નહીં. ૧. સર્વસાધારણ ધર્મશાળામાં. ૨. ભીંતો વિનાના અને છાપરા વિનાના ખંડિયેરમાં ૩. વૃક્ષની નીચે.
- મકાનમાં આગ લાગી હોય તો પણ તેઓ સ્વેચ્છાથી બહાર ન નીકળે. કોઈ પકડીને બહાર કાઢે તો નીકળી જાય. પગમાં કાંટો વગેરે વાગ્યું હોય તો કાઢે નહીં. આંખમાં તૃણ, રેતી વગેરે પડ્યું હોય તો ન કાઢે, હાથ–પગ વગેરે ધુવે નહીં.
- એકાકી વિહાર કરે.

(૧) જ્યારે એક મહિનાની આ 'પ્રતિમા' પૂર્ણ થાય ત્યારે તે મહાત્મા પોતાના આચાર્યની પાસે જાય, ગચ્છમાં જાય. આચાર્ય, રાજા વગેરેને પ્રેરણા કરીને, એ મહાત્માનું ભવ્ય સ્વાગત કરાવે, તપશ્ચર્યાના બહુમાન માટે.

(૨ થી ૭) બીજી 'પ્રતિમા'માં ભિક્ષાની બે દત્તિ અને પાણીની બે દત્તિ હોય છે. [ એક ધારાએ ભિક્ષાપાત્રમાં આવે, તે એક 'દત્તિ' કહેવાય. ] ત્રીજી 'પ્રતિમા'માં ત્રણ–ત્રણ દત્તિ, ચોથીમાં ચાર–ચાર....સાતમીમાં સાત–સાત દત્તિ ગ્રહણ કરે. બાકી બધા જ નિયમો પહેલી પ્રતિમાની જેમ જ હોય.

(૮) એક દિવસ ઉપવાસ, એક દિવસ આયંબિલ....આ રીતે મહિના સુધી કરે. આયંબિલમાં 'દત્તિ'નો નિયમ ન હોય.

- ૦ ગામની બહાર રાત્રિ પસાર કરે. કાં ચત્તા સૂવાનું, કાં પડખે સૂવાનું, કાં સુખાસને બેસવાનું.
- ૦ દેવકૃત, મનુષ્યકૃત, તિર્યંચકૃત ઘોર ઉપસર્ગો સહન કરે.
- ૦ તન–મનથી અવિચલ રહે.

બાકી બધા નિયમો પહેલી પ્રતિમાની જેમ પાળે.

(૯) તપશ્ચર્યા આઠમી પ્રતિમાની જેમ. ગામ બહાર રહે. ઉત્કુટુક આસને બેસે અથવા માથું અને પાંસળીઓ જ જમીનને સ્પર્શે એ રીતે સૂવે અથવા માત્ર પીઠ જ જમીનને સ્પર્શે એ રીતે સૂવે અથવા પગ લાંબા કરીને સૂવે.

(૧૦) તપશ્ચર્યા ૮–૯ પ્રતિમાની જેમ. ગામની બહાર રહે. 'ગોદોહિકા' આસને બેસે. અથવા 'વીરાસન'થી બેસે, અથવા આમ્રવૃક્ષની જેમ વક્ર–આકારે બેસે.

(૧૧) આ પ્રતિમા ત્રણ દિવસની હોય છે. પહેલા દિવસે એકાસન કરે પછી બે દિવસ છટ્ઠનો તપ કરે. પાણી પણ ન લે. ગામની બહાર કાયોત્સર્ગમાં જ રહે.

(૧૨) ચોવિહાર અટ્ઠમ કરે. ગામની બહાર નદીના કિનારે રહે. આંખોના પલકારા પણ ન થાય, નિર્નિમેષ દૃષ્ટિ રાખે. કાયોત્સર્ગમાં ઊભા રહે, એક વસ્તુ ઉપર જ દૃષ્ટિ સ્થિર રાખે. ચાર દિવસની આ પ્રતિમા હોય છે. પહેલા દિવસે એકાસણું કરે.

આ બાર પ્રતિમાઓ વહન કરનારા મહાત્માઓને લબ્ધિઓ પ્રગટે છે, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન થાય છે.

જો ભૂલો કરે, વિરાધના કરે તો ગાંડો થઈ જાય, રોગી બની જાય કે શ્રદ્ધાભ્રષ્ટ થઈ જાય.

ઇન્દ્રિયનિરોધ :

ઇષ્ટ–અનિષ્ટ વિષયોમાં રાગ–દ્વેષનો અભાવ.

| ઇન્દ્રિય | વિષય | |
|---|---|---|
| ૧. સ્પર્શેન્દ્રિય | સ્પર્શ | ઇન્દ્રિયોની પોતપોતાના વિષયમાં |
| ૨. રસનેન્દ્રિય | રસ | આસક્તિનો ત્યાગ કરવો, તેનું નામ |
| ૩. ઘ્રાણેન્દ્રિય | ગન્ધ | ઇન્દ્રિયનિરોધ, વિષયાસક્તિથી તો |
| ૪. ચક્ષુરિન્દ્રિય | વર્ણ | જીવાત્મા ક્લેશ જ અનુભવે છે અને |
| ૫. શ્રોત્રેન્દ્રિય | શબ્દ | વિનાશ પામે છે. |

પ્રતિલેખના

વિધિપૂર્વક ચોલપટ્ટાદિ ઉપકરણોનું નિરીક્ષણ કરવું. આ પ્રતિ-લેખના [ પડિલેહણા ] ત્રણ સમયે કરવાની હોય છે. ૧. પ્રભાતમાં ૨. પોરિસી–સમયે અને ૩. સાંજે

૧. **પ્રાભાતિક પ્રતિલેખના :** સવારે દસ ઉપકરણોની પ્રતિલેખના કરવાની હોય છે. ૧. મુહપત્તિ ૨. રજોહરણ ૩–૪. નિશેથિયાં ૫. ચોલપટ્ટો ૬–૭–૮. ત્રણ કપડાં (એક ઊનનું અને બે સુતરાઉ) ૯. સંથારો અને ૧૦. ઉત્તરપટ્ટો. 'નિશીથ–ચૂર્ણિ' અને 'કલ્પ-ચૂર્ણિ'ના મતે અગિયારમું ઉપકરણ દાંડો છે.

**પ્રતિલેખનાના ક્રમ :** સર્વ પ્રથમ મુહપત્તિ, પછી રજોહરણ બહારનું નિશેથિયું, અંદરનું નિશેથિયું, ચોલપટ્ટો (સાધ્વીના માટે સાડો) તે પછી ત્રણ કપડાં ઉત્તરપટ્ટો, સંથારો અને દાંડો.

સર્વપ્રથમ આચાર્યાદિ વડીલોનાં ઉપકરણોની પ્રતિલેખના કરવી જોઈએ. તે પછી અનશન સ્વીકારેલા સાધુની, તે પછી ગ્લાનની, નૂતન દીક્ષિતની અને પછી પોતાની.

૨. **પોરિસી સમયની પ્રતિલેખના :** મુહપત્તિનું પડિલેહણ કરી, સાત ઉપકરણોનું પડિલેહણ કરવાનું. ૧. ગુચ્છા ૨. પડલાં ૩. પાત્રકેસરિકા ૪. પાત્રબંધ ૫. પાત્રક ૬. રજસ્રાણ અને ૭. પાત્રસ્થાપના.

૩. **સાંજના પ્રતિલેખના :** દિવસના ત્રણ પ્રહર વીત્યા પછી ચૌદ ઉપકરણોની પ્રતિલેખના કરવાની હોય છે. ૧. મુહપત્તિ, ૨. ચોલપટ્ટો ૩. ગુચ્છા, ૪. પાત્રપ્રતિલેખનિકા ૫. પાત્રબંધ ૬. પડલાં ૭. રજસ્રાણ ૮. પાત્રસ્થાપના ૯. માત્રક ૧૦. પાત્રક ૧૧. રજોહરણ ૧૨–૧૩–૧૪. ત્રણ કપડાં

**વસતિ-પ્રમાર્જન :** જે મકાનમાં સાધુ રહ્યા હોય તે મકાનમાંથી, શિયાળામાં અને ઉનાળામાં રોજ બે વાર કાજો લે. ચોમાસામાં ત્રણ વાર કાજો લે.

## ગુપ્તિ

મન, વચન અને કાયાના અશુભ વ્યાપારોનું વર્જન અને શુભમાં પ્રવર્તન, તે 'ગુપ્તિ' કહેવાય. તેના ત્રણ પ્રકારો છે.

૧. મનોગુપ્તિ ૧. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન થાય, તેવી કલ્પનાઓનો ત્યાગ.

૨. શાસ્ત્રાનુસારી, પરલોકહિતકારી એવું ધર્મધ્યાન વધે, તેવી મનની તટસ્થ વૃત્તિ.

૩. શુભ અને અશુભ મનની વૃત્તિને રોકવાપૂર્વક 'યોગનિરોધ'ના સમયે અનુભવાતી આત્મરમણતા.

૨. વચનગુપ્તિ : ૧. મુખ–નેત્ર અને ભ્રૂકુટીના વિકાર કરવા, આંગળીઓ હલાવવી, ખાંસી ખાવી, 'હું....હું....' એવો અવાજ કરવો, પથ્થર ફેંકવા વગેરે અર્થસૂચક ચેષ્ટાઓના ત્યાગપૂર્વક મૌન રહેવું જોઇએ.

૨. ‘મુહપત્તિ’થી જયણા રાખી, વાચના આપતાં, સૂત્રાર્થમાં પોતાનો કે બીજાનો સંદેહ નિવારતાં, લોક–અવિરુદ્ધ અને આગમ–અવિરુદ્ધ ઉપદેશ આપતાં.

૩. કાયગુપ્તિ : ૧. આગમાનુસારી પ્રવૃત્તિ સિવાયની પ્રવૃત્તિઓનો ત્યાગ. ઉપસર્ગ અને પરિસહ વખતે ‘કાયોત્સર્ગ’–માંથી વિચલિત ન થાય. ‘યોગનિરોધ’ના સમયે સર્વથા કાયવ્યાપારનો ત્યાગ.

૨. સંદેહ પડતાં જયણાપૂર્વક અને વિનયપૂર્વક ગુરુને પૂછવા જવું. ઉપયોગપૂર્વક ભૂમિ અને સંથારાની પ્રતિલેખના કરવી. આગમને અનુસરીને ક્રિયાઓ કરવી. આ બધામાં ઇચ્છાનુસાર ક્રિયાઓનો ત્યાગ હોવાથી અને આગમાનુસારિતા હોવાથી ‘ગુપ્તિ’ કહેલાય.

**અભિગ્રહ :**

અભિગ્રહ એટલે વિશિષ્ટ પ્રતિજ્ઞા.

૧. દ્રવ્ય–અભિગ્રહ : દા. ત., ‘જો અડદના બાકળા સૂપડામાં રહેલા મળશે તો જ લઈશ.’

૨. ક્ષેત્ર–અભિગ્રહ : દા. ત., ‘બેડીમાં જકડાયેલી, એક પગ ઉંબરની અંદર અને એક પગ ઉંબરની બહાર હોય એવી દાત્રી આપશે તો જ લઈશ.’

૩. કાળ–અભિગ્રહ : દા. ત., ‘દિવસની બીજી પોરિસી વીત્યા પછી જ લઈશ.’

૪. ભાવ–અભિગ્રહ : દા. ત., ‘મૂંડાયેલા મસ્તકવાળી, રડતી દાત્રી આપશે તો જ લઈશ.’ આ ચાર પ્રકારોમાં સર્વે અભિગ્રહોનો સમાવેશ થઈ જાય.

 સમાપ્ત 